ધાર્મિક તેમજ તત્ત્વજ્ઞાનના વિષયો ચર્ચતું પુસ્તક.

# સૃષ્ટિનું જ્ઞાન.



લેખક :-

શ્રી. દયારામ બેચરભાઇ ભટ્ટ

અમદાવાદ.



કિંમત રૂા. ૩—૦—૦

પ્રકાશક :–
દયારામ બેચરભાઈ ભટ્ટ
રાયપુર, મકેરીવાડ, હવેલીની ખડકી,
અમદાવાદ.



આવૃત્તિ ૧ લી. ] ભાદ્રપદ સંવત ૧૯૯૬. [ પ્રત, ૧૦૦૦

મુદ્રક :–
મગનલાલ મનસુખરામ પુરોહિત
પુરોહિત પ્રિન્ટીંગ પ્રેસ,
ઘીકાંટા રોડ–અમદાવાદ.

## ❊ શ્રી મહાકાળી ❊



ગામ સોનારડામાં શ્રી. દયારામ બેચરભાઈ ભટ્ટના શુભ હસ્તે પધરાવેલાં શ્રી કાળકાજીની પ્રતિમા.

# અર્પણ પત્રિકા



શાન્ત, નમ્ર અને વિનયની મૂર્તિ
સમા પૂજ્ય પિતાશ્રીના સ્વર્ગીય
અમર આત્માને આ સૃષ્ટિ-
જ્ઞાનનું પુસ્તક નમ્ર ભાવે
અર્પણ કરૂં છું.

દયારામ.

# નિવેદન.

---

પ્રિય વાંચકો,

આ પુસ્તકમાં નીતિ તથા બોધ વિષયક સિદ્ધાન્તોની ચર્ચા કરવામાં આવી છે. નીતિના ઘણા સિદ્ધાન્તો છે. દરેક સિદ્ધાંતનું સંપૂર્ણ વિવરણ કરવા જેટલો વિદ્યાનો હું અભ્યાસી નથી અને તેથી આ સિદ્ધાન્તો રજુ કરવામાં કંઇ નવું ઉત્પન્ન કરવાનો હું ડોળ પણ કરતો નથી. આ પુસ્તકમાં એવી વાતો છે કે જે આપણે આપણા હંમેશના વ્યવહારમાં અનુભવીએ છીએ અને સમજીએ છીએ.

હું વાચક વર્ગને વિનંતિ કરૂં છું, કે તેમને પોતાને જેવી અંતરની લાગણી થાય અને મનુષ્ય જાતિના ભલા માટે જેવા વિચાર આવે તે પ્રમાણે વર્તવાનો નિર્ણય કરવો. નીતિ એ ધર્મની પરિચારિકા છે. દરેક ધર્મ નીતિ ઉપર રચાએલો છે. નીતિના સઘળા સિદ્ધાન્તો જગતના સર્વ ધર્મમાં જોવામાં આવે છે. જગતના ધર્મની બાબતોમાં દઢ અને પૂર્ણ થવાને માટે આપણે આપણું જીવન મજબૂત અને નીતિના ધોરણ ઉપર રચવું જોઇએ. આપણે દરેકે આપણા જીવનમાં નીતિની જરૂરીઆત અને ઉપયોગ સ્વીકારવો જોઇએ.

આ ઘોર કળિયુગના સમયમાં વર્ણાશ્રમ ધર્મ પાળતા સર્વ મનુષ્યોમાંથી ધર્મભાવના દિવસે દિવસે ઘટતી જાય છે. ઘણા મનુષ્યોને ધર્મ શું વસ્તુ છે, તેનું પણ પુરૂં ભાન હોતું નથી. આ કારણને લઈને આ પુસ્તક બહાર પાડવાનું મારા અંતરમાં લાંબા સમયથી મંથન ચાલ્યા કરતું હતું. મહાશક્તિ, બ્રહ્મ સ્વરૂપી ભગવતી દેવીના કૃપાબળ વડે સમસ્ત વિશ્વતંત્ર નિયમિત ચાલી રહેલું છે,

જે તત્ત્વરૂપને અખંડાનંદ અનુભવે છે, તેની પરાશક્તિ, ચિત્તશક્તિ, જ્ઞાનશક્તિ, ક્રિયાશક્તિ, ભૂવનેશ્વરી, મહામંત્રદાયિની, મહાદેવી, જગદંબાની પ્રેરણાથી મારા ચાલી રહેલા મંથનને વેગ મળ્યો.

આ પુસ્તક સરળ ભાષામાં લખવા મેં મારાથી બનતો પ્રયાસ કર્યો છે. હું આશા રાખું છું કે આ વાંચવાથી ઘણાને હંમેશનો લાભ થશે. દરેક સિદ્ધાંતને માત્ર વાંચી જવા કરતાં તે દરેકની ઉપર થોડી પળ મનન કરવાથી વધુ લાભ થશે. હું વાચકોને વિનંતિ કરૂં છું કે તેમણે દરેક સિદ્ધાન્તને એક પછી એક લઇ તેના ઉંડાણમાં ઉતરી, તેનું સતત્ ચિંતન કરી, તેને જીવનમાં ઉતારવા પ્રયત્ન કરવો.

દરેકે પોતાના હૃદયને શુદ્ધ અને પવિત્ર રાખવું અને જીવનના અણધારેલા સંજોગોનાં તોફાન અને મોજાંઓની સામે દ્રઢતાથી ઉભા રહેવા ધર્મ અને નીતિની ઢાલ રાખવી.

સર્વ પદાર્થોનું પરમ કારણ અભ્યાસ છે. અભ્યાસ વિના માણસનો પ્રયત્નયોગ પણ નાશ પામે છે. અભ્યાસ વડે ચિત્ત સ્થિર થાય છે. અભ્યાસ વડે પ્રાણનો નિરોધ થાય છે. અભ્યાસ વડે પરમાનંદ મળે છે. અભ્યાસ વડે જ આત્માનો સાક્ષાત્કાર થાય છે. માટે તમે અભ્યાસી બનો.

અનંત પૂણ્યકર્મોના પ્રભાવથી પ્રાપ્ત થએલો મનુષ્યદેહ માત્ર વિષયસેવનમાં વ્યર્થ ગુમાવી નાંખવો એ અનુચિત છે. વીર્યવાન અને બુદ્ધિમાન અધિકારી જનોએ પોતાની બુદ્ધિને પ્રકાશિત કરવા માટે પોતાની પ્રકૃતિ સ્થિતિને અનુકૂળ આવે એવી રીતે યોગવિદ્યાનું અવશ્ય અનુષ્ઠાન કરવામાં તત્પર રહેવું જોઇએ.

જેઓ શ્રદ્ધાપૂર્વક પ્રયત્ન કરે છે તેઓનાં સર્વ વિઘ્નો નાશ પામે છે, અને સર્વત્ર પરમ શાન્તિ સ્થપાય છે. પરમ શાન્તિથી

તેઓનાં દિવ્યચક્ષુ ખુલ્લાં થાય છે. માટે સાચા અભ્યાસી બનવા તપ કરો.

આ સંસારસમુદ્ર મહા ગહન છે. એમાં જે તોફાન અને પવન લાગે છે, તે એવા તો અસાધ્ય છે, કે તેમાંથી સહિસલામત આવેલાં થોડાં વહાણુ કોઇની દૃષ્ટિએ આવે છે. એવા મહાત્માઓનાં જીવન એ તો મહાન અનુભવની ખાણો છે. એમનાં વર્તન, તથા શિક્ષણુ ભવસાગર તરવામાં મદદરૂપ બને છે.

મનુષ્યનાં સાચાં લક્ષણુ સત્ય, દયા, પવિત્રતા, સહનશીલતા, યોગાયોગનો વિવેક, મનોનિગ્રહ, ઇંદ્રિય નિગ્રહ, અહિંસા, બ્રહ્મચર્ય, દાન, યથોચિત તપ, સરળતા, સંતોષ, સેવા, પ્રવૃત્તિ કર્મમાંથી નિવૃત્તિ; એ સઘળાં મનુષ્યોની નિષ્ફળ જતી ક્રિયાઓને પકડી રાખે છે. ઉપર બતાવેલા ધર્મોનું પાલન કરવું, એ મનુષ્યોનો સાધારણુ ધર્મ કહેવાય. જેનું આચરણુ કરવાથી અંતરાત્મા પ્રસન્ન થાય છે.

આ પુસ્તકમાં સ્થૂલ જીવના સંવાદ, યુગનાં પ્રમાણુ, બ્રાહ્મણુના ધર્મો, તપનો મહિમા, દેવતાઓની દેવપુરીનું વર્ણન ઇત્યાદિ શ્રી જગદંબાની કૃપાથી મારી અલ્પબુદ્ધિ અને અભ્યાસાનુસાર કર્યું છે.

આ પુસ્તકની ભાષામાં સરળતા લાવવા અને ભાષા શુદ્ધિ માટે ભાઇશ્રી સોમાભાઈ મોતીભાઇ પટેલે જે ઉપયોગી મદદ કરી છે તે બદલ તેમનો આભાર માનું છું.

આ પુસ્તકમાં વાચકને કંઇ ત્રૂટી જણાય તો ક્ષમા આપે એવી આશા છે.

દરેક જીવોનું કલ્યાણુ થાવ એવી પ્રાર્થના છે.

અમદાવાદ.
દુર્ગાઅષ્ટમી સં. ૧૯૯૬ } લેખક.

# અનુક્રમણિકા

આ પુસ્તકના કર્ત્તા



શ્રી. દયારામ બેચરભાઈ ભટ્ટ.

સોનારડાવાળા. ∴ હાલ અમદાવાદ

# અધ્યાય ૧ લો.

---

## જીવ તથા સ્થૂલ દેહ.

જીવઃ—હે ભાઈ! આપણુ બન્ને જણા, ખુદ મિત્ર થઈને આજસુધી રહેલા છીએ. એ મિત્રતાને છોડી, હું ચાલ્યો જાઉં છું. કારણ કે તું જડ છે અને હું ચૈતન્યરૂપ છું. મારે હજી ઘણાં કામો કરવાનાં છે, માટે હું તારાથી જુદો પડી જાઉં છું. મિત્રતાનો ત્યાગ કરતાં મારા મનને બહુજ ખેદ થાય છે, પણ 'હું' શું કરૂં 'હું' તો લાચાર છું. કારણ કે 'તું' રથરૂપ છે. 'હું' અંદર બેસનારો છું. રથ જીર્ણ થઈ ગએલો મારા જોવામાં આવે છે. માટે કયી જગા પર એ રથ ભાગી પડશે, એ રથ રસ્તામાં, દવાખાનામાં, ઘરમાં, વનમાં, જાજરૂ કે કોઇ અન્ય વાસના-ભવનમાં ભાગશે, તો મારે ભૂતયોનીમાં દાખલ થઇ લોકોને વળગી હેરાન કરી મારે મારી અધુરી વાસના પૂર્ણ કરવી પડે, તે કરતાં તારો ત્યાગ કરવો એ અતિ ઉત્તમ છે. આ સ્થૂલ શરીર રથરૂપ છે. તે જીર્ણ થયું છે. જેથી આમ તેમ ચાલી શકે તેમ નથી, માટે મારે તારી મિત્રતા છોડવી પડે છે.

સ્થૂલઃ—હે જીવ ભાઇ, તમે મારા મિત્ર છો. તમે જેમ દેવના આશ્રય નીચે છો, તેમ હું પણ છું. હું પંચભૂતનો બનેલો છું. મારે પાંચ જ્ઞાનેન્દ્રિય અને પાંચ કર્મેન્દ્રિય છે. તે હરેક પર એક એક દેવ મારું રક્ષણ કરે છે, મારા પર એ બધા દેવો પ્રસન્ન છે. હું તેઓના આશ્રય તળે રક્ષાએલો છું. જેથી 'હું' જૂઠું નહિ બોલું. આપણે બન્ને સાચી મિત્રતાની ગાંઠથી બંધાએલા છીએ, માટે મારા મિત્રપણાના હકથી 'હું' આપને બે બોલ કહું તે ધીરજ ધારણ કરી સાંભળો. જો આપ મારે લીધે દુઃખી થતા હો! તો શાન્તિ રાખો. આપ દુઃખી થઈ જવા માગો છો, તેમાં દોષ મારો છે કે આપનો, તેનો વિચાર કરો. આપે આ સ્થૂલ દેહે અનેક ભોગો ભોગવી મારી અધોગતિ કરી નાખી છે. હજી આપનું આગેવાન મન, રોગગ્રસ્ત શરીરે, ભોગવિલાસ કરવા, વલખાં મારી રહ્યું છે, પણ એવા દેહે આપને એ ભોગ મળતા નથી. જેથી આપ મને દોષિત ઠરાવો છો. ખરી રીતે જોતાં આપજ દોષિત છો, કારણ કે આપેજ મારું ઘર જીર્ણ કરી નાખ્યું છે. આપના આવતા પહેલાં એ દેવમંદિર જેવું પવિત્ર હતું. આપના આવતા પહેલાં પાંચ માસ અગાઉ આ ઘર તૈયાર કરી રાખેલું તેમાં આવી આપે વાસ કર્યો. એ પવિત્ર ધામમાં આપ પરમાત્મા સાથે કોલકરાર કરી કેવી ગમ્મત કરતા હતા તે શું 'અમે' જાણતા ન હતા? આ ઘરમાં કોલકરાર કર્યા પછીથી સૂક્ષ્મરૂપી જીવ પરમાત્માથી જુદા પડયા છો. પિંજરામાંથી બહાર આવતાં વેંતજ જગતની હવા લાગતાંની સાથેજ

આપે કરેલા કોલકરારનો ભંગ કરવા ખૂબ ધાંટા પાડી કહેવા લાગ્યા કે "હું અહીં તું તહીં." આ રીતે અન્યને હેરાન કરી અનેક ભોગવિલાસ ભોગવી અમને દોષિત ઠરાવો છો, તે અમે શી રીતે સહન કરીએ.

જીવઃ—હે સ્થૂલ! તારા બધા દરવાજા બગડી ગયા છે. ગુદા દરવાજાનાં બારણાં વીલાં પડી ગયાં છે. તેથી અન્ન પાણી કબજે રહી શકતું નથી. નેત્ર દરવાજા ધાર્યું કામ આપતા નથી. કર્ણદ્વાર પણ બંધ થઈ ગયાં છે. જેથી અમે જોઇ કે સાંભળી શકતા નથી. મુખદ્વાર તો ખુલ્લુંજ છે. પણ વ્યાધિથી ગળું ઝલાઈ ગયું છે, તેથી મિષ્ટાન્નની મઝા માણી શકાતી નથી. તો પછી મને શાન્તિ શી રીતે વળે? માટે તમારાથી જુદા પડવામાંજ મને સુખ છે.

સ્થૂલઃ—હે ભાઈ જીવ! તારી બુદ્ધિ ક્યાં ગઇ છે? તારી સત્કર્મ અને અસત્કર્મ રૂપી કમાણી એટલે પાપ અને પુણ્ય સાથે આવશે. કરેલી કમાણી પ્રમાણેજ સુખ દુઃખ મલે છે. જો સારી કમાણી કરશો તો યોગ્ય સ્થાન પ્રાપ્ત થશે, અને જો નઠારી કમાણી કરશો તો અયોગ્ય સ્થાન મળશે. કહેવાનું તાત્પર્ય એ છે કે, 'જેવું વાવશો તેવું લણશો.' સાચી કમાણી કરવી એ આપણા હાથની વાત છે. મારે તમારી શી ગરજ છે કે હું તમને સમજાવવા આટલી બધી તસ્દી લઉં? મારે અને તમારે બીજો કોઇ જાતનો સંબંધ નથી, કારણ કે આ ઘરના અમે પાંચ ભાગીદાર છીએ. અમે અમારો હિસ્સો સરખે ભાગે

વહેંચી લઇશું, અને પછી જુદાં જુદાં તત્ત્વોમાં ભળી જઇશું. પણ તમે તો માત્ર એકલાજ છો, જેથી મારે આપની આટલી બધી ચિંતા કરવી પડે છે. આપ તો સ્વાર્થી છો. આપે મને ઘણું જ દુઃખ દીધું છે છતાં હું આપનું સદા હિત ચાહવા તત્પર છું. આપ મને કષ્ટ આપો છો અને એ ઉપરાંત આપ મારા રથનોજ વાંક કાઢો છો, એ કેવળ આપનીજ અજ્ઞાનતા છે. જેથી આપ દુઃખી છો.

જીવઃ—અહ્યા સ્થૂલ મિત્ર ! તું જતાં જતાં મને મહેણાં શા માટે મારે છે? મેં તને જે કાંઇ દુઃખ દીધું હોય તે બધું મને બતાવ. કારણ કે હું તે જાણતો નથી.

સ્થૂલ :—મિત્ર ! તારા માટે તો મુખદ્વારમાં બત્રીસ સેવાભાવી મજૂર બેસાડયા છે. તે સેવાનું કામ કરી રહ્યા છે. તને જે જે વસ્તુની જરૂર હોય છે, તે તે વસ્તુઓ મનરૂપી મોટો મુનીમ ખરીદ કરીને રસનાની પરવાનગીથી મોકલાવે છે. જેમ જેમ ભોગવિલાસ વધતા ગયા તેમ તેમ તમે આનંદ સાગરમાં ફૂદકા મારી મસ્ત બનતા ગયા. આપની મસ્તીની મઝાના ઉપભોગમાંજ આપ રચ્યા પચ્યા રહેવા લાગ્યા. જેથી આપના સેવાભાવી નોકરોના વિતર્કોની દર્દ ભરી કથાઓ સાંભળી તેમની મુશ્કેલીઓનો સામનો કરવાનો તો તમને ખ્યાલજ કયાંથી આવે? આપની બેદરકારીનાં કડવાં ફળ આપનેજ ચાખવાં પડે છે અને પડશે. ભોગવિલાસની સામગ્રીથી ( સ્થૂલ ) ઘરનો

નારા આપ કરી રહ્યા છો. એ ઘર કયારે અને કયાં ભાગશે તેનો આપે કદાપિ નિશ્ચિંત મને વિચાર કર્યો છે? મારા પર તમે અનેક અપકારો કર્યા છે. તે હું કહેવા નથી માગતો છતાં આપ મારોજ દોષ કાઢો છો.

જીવઃ—રે ભાઇ! મેં તારા પર જે અપકારો કે અવગુણો કર્યા છે તે મને બતાવ.

સ્થૂલઃ—ભાઈ જરા ધીરેથી સાંભળ. તારી કેટલી ભૂલો છે, તે હું તને કહું છું. જયારે પંચભૂતનું સહિયારૂં પીંડરૂપી ઉદરમાં ઘર બનાવી, તેની અંદર બે માસ સુધીમાં સર્વે જાતનાં સાધનો ગોઠવી તૈયાર કર્યાં, ત્યારે તમે બ્રહ્મરૂપી પધાર્યા. તે વખતની આપની પવિત્રતાનું વર્ણન થઈ શકે તેમ નથી. ત્યાં આપે બે માસ સુધી પરમાત્મા સાથે કોલકરાર કર્યા. પછી ઈશ્વરે આપના ઉપર વિશ્વાસ રાખી, જેમ કોઈ શેઠ પોતાના દીકરા તથા મુનીમને વહાણમાં માલ ભરી પરદેશ કમાણી કરવા તથા જીવના જોખમે સાહસ કરી મોકલે છે, તેમ આપને બ્રહ્મમાંથી જીવ બનાવી જગતરૂપી નગરીમાં વેપારી તરીકે જાહેર કર્યા. પ્રથમ તો ત્યાંના લોકોએ આપની અનહદ સેવા ઉઠાવી, આપને ઉછેરવા માંડયા. સંસારના માયાવી પવનોની આપના ઉપર ધીમે ધીમે જાદુઈ અસર થવા લાગી. ધીમે ધીમે આપની માયાવી સંપત્તિની વૃદ્ધિની સાથે દેહની પણ વૃદ્ધિ થવા લાગી. (પરમાત્મા) શેઠીઆએ જે જાતની કમાણી કરવા મોકલ્યા હતા તેને ભૂલી આપે

અવળી કમાણી કરવા માંડી. માયાવી સંપત્તિ જેમ જેમ વધતી ગઈ તેમ તેમ આપ (ઈશ્વરને) શેઠને વિસરતા ગયા અને મને પણ દુઃખ દેવા લાગ્યા.

જીવઃ—અલ્યા સ્થૂલ મિત્ર! મેં તને શું શું દુઃખ દીધું તે કૃપા કરીને જણાવ.

સ્થૂલઃ—હે મિત્ર જીવ! હજી તું મારી મિત્રતા છોડતો નથી, ત્યાં સુધી હું તને મિત્રતાના હક્કથી જે કાંઈ કહું તે થોડું છે. પાછળથી તને તારી ભૂલો માટે પશ્ચાતાપ થાય એ યોગ્ય નહિ. ભતૃહરિ રાજાને રાણી પિંગલાના પ્રેમના અંધ વિશ્વાસમાં પોતાના નાનાભાઇ વિક્રમને તજવો પડયો, પણ પાછળથી રાણીના અયોગ્ય વર્તનની રાજાને ખબર પડતાં ભાઈની સાથે કરેલા અયોગ્ય વર્તન માટે પશ્ચાતાપ થયો અને ભેખ ધારણ કરી પુરણ પદને પામ્યા. ભુંડો ભુંડાઇ છોડે નહિ. એ કહેવત મુજબ તેં મને અનેક ઘણું દુઃખ દીધું છે, તે હું તને કહેવા નથી માગતો. પણ તું આ ઘર છોડીને કઈ જાતિના નવા ઘરની તૈયારી કરી રહ્યો છે તે તું મને કૃપા કરી જણાવ.

જીવઃ—મેં તને દુઃખ દીધું છે અને તારી મિત્રતા છોડવા પણ તૈયાર થયો છું, છતાં તું મને અણીના સમયે પણ શિખામણુજ આપ્યા કરે છે, એ તારી ભલાઈ છે. તારૂં દુઃખ તું કહેતો નથી, ને મારા નવા ઘરની પણ તું ચિંતા કર્યાજ કરે છે. તું સાચો પરમાર્થી મિત્ર છે, માટે મારી ખાનગી વાતો તને કહેવામાં કોઈ જાતનો

વાંધો નથી. મારી ખાનગી વાતોનો સાર એ છે કે મારામાં તારી મિત્રતાનો કે ઘરનો ત્યાગ કરવાની શક્તિ નથી. માટે તેં જે જે ઉન્નતિના માર્ગો બતાવ્યા છે, તે બદલ તારો આભાર માની મારી લાચારી જાહેર કરૂં છું. તેં કરેલા બધા બોધપાઠ હવે મારે કશા કામના નથી રહ્યા.

સ્થૂલઃ—મારા પર તને વિશ્વાસ આવતો હોય તો હું તને એક હિમાલયમાં વસતા ગુરુ શિષ્યના સંવાદનું દ્રષ્ટાંત આપું છું, તે તું ધ્યાનથી સાંભળ.

પવિત્ર હિમાલયની એક ગુફામાં એક યોગી પોતાના શિષ્ય સાથે ચર્ચા કરી રહ્યા હતા. તેવામાં સાયંકાલ થવા આવ્યો. દૂર દૂર સિંહની ગર્જના થવા લાગી. ગર્જનાથી શિષ્ય ગભરાવા લાગ્યો. ગુરુએ શિષ્યને ધીરજ આપી અને કહ્યું કે, અહીં કોઇ જાતના ભયનું સ્થાન નથી. માટે હે વત્સ! તું શાન્ત થા અને સાંભળ. હે વત્સ ! એ સિંહગર્જના આપણને મિથ્યાવાદમાંથી મુક્ત કરી ઈશ્વરયોગ કરવા સૂચન કરી રહી છે. એ સિંહ પોતાની સ્વાભાવિક ક્રૂરતાનો ત્યાગ કરી સર્વ પ્રાણી તરફ સમ-ભાવના રાખી આશ્રમનું રક્ષણ કરે છે. ગર્જનાનું બીજું કારણ એ છે કે સાયંકાલ થવાથી તે પોતાના સ્વસ્થાન પર જતો હશે. આમ વાર્તાવિનોદ ચાલતો હતો એવામાં એ વનકેસરી પૂંછડી હલાવતો, ગેલ કરતો પર્ણકુટી નજીક આવી ઉભો રહ્યો. યોગીએ તેને પંપાળ્યો અને કહ્યું, બેટા ! આજથી આ બ્રાહ્મણપુત્ર તારો સાથી છે, માટે તું

તેના પર પ્રેમભરી દૃષ્ટિ રાખજે. આ શબ્દોની વનરાજ ઉપર જાદુઇ અસર થઇ. તરતજ તેણે પણ કુટી તેમજ યોગીની પ્રદક્ષિણા કરી પ્રેમભરી દૃષ્ટિથી વિદાય લીધી. યોગીએ સત્સંગની ક્રૂર પ્રાણીઓ પર શી અસર થાય છે તે બતાવ્યું અને કહ્યું, બેટા! તું તો મનુષ્ય છે, ઈશ્વરે તને બુદ્ધિ આપી છે. માટે તું તારામાં રહેલી શક્તિઓનો સત્સંગ દ્વારા વિકાસ કરી તારા યોગ્ય નિવાસસ્થાન તરફ જવા પ્રયત્ન કર.

આ દૃષ્ટાંતનો મહિમા જીવને સમજાવી સત્સંગ કરવાની ફરજ પાડી અને કહ્યું કે તું આજથી તારા સર્વ મુનીમોને કબજે લે અને તારી ઇચ્છા મુજબનું વર્તન તેઓની પાસે તું કરાવ. જેમ કોઈ અજ્ઞાની રાજાના રાજ્યમાં તેના સ્વાર્થી પ્રધાનો પોતાનો સ્વાર્થ સાધી ફાવી જાય છે, તેમ તારા રાજ્યમાં પણ થયું છે. માટે હે જીવ, આજથી તું ચેત અને તારા સ્વાર્થી મુનીમોને તારે કબજે લે. ભાઇ! આ તો કળિયુગનો સમય છે. તેનો મહિમા તું જાણતો નથી. છતાં તું તેની સાથે ભળી ગયો છે. પણ જો તારે સત્સંગનો સહવાસ કરવો હોય તો વૈરાગ્યરૂપી તલવાર અને વિવેકરૂપી કોદાળી સાથે રાખજે. તારી મુસાફરીમાં તને જે જે સંકટો આવે, તે તે સંકટોને દૂર કરવા, ઉપર બતાવેલાં સાધનોનો ઉપયોગ બુદ્ધિપૂર્વક કરજે. તારા દુષ્ટ અને સ્વાર્થી મુનીમોએજ તને ફસાવી, ભોગવિલાસની સામગ્રીનો સ્વાદ ચખાડી, તારી પડતી કરી તને ઉંધે રસ્તે ચઢાવ્યો. જેથી તું તારો ખરો

રસ્તો ભૂલી ગયો અને તું કોણ છે? કેમ આવ્યો છે? કયાં જવાનું છે? એ બધી બાબતોથી તને અંધારામાં રાખ્યો.

જીવ:—હે મિત્ર! હવે મને મારી ભૂલ સમજાઇ માટે કૃપા કરી મને જ્ઞાન આપો, કે જેથી હું આ માયા-રૂપી અંધકારમાંથી નીકળી જ્ઞાનના પ્રકાશમાં આવી શકું. હું આંધળો છું અને આ માયાવી જાળમાંથી મુક્ત કરી મને મારા યોગ્ય નિવાસસ્થાનનો રસ્તો બતાવો. જેથી હું આ ભવસાગર તરી જાઉં.

(નોંધ:—સ્થૂલને ગુરુ અને જીવને શિષ્ય ગણવા.)

ગુરુ:—હે મિત્ર! આજથી તું તારી સર્વ વૃત્તિઓને ઇશ્વર તરફ વાળવા એક ચિત્તે દૃઢ આસને નિશ્ચય કર. કે જેથી તું કોણ છે? તેનું તને આપોઆપજ ભાન થઈ જાય. તું જે ઘરનો ત્યાગ કરવાની ઇચ્છા રાખે છે. તે તરફ તારો પ્રેમ વધશે અને એ ઘરમાં લાંબા સમય સુધી રહેવાની તારી ઇચ્છા થશે તો એજ ઘર પાછું દેવમંદિર જેવું બનશે. અને તારા સર્વ મુનીમો પસ્તાતા મને તને યોગ્ય માર્ગ તરફ જવા મદદરૂપ થશે.

શિષ્ય:—હે ગુરુજી! આપના કહેવા મુજબ, યોગ્ય આસનવાળી ચિત્તની સર્વ વૃત્તિઓને સ્થિર કરી, શાન્તપણે હું બેઠો. પણ મારી દબાવેલી સર્વ વૃત્તિઓએ એકસામટો હલ્લો કરી મને વિષયો તરફ ઘસડી જવા પ્રયત્ન કરવા

માંડયો. છતાં તે વૃત્તિઓને રોકવા મેં મારાથી બનતો પ્રયાસ કર્યો, પણ તે રોકાઇ નહિ. તે વૃત્તિઓએ મને એક સ્થાન પરથી બીજા સ્થાન પર ઘસડયો.

ગુરુઃ—પ્રિય શિષ્ય ! તારૂં કહેવું હું બરાબર સમજી ગયો છું. તને જે જે અડચણો પડી છે, તેનું કારણ પણ હું બરાબર સમજ્યો છું. માટે તું તારી ઇંદ્રિયોને ભોગ-વિલાસમાં જતી રોક. જ્યાંસુધી તું તારી ઇન્દ્રિયોને નહિ રોકે, ત્યાંસુધી તારી બુદ્ધિ સ્થિર થશે નહિ. ધીમે ધીમે અભ્યાસ અને વૈરાગ્યથી તારી વૃત્તિઓ પર કાબુ આવશે. વૈરાગ્યનું શું ફળ મળે છે તેનું એક દૃષ્ટાંત હું તને કહું તે ધ્યાનથી સાંભળ.

એક મોટું નગર હતું. તેમાં એક રાજા રાજ્ય કરતો હતો. તે રાજાને ઘણા મિત્રો હતા. એ મિત્રો ચોઢશીયાના નામથી ઓળખાતા હતા. રાત્રે એ બધા રાજાના મહેલના ચોગાનમાં ભેગા થતા. આખા દિવસમાં શું શું બન્યું તેનું લંબાણપૂર્વક તેઓ વર્ણન કરતા. એક દિવસે નિયમ મુજબ રાજાના ચોગાનમાં રાતના મિત્રોની સભા ભરાઈ હતી. તેમાં આખા દિવસમાં શું શું બન્યું તેની વાતો ચાલતી હતી. તેવામાં એક મિત્ર બોલી ઉઠયો, અરે ! આજ તો મને આખો દિવસ ખાવાનું મળ્યું જ નહિ. તેનું શું કારણ હશે તે તો ભગવાન જાણે. એટલામાં એક ઉતાવળીઓ મિત્ર હતો તે બોલી ઉઠયો, કે મિત્ર ! તેં આજે રેવા પટેલનું મોં જોયું હશે, તેથી તને અન્નપાણી મળ્યાં નહિ હોય. રાજાને કાને શબ્દો પડતાંજ તે ગુસ્સે થઇને બોલ્યો, કે

એ હરામખોરે ઘણા લોકોને હેરાન કર્યા હશે. માટે એને શિક્ષા કરવી જોઈએ. બીજે દિવસે રાજાએ પટેલને બોલાવવા પોતાના નોકરને મોકલ્યો. પટેલ ખેતરમાં ગયો હતો, ત્યાંથી થાકીને ઘેર આવ્યો હતો. ઘેર આવતાં વેંતજ તેણે રાજાના નોકરને જોયો અને ગભરાતાં ગભરાતાં મનમાં વિચાર કરવા લાગ્યો, અને બોલ્યો, ભાઇ મેં એવો કોઈ જાતનો ગુનો કર્યો નથી, કે જેથી રાજા સાહેબ મને તાબડતોબ બોલાવે. હજી તો હું થાકયો પાકયો, ભૂખ્યો તરસ્યો ખેતરમાંથી આવું છું. માટે તું અહીંથી જા, અને હું થોડી વારમાં જ ખાઈપીને તરતજ આવીશ. પણ રાજાનો નોકર એકનો બે થયો જ નહિ. પટેલને ધમકાવી દબડાવી રાજાને ત્યાં ભૂખ્યો તરસ્યો લઈ ગયો. પટેલે રાજાને પ્રણામ કર્યા અને ઓચિંતો બોલાવવાનું કારણ પૂછયું. પણ રાજાએ કાંઇ જવાબ આપ્યો નહિ. આથી પટેલને વધારે ગભરામણ થઈ. રાજા ગભરામણનું કારણ સમજી ગયો, અને તરતજ રાણીને હુકમ કર્યો કે પટેલને સારી રીતે ભોજન કરાવો. રાજાનો હુકમ થતાં વેંત જ પટેલ માટે ભોજનની સર્વ સામગ્રી તયાર કરાવી, તેને સારી રીતે જમાડયો. જમ્યા બાદ રાજાએ આરામ કરવા માટે પથારી કરાવી આપી. પટેલે આરામ કર્યો. તેણે પોતાને ઘેર કુશળ સમાચાર મોકલાવ્યા. સાંજે પટેલને રાણીના હાથની બનાવેલી સામગ્રીથી તૃપ્ત કર્યા. ત્યાર બાદ સુંદર પથારી કરી પટેલને સુવાડયા. સુતાં સુતાં પટેલને વિચાર આવ્યો કે જરૂર રાજાને મારી સલાહની જરૂર હશે. એવા વિચારમાં ને વિચારમાં તે નિદ્રાદેવીને વશ થઈ ગયો. સવાર થતાં

જાગ્યો અને ઘેર જવાની તૈયારી કરવા લાગ્યો પણ જયાં સુધી રાજા સાહેબનો હુકમ ન મળે ત્યાં સુધી ઘેર જવાયજ કેમ? રાજા જાગ્યો અને પટેલ પાસે આવી પટેલનું મુખ જોઈ તેને ઘેર જવાની રજા આપી. રાજા નિત્યકર્મથી પરવારી મૃગયા રમવા જંગલમાં ગયો. આખો દિવસ જંગલમાં રખડયો, પણ શિકાર હાથમાં લાગ્યો નહિ. આખા દિવસના પરિશ્રમથી રાજા થાકી ગયો હતો. ભૂખ અને તરસની પીડાથી કંટાળી એક ઝાડ નીચે આરામ લેવાની ઈચ્છા કરતો હતો, એવામાં એક મસ્ત હરણ તેની નજરે પડયું. જોતાંની સાથેજ રાજાએ પોતાનો ઘોડો તે તરફ જલદી દોડાવ્યો. ઘોડાને ઠોકર વાગતાંની સાથેજ રાજા ઘોડા ઉપરથી નીચે પડયો. પડતાં રાજાનો પગ ઉતરી ગયો. રાજાને અણધારી પીડા આવી પડતાં વધારે ગભરાયો. પણ એટલામાં એક ભીલ તે રસ્તે થઈને જતો હતો તેણે રાજાને જોયો, અને પ્રણામ કરી સેવાની માગણી કરી. રાજાએ ભીલને હુકમ કર્યો કે મારા ઘોડાને પકડી મારી પાસે લાવ અને મને તેની ઉપર સાવચેતીથી બેસાડી ઘેર લઇ જા. રાજાના શબ્દો સાંભળી તરતજ ભીલે તેમ કર્યું. સાંજ પડતાં રાજા ઘેર ગયો. એટલામાં પોતાના બધા મિત્રોને ખબર મલી કે રાજા શિકાર કરતાં ઘોડા પરથી પડી ગયા છે અને તેમનો એક પગ ઉતરી ગયો છે. મિત્રોએ રાજાને સવારમાં પટેલનું મોં જોયું હતું, તે હકીકતની યાદ આપી. હકીકત સાંભળતાંજ રાજાએ પટેલને પોતાની પાસે પકડી લાવવા હુકમ કર્યો. હુકમ મળતાંજ નોકરો ઉપડયા અને પટેલને બાંધી રાજા પાસે હાજર

કર્યો. પટેલને જોતાંજ રાજાને ક્રોધ ચઢયો અને પટેલને થાંભલા સાથે હાલી ચાલી ન શકે તેવી રીતે બાંધવા નોકરોને સૂચના કરી. નોકરોએ રાજાના હુકમનો અમલ કર્યો. રાજાએ ફરીથી હુકમ કર્યો કે એ દુષ્ટને કાલે શૂળીએ ચઢાવી દેજો. રાજાનો હુકમ સાંભળતાંજ પટેલ ગભરાઈ ગયો અને સાચા મનથી ભક્તિભાવ સાથે ઇશ્વરની પ્રાર્થના કરવા લાગ્યો. પ્રાર્થના કરતાં કરતાં પોતાને લાગેલી ભૂખ, તરસ અને દુઃખનું પણ ભાન ભૂલી ગયો. પોતાની સ્ત્રી અને બાળકોને પણ ભૂલી ગયો. તેની સઘળી વૃત્તિઓ ઇશ્વર સાથે તદાકાર થઇ ગઈ. તેને ઉંઘ આવતાંજ તે ઊંઘી ગયો. સવાર થતાં જાગ્યો. તેને પોતાના શરીરનું પણ ભાન ન હતું. તેનું ચિત્ત તેની સામે આવી ઉભા રહેલા મૃત્યુમાં તલ્લીન થઇ ગયું હતું. મૃત્યુની તેને વધારે ચિંતા ન હતી. તેણે ખૂબ પ્રાર્થના કરી. શૂળી દેવાનો સમય નજીક આવતો ગયો તેમ તેમ પટેલનું ચિત્ત ઇશ્વરની ભક્તિ કરવામાં વધારે ને વધારે લીન બનતું ગયું. પટેલને હુકમ મુજબ શૂળી પાસે લઈ જવામાં આવ્યો. તરતજ રાજાએ ઉભા થઇને પટેલને શૂળી દેવાનું કારણ જણાવ્યું અને પટેલને પોતાના કુટુંબને કાંઇ કહેવું હોય તો કહેવાની પરવાનગી આપી. રજા મળતાંજ પટેલ હાથ જોડી આવેલા બધા માણસોને કહેવા લાગ્યો કે હે ભાઇઓ! રાજાએ તો મારૂં મુખ જોયું તેથી તેમનો પગ ઉતરી ગયો છે, પણ તે થોડાજ વખતમાં તે દુઃખમાંથી મુક્ત થશે. પણ આજે મેં તો એવા માણસનું મોં જોયું કે

જેથી મારે શૂળીએ ચઢવાનો સમય આવ્યો. આ શબ્દો સાંભળતાંજ રાજાએ પટેલને છુટો કર્યો.

અલ્પ સમયની શુદ્ધ હૃદયની પ્રાર્થના અને તપનું ફળ પટેલને મળ્યું. તો તું કોણ? માટે કમર કશી, સાચા હૃદયથી ભોગવિલાસમાંથી તારી સર્વ વૃત્તિઓને વાળી તેને ઇશ્વર સાથે જોડવા બુદ્ધિપૂર્વક પ્રયત્ન કરીશ તો તું ઉત્તમ પદને પામીશ.

પટેલના ટુંક સમયના વૈરાગ્યમાં તેના મુનીમોએ તેના શારીરિક સુખને માટે કયાં કયાં સાધનો લાવી આપ્યાં તેની તો તને ખબર હશેજ? માટે હે ભાઈ, વૈરાગ્ય અને અભ્યાસદ્વારા તે ઉત્તમપદને પામવા પ્રયત્ન કરીશ તો તારા માર્ગમાં વિકારોરૂપી અડચણો તને નડશે નહિ.

---

# અધ્યાય ૨ જો.

---

શિષ્યઃ—ગુરુજી ! આપનું કહેવું સત્ય છે. મારા આગેવાનોએ જ મારી જિંદગી રદ્દ કરી નાખી છે. અનેક ભોગવિલાસોથી જ મને રોગી બનાવ્યો છે. ઘણા રોગોથી દેહ જર્જરિત થઇ ગયો છે. જેથી મારા પ્રાણ ઝાઝું ટકી શકે તેમ નથી. માટે કૃપા કરી કોઇ સુલભ માર્ગ બતાવો, જેથી આવતા જન્મમાં હું કંઇક કરી શકું.

ગુરુઃ—હે શિષ્ય ! કળિયુગમાં મનુષ્યનું આયુષ્ય સો વર્ષનું નિર્માણ કર્યું છે. તને આ ઘર પ્રાપ્ત થયે ચાલીસ વર્ષ થવા આવ્યાં છે. છતાં એટલા લાંબા કાળમાં તેં કાંઇ કર્યું નથી. તેં તારી ફરજો બજાવી નથી. ઇશ્વરે તને બ્રાહ્મણ કુળમાં જન્મ આપ્યો છતાં તે કુળને દીપાવવા લેશ માત્ર યત્ન કર્યો નથી. તારા નીચ અને અજ્ઞાન આગેવાનોએ તને જેમ નચાવ્યો તેમ તું નાચ્યો છે. દુરાચરણ, દુર્વ્યસન વગેરેમાં ફસાઇને તેં તારા ઉત્તમ કુળને લજવ્યું છે. તારો બ્રાહ્મણ ધર્મ તું ભૂલ્યો છું. તું બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય કે શુદ્ર છે, તેનું પણ તને ભાન

નથી. માટે સર્વ પ્રથમ તું બ્રાહ્મણ છે, એવો નિશ્ચય તારા મન સાથે કર અને મારા કહેવા મુજબ તપનું આચરણ કર. તપથી તારામાં પવિત્રતા આવશે. તું કોણ છે તેનું તને ભાન થશે. ભાન થતાંની સાથેજ તારાં આ માયાવી બંધનો ફટફટ તૂટશે. તારા માનસિક તેમજ શારીરિક રોગો દૂર થશે. તારી સર્વ ઇંદ્રિયો, મન અને બુદ્ધિ તારે શરણે આવશે. તારા સિવાય એમને કોઇ આશ્રય આપે તેમ નથી. જ્યારે તું ઘર બદલીશ ત્યારે જ તેઓ તે ઘરમાંથી નીકળીને દૂર થશે. એ સિવાય એમનાથી આપોઆપ નીકળીને જવાય તેમ નથી. માટે સ્થિર ચિત્તે મેં બતાવેલા માર્ગ પર જવા તૈયારી કર.

શિષ્યઃ—ગુરુજી ! આપે બતાવેલા માર્ગે જવાથી મને મોક્ષ મળશે? મારા આગેવાનો, કદાચ મને પહેલાંની માફક દગો દે તો મારે શું કરવું? તે કૃપા કરી મને જણાવો.

ગુરુઃ—તને પેલા પટેલનું દૃષ્ટાંત તો યાદ હશે જ. પટેલના મનમાં તો ખાવાની, ઘેર જવાની, પોતાની સ્ત્રી સાથે તથા બાળકો સાથે આનંદ કરવાની ઘણીએ ઇચ્છા હતી પણ જ્યાં સુધી તેનું સ્થૂલ શરીર બંધાએલું હતું ત્યાં સુધી તેનાથી એક ઇંચ પણ જઈ શકાય તેમ ન હતું. તેના ઇંદ્રિયો, મન વગેરેને ભોગવિલાસ ભોગવવાની ઘણીએ ઇચ્છા હતી, પણ શી રીતે તે ભોગવી શકે? હા, કદાચ શારીરિક વિલાસ ન થઇ શકે તો માનસિક વિલાસ તો જરૂર કરી શકે. સ્થૂલ દેહ રૂપી રથને જ્યાં સુધી

ઇંદ્રિયરૂપી ઘોડા, મનરૂપી લગામ અને બુદ્ધિરૂપી સારથિનો સહકાર ન થાય, ત્યાંસુધી સ્થૂલ દેહરૂપી રથને ઇંદ્રિય, મન અને બુદ્ધિ શું કરી શકવાનાં છે? તુલસીદાસે એક સુંદર દાખલો આપ્યો છે. તે જરા ધ્યાનથી સાંભળઃ—

જાન જાય તો જાવા દો, મત જાને દો શરીર;
બીન ચઢાવી કામઠી, કયા લગેગા તીર.

શિષ્યઃ—આપનું કહેવું યથાર્થ છે, પણ આ કળિયુગના સમયમાં મનુષ્યનું આયુષ્ય તો વધારેમાં વધારે સો જ વરસનું હોય છે. એટલા ટુંકા સમયમાં મનુષ્ય શું કરી શકે? આપે તો મને પહેલાંના ઋષિઓનાં હજારો વર્ષનાં આયુષ્યનાં અનેક દૃષ્ટાંતો આપ્યાં હતાં. જેથી એ લોકો લાંબા આયુષ્યથી તપ કરી મોક્ષને પામી શકે, પણ મારૂં શું? મારી ટુંકી જીંદગીમાં મારે શું કરવું, તે મને બતાવો.

ગુરુઃ—આ કળિયુગના સમયમાં, તારે શું કરવું, તે તને બતાવું.

નૈષધ દેશમાં, નળરાજા રાજ્ય કરતો હતો. તે મહાપવિત્ર, ધાર્મિક, અને પ્રજાનું પાલન કરનારો હતો. દમયંતીના સ્વયંવર વખતે કળિયુગને દમયંતી સાથે પરણવાની ઇચ્છા થઇ પણ સતી સ્ત્રી નળરાજાને મનથી વરી ચૂકી હતી. જેથી દુષ્ટ કળીયુગ નળરાજાની પાછળ પડયો. નળરાજાને ઘણાં ઘણાં દુઃખો દીધાં, છતાં નળરાજાએ નીતિ અને ધર્મનો ત્યાગ કર્યો નહિ. છેવટે નળરાજાએ

એ દુષ્ટને શિક્ષા કરવાનો મનમાં દૃઢ સંકલ્પ કર્યો. આખરે એ દુષ્ટ સમડીના વૃક્ષ નીચે પ્રગટ થયો અને સંતાઇને બે હાથ જોડી કહેવા લાગ્યો, દયાનિધાન ! મને દુષ્ટને ક્ષમા આપી જીવતદાન આપો. મારામાં અનેક અવગુણો છે, છતાં મારામાં બે ગુણ બહુ જ મોટા છે, જે વડે નીતિએ ચાલનાર બહુ સુખી થશે. માટે કૃપા કરી મને જીવતો જવા દો. રાજાને દયા આવી. તેથી તેને જીવતદાન આપ્યું અને કહ્યું કે જ્યાંસુધી કોઇ તને આમંત્રણ આપે નહિ, ત્યાંસુધી આ વૃક્ષ નીચે મારી આજ્ઞાનું પાલન કરી તારે રહેવું. કળિયુગે આજ્ઞાનું પાલન કરવાનું માથે લીધું અને કહ્યું કે એકઘણું શુભ કાર્ય કરનારને સત્‌યુગનાં સહસ્ર શુભ કાર્ય કરવા જેટલું ફળ મળશે. માટે હે શિષ્ય ! તું સાચા હૃદયથી એક વર્ષ તપ કરીશ તો સત્‌યુગનાં હજાર વર્ષના તપ કરવા જેટલું ફળ તને મળશે.

શિષ્ય:—ગુરુજી ! હવે મને આપનું કહેવું ધીમે ધીમે સમજાતું જાય છે. સત્‌યુગનાં હજાર વર્ષ તે કળિયુગના એક વર્ષની બરાબર શી રીતે થાય, તે હું સમજ્યો. કળિયુગનાં સો વર્ષ તે સત્‌યુગનાં લાખ વર્ષની બરાબર છે. એ રીતે જોતાં કળિયુગમાં મનુષ્યનો આવરદા લાખો વરસનો માની શકાય. હાલના સમયમાં સત્‌યુગના જેટલી મજુરી કરવી પડતી નહિ હોય, કારણ કે થોડી મહેનતે ઘણી કમાણી કરી શકીએ છીએ. એક દિવસ દુ:ખ પડે પણ દશ દિવસનું કામ થઇ જાય. એક ઘણું દાન

બ્રાહ્મણને કરીએ તો સહસ્ત્ર ઘણું પુણ્ય પ્રાપ્ત થાય. આ રીતે જોતાં તો કળીયુગમાં ઘણા ઘણા ઋષિઓ તપ કરતા હશે નહિ વારૂ? તેમનાં નામ અને કાર્ય જણાવવા કૃપા કરો.

ગુરુઃ—કળીયુગમાં ઘણા ઘણા બ્રાહ્મણોએ તપ કર્યાં છે અને કરે છે. માર્કન્ડ, વિશ્વામિત્ર, રાવણ, ઈંદ્રજિત, મહિસાસુર, ગોતમ, બગદાલ વગેરે. બગદાલ ઋષિનું સુંદર દૃષ્ટાંત તને આપુ તે તું ધ્યાનથી સાંભળ.

એક દિવસ રામચંદ્રજી, કુદરતની અનુપમ શોભા નીરખતા નીરખતા ઘણે દૂર નીકળી ગયા. વર્ષાઋતુનો સમય હતો. સાયંકાલ થવા આવ્યો હતો. એવામાં એકાએક આકાશ વાદળથી છવાઇ ગયું અને વીજળીના કડાકા થવા લાગ્યા. થોડીવારમાં મુશળધાર વરસાદ વરસવા લાગ્યો. રામચંદ્રજીએ આશ્રય શોધવા માટે અહીં તહીં ફાંફાં માર્યાં, એટલામાં બગદાલ ઋષિને વર્ષાની ઝડીઓમાં તપ કરતા જોયા. રામચંદ્રજીને નવાઈ ઉપજી. ત્યાં જઇને ઋષિને નમસ્કાર કર્યો અને બે હાથ જોડી પૂછયું, અહો મહારાજ! આપ આ વર્ષામાં પણ તપ કરો છો, એ જોઇ મને આનંદ થાય છે. જો આપ આજ્ઞા આપો તો આપને માટે એક સુંદર પર્ણકુટી તૈયાર કરી આપું. આ સાંભળી ઋષિ હસ્યા અને બોલ્યા, હે વત્સ! શા જીવ્યા માટે પર્ણકુટી! રામચંદ્રજી સ્થિર થઈ ગયા અને બોલ્યા, હે ઋષિરાય! આપ આ સ્થળે કયારથી તપ કરો છો?

ઋષિએ રામચંદ્રજીના હાથમાં તુંબડી આપી, અંદર નાંખેલા કાંકરા ગણવા કહ્યું. રામચંદ્રજીએ કાંકરા ગણ્યા તો અઠ્ઠાવીસ કાંકરા થયા. પછી ઋષિએ જવાબ આપ્યો કે મને અહીં તપ કરતાં એટલા રામા અવતાર થઈ ગયા. આ સાંભળી રામચંદ્રજીનું અભિમાન ઉતરી ગયું. તો પછી હે શિષ્ય, અત્યારે આ કળિયુગમાં તપ કરવું એ અતિ ઉત્તમ છે. તું કળિયુગના પ્રમાણને સમજ્યો છે. માટે તપ કર કે જેથી તું ભવસાગરને તરી જઇ શકે.

શિષ્યઃ—ગુરુજી ! મને વૈદિક ક્રિયા કરી મંત્ર આપો, જેથી એ સાધન વડે હું ભવસાગર તરી જાઉં.

———

# અધ્યાય ૩ જો.



## યુગનું મહાત્મ્ય.

ગુરુ—હે શિષ્ય ! જે સ્થાનમાં શુદ્રનું રાજ હોય ત્યાં તપશ્ચર્યા પાર પડતી નથી. કદાચ પાર પડે તો અનેક મુશ્કેલીઓ વેઠવી પડે. આ સમયના તપમાં જ્યાં ત્યાં અપવિત્રતા નજરે પડે છે. પવિત્ર મનુષ્યોના તપાચરણમાં પણ મહાસંકટો આવે છે, તો હાલના ભોગવિલાસમાં રચ્યા પચ્યા મનુષ્યની તો વાત જ કયાં ? પવિત્ર તપથી તો આખું બ્રહ્માંડ કંપી ઉઠે છે. માટે હે શિષ્ય ! ઈશ્વરે નિર્માણ કરેલા નીતિ અને ધર્મના માર્ગો ગ્રહણ કરી ઈશ્વરના આદેશાનુસાર તપ કરીશ તો તારી તપશ્ચર્યામાં કદાચ વિઘ્નો આવશે, પણ એ વિઘ્નો તારા સ્થૂલ દેહને કે જીવને નડતર કરશે નહિ.

પ્રાચીન સમયમાં એટલે સતયુગમાં મનુષ્યો વા ભક્ષીને હજારો વર્ષ સુધી તપશ્ચર્યા કરતા હતા. પણ આ કળિયુગના સમયમાં એવી કઠણ તપશ્ચર્યા મનુષ્યથી નહિ થાય. કારણ કે સતયુગમાં હાડ સમાન પ્રાણ હતા. કહેવાની મતલબ એ છે કે જ્યાં સુધી શરીરમાં હાડ

રહે ત્યાં સુધી પ્રાણ રહેતો. પણ આ કળિયુગના સમયમાં અન્ન કે ફળાહાર કર્યા સિવાય તપશ્ચર્યા કરવી અતિ કઠણ છે. કારણ કે હાલના સમયમાં અન્નથી દેહ ટકે છે. માટે ભારે તપશ્ચર્યા કરવી હોય તો આહારવિહારમાં નિયમિત રહી થઇ શકે. શાસ્ત્રની આજ્ઞા મુજબ દૃઢ આસન કરી ચિત્તની સર્વ વૃત્તિઓને રોકી પ્રાણાયમથી શ્વાસને સ્થિર કરી ગાયત્રી કે ઈશ્વરના નામોચ્ચાર કરતાં બ્રહ્મમાં લીન થતાં તને તારાપણાનું ભાન ન રહે ત્યારે જાણવું કે તારી વૃત્તિઓનું વલણ ઇશ્વરાભિમુખ થવા લાગ્યું છે. પણ ઉપર બતાવેલા માર્ગે જવું એ તો તલવારની ધાર ઉપર ચાલવા જેવું છે. તે કાર્યની સિદ્ધિ એકાદ દિવસ કે વર્ષમાં નહિ પણ આ જીવન પર્યંત દૃઢ નિશ્ચય અને સતત્ અભ્યાસથી થશે. માટે કમર કશી અભ્યાસ અને વૈરાગ્યથી ઉપર બતાવેલી ક્રિયાઓ ધીરજપૂર્વક કરીશ તો તારા કાર્યમાં સંકટો ઓછાં આવશે. ઉતાવળે આંબા પાકતા નથી. એકાદ દિવસમાં ઉગી નીકળનારા રોપાઓ થોડાજ દિવસમાં સુકાઈ જાય છે, પણ ધીમેથી ઉગી નીકળનાર મોટાં ઝાડ લાંબાકાળ સુધી ટકી રહે છે. માટે ધીરજથી સર્વ કાર્યો સિદ્ધ કરવા પ્રયત્ન કર.

શિષ્યઃ—ગુરુજી ! આ સંસારમાં કાંઈ સાર નથી. એ બાબત હવે મારાથી ધીમે ધીમે સમજાતી જાય છે. આજ સુધી મને જગતના વ્યવહારોજ સાચા લાગતા હતા, પણ જ્યારથી મારા મનમાં નામોચ્ચારની લગની લાગી છે, ત્યારથી એ સર્વ બાબતો અસત્ય જણાતી જાય

છે. ગાયત્રીના મંત્રોના જપથી મારા મનમાં અનેરો આનંદ ઉભરાય છે અને આખા જગતમાં બધે જાણે આનંદ આનંદ છવાઇ ગયો હોય તેમ લાગે છે. મારી બુદ્ધિમાં સ્થિરતા, ચંચળવૃત્તિઓમાં શાન્તિ, વિવેક અને વિનયમાં પ્રતિદિન વધારો થતો જતો ભાસે છે. જેમ જેમ મારૂં નાવ સાચા અભ્યાસ તરફ વળતું જાય છે, તેમ તેમ ઈંદ્રિયોની વિકારી વૃત્તિઓ શાન્ત થતી જાય છે. આજસુધી મારી સર્વ ઈંદ્રિયોને વિકારોનાજ ખોરાકોથી પોષણ મળતું હતું, તે હવે બંધ થયું છે અને તેને બદલે તે શક્તિઓને શાન્તિ મળે તેવાં પોષક તત્વો આપની કૃપાથી મળવા લાગ્યાં છે. મારા સારથીને વિકારી દૃશ્યો જોવાની કુટેવો હતી, તે મટી હવે ધીમે ધીમે કુદરતની લીલાનાં અવનવાં દૃશ્યો જોવા તરફ વળતી જાય છે. આજંસુધી હું ઈંદ્રિયોનો ગુલામ હતો, પણ જ્યારથી આપે બતાવેલો માર્ગ લીધો છે, ત્યારથી તે સર્વ મારી ગુલામ બની, મારા કહેવા મુજબ કાર્ય કરતી જાય છે. મારા મૂળ નિવાસસ્થાન તરફ જવાના સર્વ માર્ગો સાફ થતા જતા જણાય છે.

ગુરુઃ—જેમ જેમ તારા મનની મલીનતા દૂર થતી જશે, તેમ તેમ તારૂં હૃદયરૂપી દેવમંદિર પવિત્ર બનતું જશે. કાચની મલિનતાને લીધે પ્રતિબિંબ સારૂં ઉઠતું નથી, તેમ મનની મલિનતાનું પણ જાણ. જેમ જેમ વિકારોરૂપી ઉધેવ દૂર થતી જશે, તેમ તેમ તારૂં સ્થૂલ ઘર પણ આરોગ્યવાળું બનતું જશે. જેમ જેમ તું મન,

વચન અને કર્મથી બ્રહ્મચર્યનું પાલન કરતો જઈશ તેમ તેમ તારા વિકારો શાન્ત પડતા જશે અને તારા દેહમાં ઘર કરી બેઠેલા રોગો ધીમે ધીમે દૂર થતા જઈ તારા મુખ ઉપર દિવ્ય પ્રકાશની છાયા નજરે પડશે. રોગનું મૂળ કારણજ ભોગ છે. તે બંધ થતાંજ રોગ નાશ પામશે, અને તારી ચંચળવૃત્તિઓ શાન્ત થશે. તારી શાન્ત-વૃત્તિઓજ તારા તપમાં મદદ કરશે. આ જગતમાં શાન્તિ જેવી મોટી ચીજ કોઈ નથી, માટે શાન્તિ મેળવવા, ઉપર બતાવેલો માર્ગ લે. ૐ ના ઉચ્ચારથી માનસિક શુદ્ધિ થાય છે, માટે સર્વ સ્થળે ગમે તે સ્થિતિમાં તેનું ઉચ્ચારણ કરજે. ૐ ના ઉચ્ચારણથી માયાનાં બંધનો તૂટતાં જશે. જેથી તું જીવ મટી શિવ સ્વરૂપ થઈશ.

શિષ્યઃ—પહેલાંના સમયમાં ઋષિઓ અનેક પ્રકારે તપશ્ચર્યા કરતા હતા. તે પ્રકારને હાલના ભકતો સંભાળે છે અને કહે છે, કે ભક્તોએ ભગવાન મેળવ્યા. પણ હાલના ઋષિઓએ પ્રભુને પ્રસન્ન કર્યા છે, એવું કંઈ સાંભળવામાં આવતું નથી, તેનું કારણ શું હશે? તે કૃપા કરી જણાવો.

ગુરુઃ—મને એક ઇતિહાસ યાદ છે, તે કહું છું તે તું ધ્યાનથી સાંભળ.

દ્વાપર ઉતરતાં અને કળિયુગ બેસતાં, ધર્મ રાજાને હસ્તિનાપુરની ગાદી મળી. ધર્મ રાજાનો નિયમ હતો કે ગંગા કિનારે તપ કરતા ઋષિઓને

જમાડયા પછી જમવું. એક દિવસ નિયમાનુસાર ધર્મ-રાજાએ પોતાના નાના ભાઈ ભીમસેનને ગંગા કિનારે તપ કરતા ઋષિઓને નીચેનો સંદેશો આપી ઋષિઓને જમવાનું આમંત્રણ આપવા મોકલ્યો. ભીમે ગંગા કિનારે જઈ તપ કરતા ઋષિઓને અમારે ઘેર જમવા 'આવજો' ને બદલે 'આવશો' એવી મતલબનો સંદેશો કહ્યો. આ સાંભળતાંજ ઋષિઓ રડવા લાગ્યા. ઋષિઓને રડતા જોઈ ભીમ પણ રડવા લાગ્યો. ભીમ બોલ્યા ચાલ્યા સિવાય ધર્મરાજા પાસે આવી, બનેલી સર્વ હકીકત કહેવા લાગ્યો. કહેતાં કહેતાં તેની ધીરજ ખૂટી ગઇ અને છૂટે મોંએ રડવા લાગ્યો. ધર્મરાજા મહા જ્ઞાની હતા. સઘળી હકીકત તે જાણી ગયા અને બોલ્યા, કે કળીયુગને લીધેજ મારી વૃત્તિઓમાં ફેરફાર થયો, નહિ તો મારા સ્વમુખેજ ઋષિ-ઓને મારે ઘેર જમવા આવશો કે નહિ એવું સંશયાર્થ વાકય હું કહેત નહિ. કળીયુગની અસર થતાંજ પાંડવો હિમાલય તરફ ચાલ્યા ગયા. પછી પેલા ઋષિઓએ કળીયુગમાં રાજા અને પ્રજાની શી સ્થિતિ થશે અને તે સ્થિતિમાંથી શી રીતે દરેક જાતિનો ઉદ્ધાર થઈ શકે તેનો શાન્તપણે વિચાર કરી ધર્મગ્રંથો રચ્યા. કહેવાનું તાત્પર્ય એ છે કે કળિયુગની અસરથી ધર્મપરાયણ મનુષ્ય પણ ધર્મ તજે છે, તો તું કોણ?

---

# અધ્યાય ૪ થો.

---

## ધર્મ ચર્ચા.

( ઋષિઓની સભા ભરાઇ છે. ધર્મ સંબંધી ચર્ચા ચાલે છે. )

પહેલા ઋષિ :—હે મહાત્માઓ! તપેશ્વરી એજ રાજેશ્વરી; જેવું તપ એવું રાજ. તપના બળથીજ રાજા રાજ કરે છે. ઇશ્વર પણ તપ કરે છે. બ્રહ્મા વિષ્ણુ અને મહેશ જેવા પણ તપ કરે છે. તપનો મહિમા મોટો છે. કળીયુગ એ ચોથા યુગનો રાજા છે. એ યુગમાં ચારે વર્ણને તપ કરવાનો અધિકાર છે. સતયુગમાં સતનું જોર હતું અને અસતનું નામ નિશાન સરખું પણ ન હતું. કળિયુગમાં તો એક ભાગનું સત્ અને ત્રણ ભાગનું અસત છે. સત્યુગમાં તપનો અધિકાર માત્ર બ્રાહ્મણનેજ હતો. તે વખતે તે સર્વ પ્રકારે સુખી હતા. પણ આ કળિયુગમાં હરેક વર્ણને તપ કરવાનો અધિકાર છે. જે વર્ણ તપ કરશે તે ઉચ્ચ કોટીની ગણાશે. બ્રાહ્મણ પોતાના કર્મથી વંચીત રહેશે, જેથી દુઃખી થશે. કારણ કે કળિયુગમાં તો મ્લેચ્છ રાજ. તપેશ્વરી એજ રાજેશ્વરી. તપ એવું રાજ; રાજા એવી પ્રજા. આપણા બ્રાહ્મણ પુત્રો કર્મના ત્યાગથી

દુઃખી થશે. બ્રાહ્મણો દુઃખથી કંટાળી વૈરાગ્યને લીધે હઠયોગ કરશે, તો આ યુગનો પ્રભાવ ગણાય. યુગ પુરો થાય ત્યાંસુધી તે સર્વવ્યાપક એટલે યુગપ્રવર્તક ગણાય. એટલે તેનું કહેવુંજ શું ? કૃષ્ણ પરમાત્માએ ગીતામાં કહ્યું છે કે એક પુરુષ તો જુદોજ છે. એ પુરુષ એટલે ઈશ્વરે સર્વ રસ્તા રાખી કળીયુગને એ યુગનો રાજા કર્યો છે. સર્વ દૈત્ય અને દાનવો, ભોળાનાથ અને બ્રહ્મા પાસેથી વરદાન લાવી ભકતોને દુઃખી કરત. પણ ઇશ્વરે દૈત્ય દાનવોની સાન ઠેકાણે લાવવાના રસ્તા રાખી, ભકતોને ઉગારી લીધા છે. માટે ભકતોએ ચિંતા કરવી નહિ.

બીજા ઋષિઃ—મહાત્મન ! એ બધું ખરૂં, પણ કળીયુગમાં તો અન્ન સમાન પ્રાણ છે. અન્નથીજ પ્રાણ ટકે છે. ગંગા કિનારે સાચા ભાવથી જમવાનું આમંત્રણ આપવા આ યુગમાં આવશે કોણ ? નહિ આવે એટલે પ્રાણ ટકશે નહિ. તપશ્ચર્યામાં વિઘ્નો ઉભાં થશે. પ્રાણ ટકાવવા તપશ્ચર્યા પડતી મૂકી વસ્તીમાં અન્ન માટે ઘેર ઘેર રખડવું પડશે. રખડવાથી અન્ન મળશે. અન્નથી ક્ષુધા મટશે. ક્ષુધા મટતાં બીજા દિવસને માટે પ્રાણ ટકાવી રાખવાની ચિંતા થતાં લોભવૃત્તિનો જન્મ થશે. લોભ આવતાં બીજી પાંચ વૃત્તિઓ આવશે, જેથી તમારી અધોગતિ થશે. સંન્યાસીઓને પણ અન્નને માટે રખડવાનો સમય આવ્યો છે. નહિ તો સંન્યાસીઓને ભિક્ષાની શી ખોટ હોય ? પણ એ તો કળિયુગનો પ્રભાવ છે !

ત્રીજા ઋષિઃ—મહાત્માઓ! ડરો છો શા માટે? અન્નનો ગમે તેટલો લોભ કરો પણ જો તે લોભ જીવન નિર્વાહ માટેજ હોય તો તેમાં કાંઇ નુકશાન નથી. કાલ માટે સંગ્રહ કરવામાં પણ વાંધો નથી. તેમ કરવામાં તપશ્ચર્યા ખંડીત થતી નથી, અથવા તો તે કાર્ય કરવામાં વિઘ્ન નડતાં નથી. અન્ન લાવીને બીજાનું પોષણ અર્થેજ તેનો ઉપયોગ થાય એ વધારે ઇચ્છવા યોગ્ય છે. પણ જો તે કાર્યમાં સ્વાર્થનીજ માત્ર ગંધ હોય તો તપશ્ચર્યામાં ધૂળ પડયા વિના નહિ રહે.

ચોથા ઋષિઃ—હે મહાત્મન્! એ સર્વ બાબતો આપણા તપના મહિમાને લીધે ચાલશે. ષટ્ શત્રુઓ આપણા બ્રહ્મત્વના પ્રભાવથી આપણી પાસે નહિ આવે. આપણા ઋષિ પુત્રોમાં નિર્વાહ માટે અન્નનો અને મુક્તિ માટે તપનો લોભ છે. તે લોભથી તે કદાપિ દુઃખી નહિ થાય. પણ એના કરતાં તેમના ભવિષ્યની ચિંતા મને તો વધારે સાલે છે.

પાંચમા ઋષિ:—આપણા પૂર્વજો રાજકન્યાનું પાણિ-ગ્રહણ કરતા; પણ કલિયુગના જમાનામાં બ્રાહ્મણથી ક્ષત્રિય કે વૈશ્યની કન્યાનું પાણિ ગ્રહણ થશે નહિ, કારણ કે તે ધર્મ વિરુદ્ધ ગણાશે. હાલના રાજાઓ જાતિભ્રષ્ટ, ધર્મભ્રષ્ટ અને કર્મભ્રષ્ટ થયા. બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્યનું પણ તેમજ થશે. બ્રાહ્મણો માંસાહારી બનશે. તેમનાં વચન જુઠાં પડશે, જેથી તેમનું બ્રહ્મત્વ નાશ પામશે. માટે દરેકે તેમાંથી બચવા માટે પ્રયત્ન કરવો.

છઠ્ઠા ઋષિઃ—હે મહાત્માઓ ! આપણા ઋષિ પુત્રો ઉપર કહેલી બધી બાબતો ભલે પોતાના નિર્વાહ માટે કરે. તેમજ અન્ય વ્યવહારો પણ ભલે કરે, પણ બ્રહ્મકુળની કન્યા સિવાય પાણિગ્રહણ ન કરે તેમજ કોઇ પણ સંજોગોમાં પવિત્ર બ્રહ્મચર્યના નિયમોનું પાલન કરે ત્યાં સુધી તેઓ કદાપિ દુઃખી નહિ થાય.

સાતમા ઋષિઃ—મન, વચન અને શરીરથી બ્રહ્મચર્યનું પાલન કરવું. ગમે તેવા સંજોગોમાં પણ માયાથી અલિપ્ત રહેવું; જેમ પાણીમાં કમળ રહે છે તેમ. માયા તો બ્રહ્મકર્મ કરનારને પણ પોતાની જાળમાં ફસાવે છે, માટે આપણા પુત્રો માયાથી દૂર રહી અધિકાર પ્રમાણે કર્મ કરે તો દુઃખી નહિ થાય.

આઠમા ઋષિઃ—હે યોગીઓ ! આપે ઉપર બતાવેલા સઘળા માર્ગો સાચા છે. આપણા ઋષિ પુત્રો અધિકાર પ્રમાણે વર્તશે તો તેઓને અન્ન જળના સાંસા નહિ પડે. તેથી વિરુદ્ધ વર્તનારને અન્ન જળના સાંસા પડશે. સમાજ તેમને ધુતકારી કાઢશે. ડગલે અને પગલે તેમનું અપમાન કરશે. અન્ય લોકો તેમની સેવા કરતા હતા, તેને બદલે તેમને, બીજાને ઘેર ઘેર જઇ હલકા ધંધા કરવા પડશે. અન્ય જ્ઞાતિઓ તેમની અજ્ઞાનતાનો લાભ લઇ બ્રાહ્મણ હોવાનો દાવો કરશે. બીજી જ્ઞાતિના લોકો જોષ જોશે, દાન લેશે, યજ્ઞ કરાવશે અને બીજાઓને વિદ્યા આપશે. જેથી બ્રાહ્મણોની અધોગતિ થશે. બહુ બોલકણા જોષી વેદીઆ કહેવાશે.

નવમા ઋષિઃ—હે મહાત્માઓ ! આપણા પુત્રો વ્યસનને વશ બની અધર્મ કર્મ કરશે, જેથી ઋષિ કુળને લાંછન લાગશે. એમનાં કર્મોનાં ફળ એમને ભોગવવાં પડશે એને માટે આપણે કેટલી કેટલી ચિંતાઓ કરીએ? આપણે તેઓને તેમાંથી બચાવવાને માટે નીચેના માર્ગો બતાવીએ છીએ. જો એ પ્રમાણે ચાલશે તો તેઓ સુખી થશે. તપ, યમ, નિયમ, અસ્તેય, અપરિગ્રહ, બ્રહ્મચર્યઃ આ બધા ધર્મના માર્ગો છે. એ માર્ગોનો ત્યાગ કરી વિષયોમાં લુબ્ધ બનશે તો દુઃખી થશે. જેમ જેમ કળિનું જોર વધતું જશે તેમ તેમ બ્રાહ્મણો અબ્રાહ્મણ બનતા જશે. તેઓ અનેક નીચ ધંધાઓ કરશે. બ્રાહ્મણો, ક્ષત્રિય, વશ્ય અને શુદ્રના નીચ ધંધાઓ કરશે. કન્યાવિક્રય કરી દ્રવ્યનો સંગ્રહ કરશે. ઉતરતી જ્ઞાતિઓ સાથે રોટીબેટી વ્યવહાર કરશે. વચનની સિદ્ધિ સાચવશે નહિ. શાસ્રોના અભ્યાસથી વંચિત રહેશે. યજમાનોને પેટના ખાડા પુરવા માટે છેતરવાનો પ્રયત્ન કરશે. આહારવિહારમાં કુદરતના કાનુનોને ગણશે નહિ. નજીવા સુખને માટે ભોગ વિલાસમાં ફસાશે અને સ્થૂલ દેહની આહુતિ મરણ વેદી પર આપશે. વિષય વાસનાથી બ્રહ્મકુલ ખાલી થશે. ખરા બ્રાહ્મણો દુઃખી થશે, રખડશે, અને ભરણ પોષણને માટે નીચ કર્મો કરશે.

દશમા ઋષિઃ—હે મહાત્માઓ ! આપણે બધા મિથ્યા વાદવિવાદ શા માટે કરીએ છીએ ? મિથ્યા વાદ-વિવાદથી આપણે તેમનો ઉદ્ધાર કરી શકવાના નથી, કારણ કે તેઓ વિષય વાસનાના કાદવ કીચડમાં એટલા બધા

ફસાએલા છે કે આપણો બોધ તેઓને એમાંથી મુક્ત કરી શકશે નહિ. ઈશ્વરની માયા ખીચોખીચ ભરેલી છે, તેમાં જે રચ્યો પચ્યો રહેશે, તેજ કળિયુગમાં બ્રાહ્મણ કહેવાશે. તે ગમે તેવાં, ગમે તેટલાં નીચ કૃત્યો કરશે છતાં તે ખરા બ્રાહ્મણથી ઉચ્ચ કર્મ કરનારો ગણાશે. કારણ કે સાચો બ્રાહ્મણ પોતાનાં ખટ્કર્મોમાંજ રચ્યો-પચ્યો રહેશે, પણ તે માયામાં રચ્યા પચ્યા રહેનાર બ્રાહ્મણથી દબાઈ જશે. માયામાં લુબ્ધ બનનાર બ્રાહ્મણ ખોટાં વ્યસન કરી કુલાચાર તથા જ્ઞાતિનાં બંધનોમાં ઉથલપાથલ કરશે, તોપણ એને એમાંથી દૂર કરી સાચા માર્ગે કોણ ચઢાવશે ? માન્ય ગણાતા આગેવાનો પણ નીચ કર્મો કરવામાં રચ્યા પચ્યા રહે, તો તેમના આશ્રય નીચે રહેનારા મનુષ્યોનું તો કહેવુંજ શું ! આ જગતમાં ખુશામત જેવી મોટી મોહિની એકેય નથી, જેથી આપણા અજ્ઞાન બાળકો ખુશામતરૂપી મદિરા પી અનેક શાસ્ત્ર-વિહિત કર્મો કરશે; ઈશ્વર જેવી મહાન વિભુતિની અવગણના કરશે. મહાન સમર્થ ભૃગુઋષિએ કહ્યું છે કે ખરો બ્રાહ્મણ, જે બ્રહ્મ વિદ્યાને જાણનાર હશે, તે કળિયુગના કળિયુગ વહી જશે તોપણ જીવનનિર્વાહ માટે ઉતરતી જ્ઞાતિઓમાં, ભિક્ષાને માટે, ઘેર ઘેર ભટકશે નહિ. નોકરી ચાકરી કે વેપાર કરી ગુજરાન ચલાવશે, પણ નીચ જ્ઞાતિના મનુષ્યો પાસે ઉદરનિર્વાહ માટે માગણી કરશે નહિ. જો આટલો ટેક સાચવશે, તો ઇશ્વર તેને કોઇ રીતે દુઃખી થવા દેશે નહિ. તેનું એક દષ્ટાંત મને યાદ છે તે તમને કહું છું, તે ધ્યાનપૂર્વક સાંભળો.

હિરણ્યકશ્યપને પ્રહલાદ નામે મહાન ભક્ત-પુત્ર હતો. તેના પિતાના રાજ્યમાં રામ નામનો ઉચ્ચાર કોઇપણ વ્યક્તિ ન કરી શકે, એવી રાજઆજ્ઞા હતી. પણ ભક્ત પ્રહલાદે અસત્ય આજ્ઞાનો ભંગ કરી સર્વવ્યાપકના નામનો જપ કરવા માંડયો. આથી તેના પિતાએ તેને રાજઆજ્ઞાનું પાલન કરી પિતાના નામોચ્ચાર કરવાની ફરજ પાડી. પણ પ્રહલાદે આજ્ઞાનો ભંગ કરી પવિત્ર રામ નામનો જપ કરવા માંડયો. આથી પ્રજા પણ તેમ કરવા મંડી. આ વાતથી રાજાને ક્રોધ ચઢયો અને પુત્રની સાન ઠેકાણે લાવવા અનેક પ્રયાસો કર્યા, છતાં જેને 'રામ રાખે, તેને કોણ ચાખે' એ સૂત્રાનુસાર પ્રહલાદનો કોઇથી વાળ સરખો પણ વાંકો કરી શકાયો નહિ. પિતાએ પુત્રને ઈશ્વરની પરીક્ષા કરવા માટે તપાવેલા લોહસ્થંભ ઉપર ચઢવાની આજ્ઞા કરી. બાળકપુત્ર આવી આજ્ઞાથી મનમાં ગભરાયો અને શાંત ચિત્તે ઈશ્વરની આરાધના કરવા લાગ્યો. પણ એવામાં તેની નજર તપાવેલા સ્થંભ ઉપર હારબંધ ચાલતી સિંદુરીઆ રંગની કીડીઓ ઉપર પડી. તેથી તેના હૃદયમાં ઇશ્વરને માટે દૃઢ વિશ્વાસ ઉત્પન્ન થયો અને સ્થંભને આલિંગન દીધું. આલિંગન દેતાંની સાથેજ લોહનો સ્થંભ ફાટયો અને નૃસિંહરૂપ ધારણ કરી ઇશ્વરે ટેકીલા ભક્તને બચાવી નાસ્તિક પિતાનો સંહાર કર્યો. જગતમાં સાચો ટેક અને ધર્મ, મનુષ્યને કીર્તિ પ્રાપ્ત કરાવે છે. ભગવાન પોતાના સાચા ટેકીલા ભક્તથી, જુદાઈ ગણુતા નથી. અહંકારી અને આડંબરી ભક્તને માટે ઇશ્વરે શિક્ષા કરવાના અનેક માર્ગો રાખ્યા છે.

ઉપરની હકીકત સાંભળી સર્વ મહાત્માઓ પોતાના આશ્રમે જવા તૈયાર થયા.

અગિઆરમા ઋષિઃ—આપણે બધાએ આવા મિથ્યા વિચાર શા માટે કરવા? એથી આપણું અને જગતનું શું કલ્યાણ થશે? ઈશ્વર તો માયાપતિ છે. એ સર્વની સંભાળ લે છે. આપણે સર્વ તેના આશ્રય નીચે છીએ. બગદાલ ઋષિએ અઠ્ઠાવિસ રામાવતાર થયા ત્યાં સુધી સ્થૂલ દેહ ટકાવી રાખ્યો. માર્કન્ડ ઋષિના તપથી દેવો પ્રસન્ન થયા અને તેમની સારી સુશ્રુષા કરી વરદાન માગવા કહ્યું. પણ તેમને કોઇ જાતની ન્યુનતા નહિ હોવાથી કાંઈ માગણી કરી નહિ અને તપના પ્રભાવથી મહા પ્રલય જોવા માટે અમર આયુષ્ય માગ્યું. કાર્યસિદ્ધિ માટે કર્તવ્યપરાયણ બની સર્વ કાર્ય કરો. ચિંતા કરવાથી કાંઈ થવાનું નથી.

બારમા ઋષિઃ—હે મહાત્માઓ! તમે ભૂલો છો. ઈંદ્ર રાજાએ આખા દક્ષિણમાં સાત સાત દુકાળ પાડયા, પણ બ્રહ્મર્ષિ ગૌતમે આખા દક્ષિણના ઋષિઓને તે સાત દુકાળ કઢાવ્યા. એવા મહાન સમર્થ અહલ્યા પતિ ગૌતમને, પોતાના આત્મજ્ઞાનથી લીંગધારી જ્યોતિર્લીંગ ત્રંબકેશ્વર મહાદેવનાં દર્શન થયાં અને વર માગવા ફરમાવ્યું. ગૌતમે મહાદેવને બાર બાર વર્ષે નોકરી ભરી આવવા સૂચના કરી. આથી મહાદેવ આ વચન પાળવા બાર બાર વર્ષે ત્યાં હાજર થાય છે. એજ માયાપતિ, એજ કૃષ્ણચંદ્ર, એજ રામ, એજ જ્યોતિસ્વરૂપ, એજ સર્વમાં વસી બહુ રૂપે થયો છે. તે માટે તેની માયાને

કોણુ પહોંચી શકે તેમ છે? આગળની ચિંતા કરવાનું કાંઇ કારણુ શું? વિચારીને ધર્મ પ્રમાણે આચરણુ કરશે તે સુખી થશે. સત્વગુણીનું તપ સત્ગુણી હોય છે. રાજસનું રજોગુણી અને તમોગુણીનું તપ રાક્ષસી માયા છે. કળિયુગમાં તમોગુણી એટલે રાક્ષસનું રાજ ગણાય, પણુ સત્ગુણી તપને તો કોઇ હાનિ પહોંચાડી શકનાર નથી. સતોગુણી તપ નિઃસ્પૃહી અને પવિત્ર છે, માટે તેના પર કોઈ યુગની ખરાબ અસર થવાની નથી. કળિયુગ તો ચોથા યુગનો રાજા છે, પણુ માયાપતિ ઇશ્વર તો ચારે યુગનો રાજા છે. માયાપતિ મહાસમર્થ અને ન્યાયમૂર્તિ છે. તેની અપાર માયાવી લીલાને સમજવા પણુ કોઈ શક્તિમાન નથી.

તેરમા ઋષિઃ—અરે મુનિઓ? આમ હતવીર્ય કેમ બનો છો? ત્રિશંકુ રાજાને સ્વદેહે સ્વર્ગમાં જવાનો યજ્ઞ કરાવવો હતો, આથી રાજાએ વસિષ્ઠ ઋષિને યજ્ઞ કરવા વિનંતિ કરી, પણુ ઋષિએ ના પાડી. આથી તે રાજા ઋષિ પુત્રો પાસે ગયો. ઋષિ પુત્રોએ રાજાને શ્રાપ આપ્યો કે 'તું ચંડાલ થા'. શ્રાપની અસર તેના પર થતાં તેનો દેહ કાળો કુબડો થઈ ગયો. યજ્ઞ ન કરાવ્યો અને શ્રાપ આપ્યો એટલે રાજા, વિશ્વામિત્ર ઋષિ પાસે ગયો. વિશ્વામિત્રે યજ્ઞ કરાવી રાજાને સ્વદેહે સ્વર્ગે મોકલ્યો. ઈંદ્રે રાજાનું ચંડાલ સ્વરૂપ જોતાં તેને પાછો કાઢયો. આ વાતની ખબર પડતાં વિશ્વામિત્રે ઇંદ્રને ધુતકારી કાઢી પોતાના યોગબળના પ્રભાવે અધવચ નવું સ્વર્ગ બનાવી તેને ત્યાંનો રાજા બનાવ્યો.

બ્રહ્મર્ષિઓને તો ઇશ્વરનો પણ ડર નથી. કહેવાની મતલબ એ છે કે જે પ્રાણી કુદરતના કાનુનોને અનુલક્ષી વર્તે છે તેને કોઇ સત્તાનો ડર નથી. આપણા પૂર્વજ ઋષિ, માર્કંડ, ગોતમ, ભૃગુ, વસિષ્ઠ, અને બગદાલ એ સર્વ ઋષિઓએ નિષ્કામ તપ કર્યું છે. તેમણે ઇશ્વર પાસે કોઇ પણ જાતના વરદાનની માગણી કરી નથી. માયાપતિએ પ્રસન્ન થઈને અનેકવાર ઋષિઓને વરદાન માગવાને વિનંતિ કરી હતી, છતાં એ સર્વ ઋષિઓએ વરદાન માગ્યાં નથી. ઇશ્વર પણ નિષ્કામ તપ કરે છે. તપ એજ સત્ છે. સત્ એજ તપ છે. તપ એ તો કોઈ જુદીજ વસ્તુ છે. ઈશ્વરની અપાર લીલાને કોઈ પહોચ્યું નથી અને પહોંચશે પણ નહિ. સર્વની ચિંતા કરનાર તો ઇશ્વર છે, તો પછી આપણે શા માટે ચિંતા કરવી જોઇએ ? સાચા બ્રહ્મર્ષિને તો ઇશ્વરનો પણ ડર નથી. એનું એક દૃષ્ટાંત તમને કહું તે સાંભળો.

પ્રાચીન સમયમાં પતિતપાવિની ગંગાજીના કિનારે, બે રાક્ષસો આતાપી અને વાતાપી નામના રહેતા હતા. તેઓ ગંગાના કિનારે તપ કરતા ઋષિઓને ક્ષત્રિયનો વેશ ધારણ કરી, જમવાનું આમંત્રણ આપી તેડી લાવતા. માયાવી રૂપથી એ રાક્ષસો પોતાનો માંહોમાંહે સંહાર કરતા અને એના વડે માયાવી ભોજન સામગ્રી તૈયાર કરી ઋષિઓને જમાડતા. જમ્યાબાદ દક્ષિણા આપવાનો પ્રાચીન રિવાજ હતો. દક્ષિણા આપતી વખતે મરનાર રાક્ષસને જોરથી બૂમો પાડી તેનો ભાઈ બોલાવતો. બૂમ સાંભળતાંજ તે રાક્ષસ ઋષિના પેટમાં પોતાનું જૂનું સ્વરૂપ ધારણ

કરતો. આમ કરવાથી ઋષિનું પેટ ફાટી જતું. અને તે ઋષિ મૃત્યુ પામતા. પછીથી બંને ભાઈ એ ઋષિના મૃત શરીરને આનંદથી નવીન ભોજન સામગ્રી બનાવી જમતા. આ રીતે બંને દુષ્ટોએ અનેક ઋષિઓનો સંહાર કર્યો. આમ થવાથી દિવસે દિવસે ઋષિઓની સંખ્યા ઓછી થવા લાગી. એ વાતની ખબર ત્યાંના રાજાને પડી. ખબર પડતાંજ રાજા ઋષિઓ પાસે ગયો અને દુષ્ટોનો સંહાર કરવા વિનંતિ કરી. ત્યાંના ઋષિઓએ વિચાર કરી મહાન સમર્થ અગત્સ્ય ઋષિની સહાયતાની માગણી કરવા જવાની ઈચ્છા દર્શાવી. બધા ઋષિઓ અગત્સ્ય પાસે ગયા. પોતાને પડેલાં દુઃખોનું યથાશક્તિ વર્ણન કર્યું અને તેમાંથી બચાવવા તેમને વિનંતિ કરી. ઋષિએ તેમની માગણીનો સ્વીકાર કર્યો અને સંકેત મુજબ બીજે દિવસે ગંગા કિનારે ગયા. સમય થતાં ભોજનનું આમંત્રણ આપવા, પેલો દુષ્ટ, ત્યાં માયાવી સ્વરૂપ ધારણ કરીને આવ્યો. ઋષિઓએ સંકેત મુજબ પેલા ઋષિને પણ જમવાનું નિમંત્રણ આપવા કહ્યું. ઋષિએ આમંત્રણનો તરતજ સ્વીકાર કર્યો અને પેલા દુષ્ટની પાછળ પાછળ ગયા. દુષ્ટે નિયમ મુજબ ઋષિને જમાડયા. જમ્યા પછી ઋષિએ આચમન કર્યું. આચમનના પ્રભાવથી દૈત્યનો દેહ તરતજ ભસ્મ થઈ ગયો. જમ્યા પછી દક્ષિણા આપવા માટે પોતાના ભાઈને બૂમો પાડી પેલો દુષ્ટ બોલાવવા લાગ્યો પણ તે તો ઋષિના પેટમાં સ્વાહા થઇ ગયો હતો, એટલે સાંભળે કોણ ? પોતાના ભાઈને બહાર ન જોતાં દુષ્ટને ગભરામણ થઈ અને

ત્યાંથી નાસી જવા માટે પ્રયત્ન કરવાની તૈયારી કરવા લાગ્યો. આ વાતની ખબર પડતાં ઋષિએ પેલા દુષ્ટને અંજલી ભરી પાણી છાંટતાંજ તે મૃત્યુને શરણ થયો. ઋષિઓએ એ કાર્ય માટે તેમને ધન્યવાદ આપ્યો. બ્રહ્મબળના પ્રતાપથી અગત્સ્ય ઋષિએ એકજ આચમનથી સમુદ્રનું પાન કર્યું હતું. તેજ ઋષિએ નહુષ રાજાને તેના અયોગ્ય વર્તન માટે પૃથ્વી પર અજગર થઈ પડવાનો શ્રાપ આપ્યો હતો. બ્રહ્મવિદ્યા પ્રાપ્ત કરનાર બ્રહ્મર્ષિને ઈશ્વરનો પણ ડર હોતો નથી. માટે હે ઋષિઓ! તમે ચિંતા કરશો નહિ. જો આપણા ઋષિ પુત્રો ધર્મ અને નીતિને રસ્તે ચાલી, અધિકાર મુજબ કર્તવ્ય કરશે, તો કળિયુગમાં દુ:ખી થશે નહિ, પણ અધિકારથી વિરૂદ્ધ વર્તશે તે દુ:ખી થશે. બ્રહ્મનિષ્ઠ બ્રાહ્મણને ઇશ્વરનો ડર હોતો નથી, તો કળિયુગમાં બ્રહ્મનિષ્ઠને કોઇનો ભય શાનો હોય? રજોગુણમાં તમોગુણ, તમોગુણમાં સતોગુણ, અને સતોગુણમાં રજોગુણનો રોટી બેટી વ્યવહાર અને નીચ ધંધા કરવાથી મિશ્રણ થશે અને મંત્રવિદ્યા, જંત્રવિદ્યા અને બ્રહ્મગુણનો નાશ થશે. બ્રહ્મબળ અને બ્રહ્મબીજ બંનેની સાચવણી કરી તપ કરનારને કળિયુગનો ઝપાટો લાગશે નહિ. કળિયુગને જીતવામાં એ બે બળ કામ લાગશે. એના સિવાય કળિયુગને જીતી શકાશે નહિ. સતોગુણી તપજ માત્ર બ્રહ્મબળ અને બ્રહ્મ-ગુણમાં કામ લાગે છે. એ સિવાયનાં રાજસ અને તામસ તપ કામ લાગતાં નથી, કારણ કે એ તપને તો માયાપતિની માયાનો સ્પર્શ થતાં તેનો નાશ થાય છે. માયાપતિની માયાથી અલિપ્ત રહી તપ કરનાર ઋષિઓનાં

જીવન ચરિત્રોનો સંગ્રહ કરી ગ્રંથરૂપે બહાર પાડીએ તો તે વસ્તુ તેમને હિત કર્તા નીવડશે.

જીવન ચરિત્રોનું માત્ર વાંચનજ તેમને સાચો માર્ગ નહિ બતાવે, પણ તેમના જેવું જીવન જીવવા માટે અભ્યાસથી પ્રયત્ન કરશે, તો જરૂર તેઓ સુખી થશે. સદ્‌ગ્રંથોની પૂજા, દર્શન કે માત્ર વાંચનજ તેમની ઉન્નતિ નહિ કરે, પણ વાંચન પછી મનન અને મનન પછી સત્ય વસ્તુની શોધ કરી તે મુજબનું જીવન જીવશે તે સુખી થશે. એવું જીવન જીવનાર જગતમાં વીરલાજ હશે. જે સર્વવ્યાપક છે તેને બ્રહ્મબળની પણ જરૂર છે. તેના સિવાય ચાલે તેમ નથી. બ્રહ્મ એજ ખરૂં સત્ય છે. સત્ય એજ તપ છે. અનેક જુદી જુદી વર્ણો તપ કરશે પણ બ્રહ્મપુત્રના તપને કોઇ પહોંચી નહિ શકે.

વૃદ્ધ ઋષિઃ—ભાઇઓ! બ્રહ્મબીજ પલટાશે તો જ બ્રહ્મપુત્રો દુઃખી થશે. નહિ તો દુઃખી થાયજ નહિ. બીજ બદલાતાં વચન સિદ્ધિ મટી જશે. સાચા બ્રહ્મબીજની શી અસર થાય છે, તેનો એક દાખલો મને યાદ છે, તે હું કહું છું.

કહોલ નામે ઋષિ હતા. તે ગૃહસ્થાશ્રમી હતા. તેમની પત્નિ ગર્ભવતી હતી. ઋષિ નિત્યકર્મ સાથે વેદનું પારાયણ પણ કરતા હતા. વેદનું શ્રવણ કરતાં કરતાં ઋષિપત્નિએ નિદ્રાદેવીનું શરણું લીધું. ઋષિ વેદાધ્યયનની ધૂનમાં લીન થઈ ગયા હતા. એવામાં એકાએક ગર્ભમાંથી

ચમત્કારી ધ્વનિ નીકળ્યો. ધ્વનિ સાંભળી ઋષિ વેદની ધૂનમાંથી જાગૃત થયા અને ખમચાયા. વેદનું અધ્યયન બંધ કરી આવતો ધ્વનિ સાંભળવા લાગ્યા. ગર્ભમાં રહેલા બાળકે કહ્યું કે, પિતાશ્રી! આપ આટલા બધા દીર્ઘકાળથી વેદનું અધ્યયન કરતા આવ્યા છો છતાં હજી સુધી તમારે તેની આવૃત્તિ કેમ કરવી પડે છે? ને તે પણ આટલી બધી અશુદ્ધ? અમુક અમુક સ્થળે તમારી વાણી તથા હાથના સ્વરો પણ અશુદ્ધ છે. આ વચન સાંભળી ખરી રીતે ઋષિને આનંદ થવો જોઈએ તેને બદલે ઋષિને અત્યંત ક્રોધ ચઢયો. ક્રોધના આવેશમાં આવી ઋષિએ ગર્ભમાં રહેલા બ્રહ્મબીજને શ્રાપ આપ્યો કે તું આઠે અંગે વક્ર થઈશ. એ તો બળવાન કહોલ ઋષિનું બ્રહ્મબીજ હતું. એ તો સાચા બ્રહ્મબીજનો પ્રભાવ ગણાય. પણ જો કોઈ રંગીલા રસીલા માંસાહારી વીરલાનું બીજ હોત તો કહેવું જ શું? કહેવત છે કે, 'બાપ એવા બેટા અને વડ એવા ટેટા.' કહેવાનું તાત્પર્ય એટલું છે કે માબાપમાં સારા નરસા ગુણોના જે સંસ્કારો હશે તે તેમના ભાવિ પુત્રોમાં વારસા રૂપે પ્રગટ થશે.

ધર્મ અને નીતિનો લોપ થતાં સદ્‌ગુણોનો નાશ થશે. 'રાજા એવી પ્રજા'. કળિયુગ એ તો તમોગુણી તપનો રાજા છે. છતાં જો મનુષ્ય સત્ય, દયા, તપ અને નિત્યકર્મ નહિ છોડે તો તેવા મનુષ્યને માટે તો કળિયુગ હોવા છતાં સતયુગ જ ચાલે છે અને કળિયુગ કઇ દિશામાં થઈને ચાલ્યો જશે તેની પણ તેને

ખબર નહિ પડે. માટે હે મહાત્માઓ! આપણા નવીન ગ્રંથોમાં પ્રાચીન સમયમાં થઇ ગએલા મહાત્માઓએ જે જે ભૂલો કરી છે તે દર્શાવીએ, જેથી ભાવિપ્રજાને તે માર્ગે જતાં, આવતી મુશ્કેલીઓમાંથી મુક્તિ મળે, અને તેઓનો માર્ગ સરળ બને. આપણી રહેણી પ્રમાણેજ આપણી કરણી ઘડીએ. કહેવાની મતલબ એ છે કે જેવું વાણીમાં તેવું વર્તનમાં હોવું જોઇએ. વાણીમાં જુદું અને વર્તનમાં જુદું, એવું જો આપણું વર્તન હશે તો ભાવિપ્રજા આપણા વર્તન પ્રમાણે ચાલશે. તામસી તપ કરનારને ખૂશ રાખવા ઈશ્વરે એવા તમોગુણીને હજારો વર્ષનું આયુષ્ય આપ્યું છે. પણ ઈશ્વરે એમાંથી બચવા માટે બારી રાખી છે. તામસી તપ કરનારમાં અહંકાર અને ગર્વ આવતાંની સાથેજ તેનો નાશ થઇ જાય છે.

---

# અધ્યાય ૫ મો.



ઋષિ :—મહાત્માઓ ! ગર્વથી મનુષ્યની તેમજ ઇશ્વરની કેવી અધોગતિ થાય છે, તેનું એક દૃષ્ટાંત તમને કહું.

લંકા નગરીમાં મહાન્ અભિમાની રાવણ રાજા રાજ કરતો હતો. તેને મેઘવર્ણ નામે બળવાન પુત્ર હતો. તે ઇંદ્રરાજાને તેમજ અન્ય દેવોને જીતી કેદ કરી લંકામાં લાવ્યો. સભામાં મેઘવર્ણની બહાદુરીનાં વખાણ થતાં હતાં. તેવામાં બ્રહ્મા આવ્યા અને કહ્યું કે હે રાવણ ! તું ઇંદ્રને છોડી દે. તેં ઇંદ્રને જીત્યો છે એટલે તને સ્વર્ગનું રાજ્ય મળશે એવું તું ધારીશ નહિ. કારણ કે એ રાજ્યનો ઉપભોગ કરી શકે એટલું તારામાં તેમજ તારા પુત્રમાં તપ નથી. ઇંદ્રાસન ખાલી છે, માટે તું ઇંદ્રને છોડી દે. તારા પુત્ર મેઘવર્ણે ઇંદ્રને જીત્યો છે, માટે આજથી તે ઇંદ્રજીતના નામથી ઓળખાશે. અભિમાની ઇંદ્રજીત બોલ્યો, મહારાજ ! હું તેને છોડીશ નહિ, કારણ કે તેણે અનેક ઋષિઓનું તપ ભંગ કરવા, અપ્સરાઓનો તેમજ અન્ય વસ્તુઓનો ઉપયોગ કર્યો છે. માટે હું એને છોડીશ નહિ. હું તેને મારા મહેલમાં કેદી તરીકે રાખીશ. બ્રહ્માએ કહ્યું કે, હે ગર્વથી

અંધ બનેલા રાક્ષસ! ગર્વ ન કર. એ તારાથી બંધાયો છે એવું તું ધારીશ નહિ, કારણ કે એ તો એના પાપથી બંધાયો છે.

મેઘવર્ણ:—હે બ્રહ્માજી! ઇંદ્ર એના પાપે બંધાયો છે. એવું કથન આપે ઉચ્ચાર્યું છે, તો તેમાં સત્ય શું છે? તે મને સમજાવો.

બ્રહ્મા:—અહ્યા રાક્ષસ! સાંભળ. એક દિવસ હું આનંદભવનમાં બેઠો હતો. એવામાં મને વિચાર આવ્યો કે લાવને હું એક સ્વરૂપવાન પુત્રી બનાવું. વિચાર આવતાંની સાથેજ મેં એક પંચભૂતની સૌન્દર્યવતી કન્યકા બનાવી કે જેનું સ્વરૂપ પૃથ્વી તેમજ સ્વર્ગમાં શોધ્યું ન જડે. એવામાં મને વિચાર આવ્યો કે મારે એ પુત્રીને ઉછેરવા ગૌતમને સોંપવી. ગૌતમને સોંપ્યા પછી, દેવતાઓને ખબર પડી કે બ્રહ્માએ એક સ્વરૂપવાન કન્યા બનાવી ગૌતમ ઋષિને ઉછેરવા સોંપી છે. દેવતાઓ બ્રહ્મા પાસે ગયા અને કહ્યું કે હે બ્રહ્મા! એ કન્યાનું ; કયા તપેશ્વરી સાથે પાણિગ્રહણ કરાવશો? બ્રહ્માએ જવાબ આપ્યો કે યોગ્ય વયે કોઈ લાયક તપેશ્વરીને સોંપી દઈશ. ઋષિ આશ્રમે કન્યા પ્રતિદિન રૂપ, ગુણ અને ઉંમરમાં વધતી ગઇ. તેનું વય અઢાર વર્ષનું થતાં ઋષિએ તેને બ્રહ્માજીને સોંપી દીધી.

એક દિવસ ઇંદ્ર સાથે બધા દેવતાઓ બ્રહ્મા પાસે ગયા. બ્રહ્મા સભા ભરીને કન્યાને કયા તપેશ્વરી સાથે લગ્નગ્રંથીથી જોડવી તેનો વિચાર કરતા હતા, પણ બધા

દેવતાઓના તેમજ ઇંદ્રના મનમાં દૃઢ નિશ્ચય હતો કે આ કન્યા માટે એમના જેવો કોઈ લાયક નથી. બ્રહ્માએ કહ્યું, આપ બધા કન્યાની આશાએ આવ્યા છો, પણ આપની આશા ફળીભૂત થવાની નથી, કારણ કે જે માણસ આશાએ રહે તેને ભિખારી જાણવો. આપ બધા આશાએ આવ્યા છો માટે આપ ભિખારી જેવા છો. જે ઋષિ તેને ઉછેરી મને સોંપી ગયા છે, તે સામું જોવા પણ આવ્યાનથી. તો એમને એમની ત્યાગવૃત્તિ માટે ધન્યવાદ આપવો ઘટે. બ્રહ્માએ ઋષિને બોલાવી કન્યાને તેમની સાથે પરણાવી દીધી. અને કહ્યું કે આનું અનહદ રૂપ છે માટે એનું નામ અહલ્યા પાડજે. બ્રહ્માના આવા વર્તનથી ઇંદ્ર તથા બધા દેવો સભા છોડીને ચાલ્યા ગયા. પણ કન્યાના રૂપથી મોહિત થયેલા ઇંદ્રને ચિંતા થવા લાગી કે મારે કોઇપણ ઉપાયે તે કન્યાને મેળવવી. ઇંદ્ર તેને મેળવવા ફાંફાં માર્યા કરતા હતો પણ તેનું કાંઈ શુભ પરિણામ આવ્યું નહિ. આથી ઇંદ્રે ઋષિને છેતરવાનો ઉપાય શોધવા માંડયો. તેમણે ચંદ્રને બોલાવી કુકડાનું રૂપ ધારણ કરી રાત્રિના બે વાગે ઋષિના આશ્રમે જઇ બોલવા કહ્યું, કે જેથી કુકડાના અવાજથી ઋષિ જાગી ઉઠે અને સ્નાનાદિક કરવા માટે નદી કિનારે જાય. ચંદ્રે ઇંદ્રના કહેવા મુજબ કર્યું. કુકડાનો અવાજ સાંભળી જાગૃત થઈ ઋષિ નદી કિનારે સ્નાનાદિક કરવા ગયા. લાગ જોઈ ઈંદ્ર ગૌતમનું રૂપ ધારણ કરી ઋષિના આશ્રમમાં ગયો, અને ત્યાં જઈ અહલ્યા સાથે વ્યભિચાર કર્યો. આ તરફ ઋષિ સ્નાનાદિક ક્રિયા કરી ધ્યાનમાં બેઠા. ધ્યાનથી ઋષિને ખબર પડી કે ઇંદ્રની

કપટ જાળથી આ સર્વ બન્યું છે. તરતજ ઋષિ આશ્રમે ગયા અને આશ્રમનાં દ્વાર ખખડાવ્યાં. અવાજથી ઇંદ્ર ગભરાયો અને મંજારીનું રૂપ ધારણ કરી નાશી જવા પેરવી કરતો હતો, એવામાં ઋષિએ તેને શ્રાપ આપ્યો કે તું ષંઢ થજે અને ચંદ્રને ક્ષય રોગ થાય. એના નીચ કૃત્યથી જ એ બંધાયો છે, નહિ તો એને બાંધનાર કોણ ? પાપ અને ગર્વથી તપનો ક્ષય થાય છે. આ સાંભળી ઇંદ્રજીતે ઇંદ્રને છોડી મૂકયો. તામસ તપ ઘણા સમયનાં હોવા છતાં તેને ખૂટી જતાં અથવા ક્ષય થતાં વાર લાગતી નથી. માટે કળિયુગનાં આટલાં બધાં વર્ષો જોતજોતામાં જતાં રહેશે. જે પોતાના અધિકારમાં રહી, નિષ્કામ તપશ્ચર્યા કરશે, તેને કદાપિ કાર્યમાં નિષ્ફળતા મળશે નહિ. માટે જેવા ભાવથી તપ તપો, એવા શુદ્ધ હૃદયથી અન્ય જનોની નિષ્કામ સેવા ઉઠાવો. નિષ્કામ સેવા દ્વારાજ ઇશ્વર તમારા માર્ગમાં આવતી મુશ્કેલીઓને દૂર કરી જોઇતાં સર્વ સાધનો પુરાં પાડશે. પણ જે મનુષ્ય વિષય ભોગમાં રચ્યો પચ્યો રહી કુદરતના કાનુનોને તજી અયોગ્ય વર્તન કરશે તેને કળિયુગ ગ્રાસ કરી જશે. 'શેઠની શિખામણ ઝાંપા સુધી' એ સૂત્રાનુસાર ભાવિ પ્રજાને યોગ્ય લાગશે તેમ કરશે. દેવતાઓ પણ મનુષ્ય યોની પ્રાપ્ત કરવા તપશ્ચર્યા કરે છે. મનુષ્ય પોતાના દેહે તપ કરી, દેવતાઓની યોગ્ય પદવી મેળવી શકે છે, પણ દેવતાઓથી એ પદવી મેળવી શકાતી નથી. કારણ કે સ્વર્ગ તો ક્રીડાસ્થાન છે, જેથી દેવતાઓ એ સ્થાનમાં રચ્યાપચ્યા રહે છે. પણ તપ, દાન અને સત્કાર્યોથી અમરફળ મેળવવાનું માત્ર મનુષ્યાવતારમાંજ

બની શકે છે. જે મનુષ્ય ઈંદ્રિયોના વિષયોને રોકી મનને કબજે રાખી, ધર્મ પ્રમાણે આચરણ કરશે તે સુખી થશે.

ગુરુઃ—હે શિષ્ય! તું કહેતો હતો કે આગળના ઋષિઓ તપશ્ચર્યા દ્વારા ઇશ્વરને મેળવતા, પણ કળિયુગના સમયમાં એવા ઋષિઓ જોવામાં આવતા નથી. પણ ભક્તોએ ઇશ્વર મેળવ્યા છે. પ્રાચીન ઋષિઓના દ્રષ્ટાંતોથી તને સમજાવવા મેં પ્રયત્ન કર્યો છે. કથા સાંભળવાથી તારૂં કલ્યાણ થવાનું નથી, પણ તે સાંભળી તે પ્રમાણે તારા ભાવિ જીવનનું ઘડતર કરીશ તો તું પણ મહાન પુરુષ થઇશ. ધર્મ અથવા ફરજનું ભાન રાખી આગળ વધવા પ્રયત્ન કરવો, એ મહાન પુરુષનાં લક્ષણ ગણાય. માટે તું પણ તેમ કરવા પ્રયત્ન કર. તું તારી જાતને ઓળખવા પ્રયત્ન કરીશ તો સર્વ સારાં વાનાં થશે.

શિષ્યઃ—ગુરુજી! હું કોણ છું? મારે મારી જાતને શી રીતે ઓળખવી તથા આત્માને શી રીતે ઓળખવો, તે મને કૃપા કરી જણાવો.

ગુરુઃ—મેં તને પટેલના દ્રષ્ટાંતથી સમજાવ્યો હતો, કે જો તું તારી સર્વ વૃત્તિઓને રોકી ઇશ્વરાભિમુખ બનીશ તો તું આપોઆપ તારી જાતને ઓળખવા ભાગ્યશાળી બનીશ. ઋષિઓના મેં તને અનેક દાખલા આપ્યા છે. અભ્યાસ અને વૈરાગ્યથી તું તારા આત્માને ઓળખી શકીશ. ધ્રુવની માફક તું તારા આત્માને ઓળખવા પ્રયત્ન કર.

---

# અધ્યાય ૬ ઠ્ઠો.

શિષ્યઃ—ધ્રુવ કોણ હતો અને તેને ઈશ્વર પ્રાપ્તિ શી રીતે થઈ તે મને કૃપા કરી જણાવો.

ગુરુઃ—પૂર્વે ઉત્થાપન રાજાને સુમતી અને સુરતી નામે બે રાણી હતી. તેમાં સુરતી રાજાને માનીતી રાણી હતી અને સુમતી અળખામણી રાણી હતી. સુમતીને પેટે ધ્રુવનો જન્મ થયો. ધ્રુવ જ્યારે નાનો હતો ત્યારે તેની ઇચ્છા પિતાના ખોળામાં બેસવાની થઈ. બેસવા જતાં ઓરમાન માએ, ધ્રુવને કડવાં વચન કહ્યાં. આથી ધ્રુવને ઘણી રીસ ચઢી, જેથી તેણે જંગલમાં જઇ અઘોર તપશ્ચર્યા કરી ઇશ્વર પ્રાપ્તિ કરવા મનમાં નિશ્ચય કર્યો. તે માતાની રજા લઇ જંગલમાં ચાલ્યો ગયો. રસ્તામાં નારદનો તેને મેળાપ થયો. નારદે કહ્યું, હે કુમાર! તું આમ એકલો ક્યાં જાય છે? ધ્રુવે કહ્યું કે હે ઋષિરાય, મને ઇશ્વર દર્શનની ઈચ્છા છે. માટે કૃપા કરી તે પ્રાપ્ત થાય એવો સુલભ માર્ગ મને બતાવો. નારદે કહ્યું હે કુમાર, તારો આત્મા એજ પરમાત્મા સ્વરૂપ છે, માટે તારા હૃદયમંદિરમાં રહેલા આત્માને ઓળખીશ એટલે

આપોઆપ તને ઈશ્વરનાં દર્શન થશે. મુનિનાં વચન સાંભળી ધ્રુવે તેમ કર્યું. જેથી તેને ઈશ્વર દર્શન થયાં. મહાન પ્રભુએ તેને પોતાનો કરી અવિચળ પદ આપ્યું. માટે હે શિષ્ય, તું ધ્રુવ જેવો દૃઢ નિશ્ચયી બન.

શિષ્યઃ—ગુરુજી! ધ્રુવને ઈશ્વર આપોઆપ મળ્યા, છતાં તેણે મોક્ષ કેમ ન માગ્યો? તે મને સમજાવો.

ગુરુઃ—હે શિષ્ય! જગતની લીલા જોવાને માટે ઈશ્વરે આ સૃષ્ટિ બનાવી છે. તો બીજાને પ્રભુની લીલા જોવાની કેમ ઇચ્છા ન થાય? તેટલાજ માટે તેણે મોક્ષને બદલે અવિચળ પદની માગણી કરી. સર્વની દોરી ઇશ્વરના હાથમાં છે. દોરીના સંચારથી સર્વ મનુષ્યો તેના નચાવ્યા માંકડાની માફક નાચે છે. માર્કંડ ઋષિએ હજાર વર્ષ તપ કર્યું. તપથી દેવો પ્રસન્ન થયા અને વરદાન માગવા કહ્યું. પણ ઋષિએ કોઈ પ્રકારની માગણી કરી નહિ. છેવટે દેવોના અતિશય આગ્રહથી પ્રલયકાળ જોવાની ઈચ્છા જણાવી, પણ મોક્ષની માગણી કરી નહિ. હનુમાને પણ મોક્ષની માગણી કરી ન હતી. મોક્ષ એટલે આત્માનું પરમાત્મા સ્વરૂપમાં ભળી જવું. માટે હે શિષ્ય! તારે પ્રભુની લીલાનાં અને આત્માનાં દર્શન કરવાં હોય તો ધ્રુવ જેવા દૃઢ મનવાળો થા. મનુષ્ય દેહ એ ઇશ્વર પ્રાપ્તિનું અત્યુત્તમ સાધન છે. મનુષ્ય દેહ વડે સર્વ કમાણી કરી શકાશે; નહિ કે કોઈ અન્ય દેહે. પશુ યોનિ પરતંત્ર છે; મનુષ્ય યોનિ સ્વતંત્ર છે. માટે હે શિષ્ય, તું સ્વતંત્ર છે. તારે કોઇ જાતનું અન્ય બંધન નથી. માટે આ દેહે

જે કમાણી કરીશ તેજ તારી સાથે આવશે. ઈશ્વરે જે શુભ ઇચ્છાથી મનુષ્ય દેહ આપ્યો છે, એ ઇચ્છાને પૂર્ણ કરી તેને સંતોષ આપવા તારે તારૂં બનતું કરવાનું છે. તારે તારા આત્માને ઓળખવાનો છે. તેને ઓળખવા માટે દૃઢ વૈરાગ્ય અને અભ્યાસ કરવાની તારે જરૂર છે. ૐના પવિત્ર જપથી શુદ્ધિ થશે. જેમ જેમ પવિત્ર નામના જપનો અભ્યાસ થતો જશે તેમ તેમ તારી આત્મશુદ્ધિ થશે. વૃત્તિઓની સ્થિરતાની સાથે તને આત્મ સાક્ષાત્કાર થશે. કાલનું કામ આજ કરો. કારણ કે કાળ કોઇની રાહ જોતો નથી. માટે તું કર્તવ્ય પરાયણ થા!

શિષ્યઃ—ગુરુજી! યોગાભ્યાસ કરતાં કરતાં મારૂં મરણ થાય તો અધુરા અભ્યાસનું કંઈ ફળ મલતું હોય, તો કૃપા કરી મને જણાવો.

ગુરુઃ—તેની તું ચિંતા કરીશ નહિ. કૃષ્ણે ગીતામાં કહ્યું છે કે, અધુરા યોગે દેહ પડનારનો, અધુરો યોગ પુરો કરવા, યોગીના કુળમાં જન્મ લઈ, અનાયાસે, અભ્યાસદ્વારા, યોગ પુરો કરી ઈશ્વર સાથે તદાકાર થઇ જાય છે. કરેલા સતકર્મનો અભ્યાસ નકામો જતો નથી. માટે ચિંતા કરવી નહિ. તારા મનમાં હશે કે આ મનુષ્ય દેહે આપણે શું કરી શકવાના? પણ મનુષ્ય દેહધારીનું બળ ઓછું નથી. મનુષ્યપણું પ્રાપ્ત કરવા દેવતાઓ પણ પ્રયત્ન કરે છે. મનુષ્યની ઘણી મહત્તા છે. પણ ક્રોધ અને મોહ એ જીવના કારભારીઓ તેને અવળે રસ્તે દોરે છે. ષટ્‌રિપુજ ઇશ્વર સાક્ષાત્કાર કરવામાં અંત-

રાયરૂપ છે. કારણ કે તેમાંના એકને (ક્રોધને) વશ થવાથી વિશ્વામિત્રને અનેકવાર તપ કરવું પડયું છે. સતોગુણી તપજ કાર્યની યોગ્ય સિદ્ધિ કરાવે છે. આત્મજ્ઞાન મેળવવામાં યુગના યુગ વહી જાય છે, ત્યારેજ કાર્યની સિદ્ધિ થાય છે. ઇશ્વરે ઇંદ્રિયોને બહારના વિષયોને પ્રકાશિત કરનારી બનાવી છે, એટલે તેની બધી શક્તિ બાહ્ય વિષયોમાંજ ખર્ચાઇ જાય છે. તે આંતર પ્રકાશ કરનારાના બળનો નાશ કરી અંદર રહેલા આત્માને ઓળખવાને અશક્ત બનાવી મૂકે છે. વિવેકી અને ધીર પુરુષ, વિવેકથી ઇંદ્રિયોને તેના બાહ્ય વિષયોમાંથી જતી રોકી, તેને આંતરમુખી કરી, પરમાત્માનો સાક્ષાત્કાર કરવામાં તેનો ઉપયોગ કરે છે.

શિષ્યઃ—કાળ આપણને ઘણું દુઃખ દે છે, એ સર્વજ્ઞ જાણે છે, છતાં દયાળુ ઈશ્વર તેમાંથી મનુષ્યને કેમ છોડાવતો નથી? બે માણસ લડતા હોય છે, તો ત્રીજા માણસને દયા આવતાં તરતજ તેમને છોડાવે છે, તો પછી પ્રભુને દયા કેમ ન આવે? એ તો સૃષ્ટિનો પાલક છે. એના ભક્તો એને દયાના સાગર, ગરીબના બેલી, એવાં અનેક ઉપનામોથી સંબોધે છે, છતાં એ નિર્દયી હોય એવો મને ભાસ થાય છે. તો કૃપા કરી મારો સંશય ટાળો.

ગુરુઃ—પ્રભુ પર આવા આક્ષેપો કરવા એ તારી અજ્ઞાનતાનુંજ કારણ મને તો જણાય છે. પ્રભુ જુએ છે અને જીવને દુઃખ પડે છે, એ વાત ખરી, પણ જો જીવ ઇશ્વરને જોતો હોત તો તેને આવું દુઃખ પડત નહિ.

શિષ્ય:—ભગવત ગીતામાં કહ્યું છે કે, આ સ્થૂલ-દેહરૂપી વૃક્ષ પર જીવ અને શિવ રૂપી બે પક્ષી છે. છતાં જીવનપર્યંત મનુષ્યને પોતાના કર્માનુસાર દુઃખ ભોગવવું પડે છે. મરણ સમયે પ્રભુ, હૃદયમાં જીવ સાથે શિવ થઇને બેઠેલો છે. ત્યાં એ સઘળી વસ્તુને જુએ છે, છતાં તે કાંઈ કરી શકતો નથી. આપે મને ઈશ્વરને મારા હૃદય મંદિરમાં શોધવાને અનેકવાર કહ્યું છે. તો શું એ હૃદય મંદિરમાં બિરાજી જીવને પડતાં દુઃખો નહિ દેખતો હોય ? એ બાબત મને સમજાવો.

ગુરુ:—બે પક્ષી ખરાં, પણ જીવ શિવને માયાના આવરણોથી જોઇ શકતો નથી. જો જીવ માયાના આવરણોને દૂર કરી શિવનો સાક્ષાત્કાર કરે તો તેને કોઇ જાતનું દુઃખ પડતું નથી. હું તને એ વિષે એક દૃષ્ટાંત કહું તે તું ધ્યાનપૂર્વક સાંભળ. એક ચોર અનેક માણસોને લૂંટી અનેક પ્રકારે હેરાન કરે છે. ઘણાને લૂંટે છે, દુઃખ દે છે અને કેટલાંનું ખુન પણ કરે છે. તે સર્વ જીવ તથા શિવ જાણે છે. એને રાજા દેહાંત દંડની શિક્ષા ફરમાવે છે. રાજા દયાળુ હોવા છતાં એને એ શિક્ષા ફરમાવે છે, તેનું કારણ એ છે કે, એ બદમાશે અનેકને હેરાન કરી અનેકના જીવને જોખમમાં નાખ્યા છે. માટે રાજા તેને એ શિક્ષા કરે છે. ભારે શિક્ષા પણ કરે છે, કારણ કે એ ચોર ફરીથી એવી જાતના ગુન્હા કરે નહિ. એમાં રાજાનો દોષ નથી. ચોર ચોરી કરે છે તે વખતે તેના મનમાં બીજાના હિતનો જરાએ વિચાર

આવતો નથી. તે સમયે તેનું મન તે કાર્ય કરવા ના પાડે છે, છતાં અજ્ઞાનતાને વશ થઈ મનને ગમે તેમ સમજાવી તે કાર્ય કરે છે. તે વખતે સ્થૂલ દેહપરનાં બે પક્ષી સાથેજ હોય છે. તે વખતે એને એટલી સમજણ કેમ ના પડી કે આત્મા એ સર્વ બાબત જુએ છે અને હું આ સર્વ ગુન્હા કરૂં છું તે બદલ ઇશ્વર મને શિક્ષા કરશે. પણ એ કાર્ય કરવામાં એને દયા આવતી નથી, માટે તેને કરેલા કર્મનાં ફળ ભોગવવાં પડે છે. તે વખતે શિવ જાણે છે છતાં તેને મદદ કરતો નથી. જેમ રાજાને દયા આવે છે, છતાં રાજા ચોરને શિક્ષા કરે છે, કારણ કે રાજાના હૃદયમાં ચોરને સુધારવાની લાગણી હોય છે. તેવી રીતે શિવને પણ તેને માટે લાગણી હોય છે. હૃદય મંદિરમાં વસેલો પ્રભુ જીવનાં કરેલાં સઘળાં કાર્યોનો હિસાબ રાખે છે. તેની લેવડદેવડ સુખ દુઃખના રૂપમાં કરવામાં આવે છે.

શિષ્યઃ—જ્યારે મનુષ્ય પાપ કરવા તૈયાર થાય ત્યારે ઇશ્વર તેને સમજાવીને કેમ રોકતો નથી? પાપ કર્મ માટે શિક્ષા થવી જોઇએ, પણ પાપ કર્મ કરતાં અટકાવે તો શું પાપ કર્મ ઓછાં ન થાય?

ગુરુઃ—-કુદરતનું વિશાળ શિક્ષણ ક્ષેત્ર છે. તેમાંથી અનેક જાતના બોધપાઠ મનુષ્યને કુદરતની સાનિધ્યમાં રહેવાથી મળે છે, છતાં ગર્વથી છકેલો મનુષ્ય તે સમજતો નથી અને સમજવા પ્રયત્ન પણ કરતો નથી. અનેક

ધર્મગ્રંથો છે. પણ પૂર્વના પ્રારબ્ધના યોગે તેમાંથી કાંઇ મેળવી શકાતું નથી. હૃદયમાં પરમાત્મા છે, તેને જીવ પોતાની અજ્ઞાનતાને લીધે માનતોજ નથી, જો માને તો પાપ કર્મ કરેજ નહિ. તેને પ્રારબ્ધના યોગે સત્ય વસ્તુ અસત્યજ જણાય છે.

શિષ્ય:—પ્રારબ્ધને સુધારવા શા પ્રયત્નો કરવા જોઇએ? પાપ કર્મ કરતાં પ્રારબ્ધ આડે આવે છે, જેથી મનુષ્ય કંઈ કરી શકતો નથી તેમજ સુધરી શકતો નથી.

ગુરુ:—મનુષ્ય પોતાનાં કર્મો વડે પ્રારબ્ધ ઘડે છે. આપણા કર્મનાં ફળને આપણે પ્રારબ્ધ કહીએ છીએ. પ્રારબ્ધ કોઇ કાર્ય કરતાં જીભ, હાથ કે પગ પકડતું નથી, પણ કર્માનુસાર તેનાં કડવાં કે મીઠાં ફળ તેને ચાખવાં પડે છે. પ્રારબ્ધને ધીમે ધીમે વિવેક વૈરાગ્ય અને સત્સંગદ્વારા બદલી શકાય છે. સત્સંગની શી અસર થાય છે તેનું એક દ્રષ્ટાંત આપું.

એક બ્રાહ્મણ હતો. તેને ઇશ્વર દર્શનની ઇચ્છા થઈ. ઇચ્છા થતાં તે ગુરુની શોધમાં નીકળી પડયો. તેને ગુરુની પ્રાપ્તિ થઈ. તે બ્રાહ્મણ હોવાથી ગુરુએ તેને સવાલક્ષ ગાયત્રીનો જપ કરવા આજ્ઞા કરી. પવિત્રતાથી બ્રાહ્મણે જપ કર્યો છતાં દર્શન થયાં નહિ. ગુરુએ એથી શુદ્ધ હૃદયથી વધારે જાપ જપવા વિનંતિ કરી બ્રાહ્મણે ગુરુના કહેવા પ્રમાણે કર્યું, છતાં ગાયત્રી માતાનાં દર્શન થયાં નહિ.

બ્રાહ્મણ ગુરુ પાસે ગયો. ગુરુએ એથી વધારે ભાવથી વધારે જપ કરવા કહ્યું. બ્રાહ્મણે તેમ કર્યું. આમ કરવાથી બ્રાહ્મણની વૃત્તિઓ બદલાઇ અને ગાયત્રીનાં દર્શન કરવા તે તલ્લીન બન્યો. બ્રાહ્મણમાં રહેલી અપવિત્રતા ગાયત્રીના જપ અને ગુરુના સત્સંગદ્વારા દૂર થતી ગઇ, તેમ તેમ મનની મલિનતા મટતી ગઇ. બ્રાહ્મણને ગુરુ પર વિશ્વાસ આવ્યો. આથી તે ગુરુ આજ્ઞા માથે ચઢાવી સંન્યસ્ત લઇ ગાયત્રી દર્શન માટે નીકળી પડયો. પ્રારબ્ધ બદલાતાં ગાયત્રી દર્શન થયાં. ગાયત્રી દર્શન થતાં બ્રાહ્મણે ગુરુને પૂછયું, કે આજ સુધી મને ગાયત્રી દર્શન કેમ થતાં નહતાં? બ્રાહ્મણને જવાબ મળ્યો કે તારા પ્રારબ્ધે તેનો આવવાનો માર્ગ રોકયો હતો. જ્યારે એ પડદો જપથી ઉંચકાયો ત્યારે જ્ઞાન થતાં તને ગાયત્રીનો સાક્ષાત્કાર થયો. સત્સંગથી પ્રારબ્ધ પણ ફેરવાય છે.

શિષ્યઃ—પ્રારબ્ધ ઘડનાર કોણ? કર્મનો હિસાબ રાખનાર કોણ? અને તેની જરૂર શી છે?

ગુરુઃ—સૌ પ્રાણી પોતાની જાતેજ પોતાનાં પ્રારબ્ધ ઘડે છે. પ્રારબ્ધ મુજબ પ્રાણીને સુખ દુખ મળે છે. કર્મ મુજબ પ્રારબ્ધ બંધાય છે. કરેલા કર્મનો હિસાબ હૃદય-મંદિરમાં બિરાજેલો શિવ રાખે છે. હિસાબ મુજબ સુખ દુઃખની લેવડદેવડ થાય છે. એ ઇશ્વર જોયા કરે છે. તે વખતે તેને દયા આવતી નથી, કારણ કે તે વસ્તુ તેને કર્માનુસાર મળે છે. પ્રભુ તો માત્ર સાક્ષીરૂપેજ રહેલો છે.

પ્રભુ સારાં નરસાં કાર્યો કરતાં કોઇને અટકાવતો નથી. કારણ કે કાર્યો બુદ્ધિ અનુસાર થાય છે.

કર્મ મુજબ પ્રારબ્ધ ઘડાય છે. પ્રારબ્ધ મુજબ ઉંચ નીચ યોનિમાં જન્મ થાય છે. અધુરાં રહેલાં કર્મનાં ફળો બીજા જન્મમાં પણ ભોગવવાં પડે છે. રાયથી રંક અને કીડીથી કુંજર સુધી ગમે તે પ્રાણીને ગમે તેમ વર્તવાની છુટ છે. સૃષ્ટિ ઉત્પન્ન કરી ત્યારે સૌથી પ્રથમ બ્રહ્માએ બ્રાહ્મણ ઉત્પન્ન કર્યા. ત્યાર પછી ક્ષત્રિય, વૈશ્ય અને છેવટે શુદ્રને ઉત્પન્ન કર્યા છે.

---

# અધ્યાય ૭ મો.

---

શિષ્યઃ—ઇશ્વર બ્રાહ્મણ ઉપર વધારે પ્રેમ રાખે છે, છતાં અન્ય જ્ઞાતિ બ્રાહ્મણની નિંદા કેમ કરે છે? કળિ-યુગમાં બ્રાહ્મણો ઘણા દુઃખી થાય છે, ઘેર ઘેર ભીખ માગે છે, તો આ યુગમાં એ કેમ શી રીતે જીવન ગુજારે કે જેથી સુખી થાય એ મને જણાવો.

ગુરુઃ—બ્રાહ્મણોએ પોતાનાં ખટકર્મનો ત્યાગ કર્યો. યજ્ઞ કરવો, યજ્ઞ કરાવવો, વિદ્યા ભણવી, વિદ્યા ભણાવવી, દાન લેવું, દાન આપવું એ બ્રાહ્મણોનાં ખટકર્મ હતાં. તેમાંથી બ્રાહ્મણો યજ્ઞ કરાવવો અને દાન લેવું, એ બે જ કર્મો કરે છે. અને બાકીનાં ચાર કર્મોનો તેમણે ત્યાગ કર્યો છે, ત્યારથી તે દુઃખી છે. જે મનુષ્ય સ્વાર્થને વશ થઈ, પોતાનો ધર્મ (એટલે કરવાનાં કર્મ) ભૂલે છે, તે સમાજમાં તેમજ અન્ય સ્થળે અપમાનને પાત્ર બને છે. કળિયુગની અસર બ્રાહ્મણો પર પણ થઇ છે. સ્વાર્થ સાધવામાં રચ્યાપચ્યા રહેવું એમાંજ ખરૂં બ્રાહ્મણપણું હાલ સમાયેલું છે. પ્રતિદિન ખરી વસ્તુ ભુલાતી જાય છે. સત્ય વસ્તુ પર પડદો પડતો જાય છે. એ બધું થવાનાં સાચાં કારણો અજ્ઞાનતા, આળસ,

વિષયાશકિત, વિદ્યાભ્યાસંગનો અભાવ, ધર્મનો ત્યાગ વગેરે છે. ગુજરાન ચલાવવા જેટલું અન્ન મળે એટલે સંતોષ માની કાલની ચિંતા ઈશ્વરને સોંપી આખો દિવસ ખટકર્મોમાં રચ્યાપચ્યા રહી ઈશ્વર પ્રાપ્તિ માટે તનતોડ મહેનત કરે તો બ્રાહ્મણો તરત જ સુખી થશે. જે બ્રાહ્મણોને રાજાઓ ગાદી પરથી ઉભા થઈ તેમની સન્મુખ આવી, પૂજા કરી, ગાદી પર બેસાડતા તેનું મુખ્ય કારણ તેમનાં ખટકર્મોનો પ્રતિદિન અભ્યાસ સિવાય બીજું કંઇ માલમ પડતું નથી. સાચી વિદ્યા એ અનેક રોગને મટાડવાની દવા છે. જો આજથી જ બ્રાહ્મણો વિદ્યાસંગી બની, સમાજમાં ઘર કરી બેઠેલી અજ્ઞાનતાને, જ્ઞાનરૂપી દિપકનો પ્રકાશ લઈ, સ્વાર્થ-લંપટતાને દૂર કરી, સમાજના ચર્મચક્ષુ પર પડેલા અજ્ઞાનતાના પડદાને દૂર કરવા પ્રયત્ન કરશે, તો પહેલાંની માફકજ સમાજમાં બ્રાહ્મણનું અગ્રસ્થાન રહેશે. સમાજ બ્રાહ્મણોને ધુતકારી કાઢે છે, તેનું કારણ એ છે કે, બ્રાહ્મણોને શેઠીયા થવું છે, મીલો બંધાવવી છે, ઘેર મોટરો રાખવી છે, જાતજાતના વૈભવો ભોગવવા છે, ભોગવિલાસ કરવા છે, અનેક સુંદર સ્ત્રીઓના ભોક્તા બનવું છે. આવી જાતનું વૈભવવાળું જીવન જીવતાં આયુષ્ય પૂર્ણ થાય એ એમનો જીવનમંત્ર છે. જયારે એ ભાવનાનો ત્યાગ કરી, સાચી ધર્મભાવના, સાચી સમાજ સેવા, સાચી ત્યાગવૃત્તિનાં બીજારોપણ થશે ત્યારે પ્રાચીન સમયના જેવા કર્મનિષ્ઠ બ્રાહ્મણો પેદા થશે અને નવિન સમાજરચનાના સૃષ્ટા હોવાનું સદ્‌ભાગ્ય તેમને પ્રાપ્ત થશે અને સર્વ પ્રકારે સુખી થઇ, ઘેરઘેર તેમની પૂજા અને આદરસત્કારની લ્હાણી થશે.

શિષ્યઃ—બ્રાહ્મણના મુખમાં અગ્નિરૂપે બ્રહ્મ રહેલો છે, જેથી બ્રાહ્મણોની વચન સિદ્ધિ થતી, એમ આપ કહો છો. પણ હાલ એમાંનું કંઈ નજરે પડતું નથી, તે મને કૃપા કરી જણાવો.

ગુરુઃ—પ્રભુએ બ્રાહ્મણોને સર્વ પ્રથમ બનાવ્યા. એમને પવિત્ર બનાવી યોગ્ય અધિકાર આપ્યો. જો અધિકાર પ્રમાણે બ્રાહ્મણો વર્તે તો તેમના મુખમાંથી નીકળેલાં વચનોની કાર્યસિદ્ધિ થાય. પણ બ્રાહ્મણોએ ધર્મ અને કર્મ છોડયાં, જેથી કાર્યની સિદ્ધિ થતી નથી. જ્યાં પવિત્રતા છે, ત્યાં પ્રભુનો વાસ છે. કારણ કે સ્વચ્છતા એ પ્રભુતાની નિશાની છે. સ્વચ્છતા હોય ત્યાં પ્રભુતા પ્રગટયા સિવાય રહેતી નથી. પણ બ્રાહ્મણોએ અનેક વ્યસનોથી અને અનેક જાતના નીચ આહારોથી પોતાના દેહને અપવિત્ર બનાવી હૃદયમંદિરને અપવિત્ર બનાવ્યું છે, તો એવા અપવિત્ર સ્થળે ઈશ્વરનો વાસ કયાંથી હોય? એવા અપવિત્ર મુખમાં વચનસિદ્ધિ કયાંથી સંભવે? જે મુખે વેદોના મંત્રોના ઉચ્ચાર થતા હતા, તે મુખે નીચ વાણીના વિલાસ થવા લાગ્યા હોય, ત્યાં વાણીની પવિત્રતા સંભવે ખરી કે? બ્રાહ્મણો પેટના ખાડા પુરવા અનેક જાતના છળ–કપટ અને પ્રપંચ કરી, હલકી જાતિની સેવા કરતા માલમ પડશે. બ્રહ્મકર્મો અને નીતિનો ત્યાગ કરી અનેક જાતના નીચ ધંધા કરતા જણાશે. બ્રાહ્મણો એક બીજાની અદેખાઇ કરતા માલમ પડશે. તો પછી ઈશ્વરનો દોષ કાઢવાનો રહ્યોજ કયાં? આ દેહધારી માણસને જેટલું ઉંચું સ્થાન

પ્રાપ્ત કરવું હોય, તેટલું ઉંચુ સ્થાન મનુષ્યાવતારમાંજ તે પ્રાપ્ત કરી શકે છે, તો સર્વ શ્રેષ્ઠ બ્રાહ્મણને શી વાર? પણ બ્રહ્મબીજ પલટાયાથી એ વસ્તુ બ્રાહ્મણોથી નહિ થાય. 'પરિસ્થિતિ મનુષ્યને ઘડે છે.' એ સૂત્રાનુસાર જેવી જાતની પરિસ્થિતિ, મનુષ્યની આજુબાજુની હશે, એવી જાતનાં કાર્યો તે કરશે. માબાપોના ગુણ અને અવગુણનો વારસો બાળકોને મળે છે. એ ઉપરાંત માબાપો જે પરિસ્થિતિમાં રહી કાર્ય કરતાં હોય એ કાર્યની પ્રબળ અસર બાળ માનસ પર પડયા સિવાય રહેતી નથી. બ્રાહ્મણ હોય કે કોઈ અન્ય જાતિનાં માતા પિતા હોય, તો તે જાતિના ગુણો બાળકોમાં આવે છે; એ ગુણદોષ આપણે રમતદ્વારા જોઇ શકીએ છીએ. માતાપિતા વેદાધ્યયન ન કરતાં હોય તો વેદાધ્યયન કરવાના સંસ્કારો બાળકોમાં તો એ કયાંથીજ પાડી શકે? ખટકર્મ કરતાં ન હોય તો ખટકર્મના પ્રબળ સંસ્કારો બાળમાનસમાં કયાંથી રેડી શકે? જેમ જેમ માબાપો ધર્મ અને નીતિહીન બનતાં જાય છે, તેમ તેમ તેમની ભાવિ પ્રજા અધોગતિના ઉંડા ખાડામાં પડતી જાય છે. તો એવા યુગમાં જન્મેલા બ્રાહ્મણના મુખમાંથી વચન-સિદ્ધિ કયાંથી સંભવે? બ્રાહ્મણકુળમાં જન્મવાથી બ્રાહ્મણ થવાતું નથી, પણ કર્મથી થવાય છે. બ્રહ્મને જાણે તે બ્રાહ્મણ.

---

# અધ્યાય ૮ મો.

---

શિષ્યઃ—ઈશ્વર સર્વવ્યાપક છે અને તે સર્વના હૃદયમંદિરમાં બિરાજેલો છે, એમ આપ આગળ કહી ગયા છો. પણ આટલા નાના હૃદયમાં એ મહાનપિતા કયાં રહી શકે ? અને કદાચ, એ ત્યાં રહેતા હોય તો, તેમને આપણે કેમ જોઈ શકતા નથી તે કૃપા કરી મને જણાવો.

ગુરુઃ—તું સાકરના અને મીઠાના ગાંગડા લાવી પાણીમાં નાખ. પછી ઉપર નીચેના પાણીની તું તપાસ કરીશ તો માલમ પડશે કે ઉપર નીચેનું પાણી સરખા ગુણવાળું છે તેમાં ખારાશ કે ગળપણ ઓછાવત્તા પ્રમાણમાં નથી. જેમ પાણીમાં નાખેલા મીઠાના તેમજ સાકરના ગાંગડાને આપણે જોઈ શકતા નથી, પણ પાણી પીવાથી આપણે જાણી શકીએ છીએ કે આમાં સાકર અને મીઠાનો ભેગ છે, તેવી રીતે ઈશ્વર સર્વવ્યાપક છે. તે માયાના આવરણોથી જોઈ શકાતો નથી. સદ્‌વિદ્યાથી માયાનાં આવરણો દૂર કરીએ, તો સર્વવ્યાપક દરેક સજીવ અને નિર્જીવ વસ્તુમાં રહેલો છે, તેનું આપણને સહેજ ભાન થાય છે. જ્ઞાન થતાંજ તેનું સર્વવ્યાપકપણું નજરે પડે છે. પાણીમાં નાખેલી સાકરને રહેવાને પાણીના કરતાં વધારે જગા નથી જોઈતી, પણ

સાકર પાણીનાં રજકણો સાથે ભળી જઈ, પાણી સ્વરૂપ બની જાય છે. તેવું ઇશ્વરની બાબતમાં તું જાણ. તે નાનો નથી, તેમજ તે મોટો નથી, તે દરેક સ્થળે વસેલો છે. અણું અણુંમાં સર્વવ્યાપક રહેલો છે. જડ અને ચેતનમાં પણ તે રહેલો છે. મનુષ્ય જે ભાવથી તેની ભક્તિ કરે છે, એ ભાવે તેને દર્શન થાય છે. દેવીના સ્વરૂપે ભજે તો દેવીરૂપે દર્શન આપે છે. ભૂત સ્વરૂપે ભજે તો ભૂત સ્વરૂપે દર્શન આપે છે. શિવ કે કૃષ્ણ રૂપે ભજે છે તો ઈશ્વર તેને એ સ્વરૂપે દર્શન આપે છે. અમુક સ્થળે જઇશું એટલે ઈશ્વર મળશે, એ માન્યતા ખોટી છે. કારણ કે ઈશ્વર સર્વવ્યાપક છે. જ્યાં પ્રેમી બોલાવશે ત્યાં એ સચરાચરનો સ્વામી, ભાવનો ભૂખ્યો હાજરજ છે અને રહેશે. એનું રાજ પણ તપથીજ ચાલે છે.

શિષ્યઃ—સર્વ ભૂતપ્રાણીનો કર્તા થઈ ઈશ્વર કોનું તપ કરે છે? પ્રાણીઓ સુખ દુઃખ મેળવવા તપ કરે છે, પણ ઈશ્વર શા માટે તપ કરે છે?

ગુરુઃ—ભાવના ભૂખ્યા ભગવાન તેના સાચા ભક્તોના નામની માળા ફેરવે છે. સાચા ભાવને માટે માળા ફેરવે છે, નહિ કે કોઇ જાતનાં સુખ દુઃખ મેળવવા માટે. ભાવના ભૂખ્યા ભગવાન ભક્તોના નામની માળા ફેરવે છે, તેનું એક દષ્ટાંત હું તને કહું તે ધ્યાનથી સાંભળ.

ગંગા કિનારે એક નાનું ગામડું હતું. તેમાં બ્રાહ્મણ બ્રાહ્મણીનું એક સુખી જોડું રહેતું હતું. બંને પ્રાતઃકાળમાં

વહેલાં ઉઠી ઘર કાર્યથી પરવારી સ્નાન સંધ્યા કરી પોતાનો ઘણોખરો સમય ઈશ્વર ચિંતનમાં ગાળતાં હતાં. લાંબા સમયે ઈશ્વર કૃપાથી તેમને બે સંતાન પ્રાપ્ત થયાં. છોકરો પાંચ વર્ષનો અને છોકરી બે વર્ષની થઇ. એવામાં માતાપિતાનું અવસાન થયું. પાંચ વર્ષના બાળકમાં માતાપિતાના સેવાના સંસ્કારોએ સારી છાપ પાડી હતી. તે સંસ્કારોનાં બીજને અનુકૂળ પરિસ્થિતિ પ્રાપ્ત થતાં ઉગી નીકળ્યાં. મોટો ભાઇ નાની બેનની સેવા કરે છે. સેવા કરતાં કરતાં દશ વર્ષ વીતી ગયાં. ભાઈની ઉંમર પંદર વર્ષની અને બેનની ઉંમર બાર વર્ષની થઇ. ભાઇની સેવાભાવની વાતો, દૂર દૂર ફેલાઈ. બંનેના આવા વર્તનથી, ગામના લોકોની તેમના ઉપર વધારે પ્રીતિ થઇ. ઉંમર લાયક થતાં ભાઇનું લગ્ન ઉચ્ચ કોટિના માબાપની કન્યા સાથે થયું. ગોત્રના રિવાજ મુજબ કુળના વડિલોને નમસ્કાર કરવાની વિધિ હોય છે. વિધિ મુજબ સાસુ સસરાને પગે લાગી, વડસાસુને તે બ્રાહ્મણ પુત્ર પગે લાગ્યો. વડસાસુએ આશીર્વાદ આપ્યા અને કહ્યું કે જેમ તમે તમારી બેનને પાળો છો, તેમ મારી પુત્રીને પાળજો વડસાસુની આજ્ઞા માથે ચઢાવી, વરકન્યા વિદાય થયાં. યુવાન બ્રાહ્મણે ઘેર આવી નિત્ય નિયમ મુજબ સેવાનું સઘળું કાર્ય માથે લીધું. નવપરિણિત બાલિકા મનમાં વિચાર કરવા લાગી કે મારા સ્વામી ઘરનું તમામ કામકાજ કેમ કરે છે? એને વિચાર કરતાં જણાયું, કે હું પરણીને પ્રથમ આવી છું, એટલે આવો વ્યવહાર કદાચ મને રાજી રાખવા માટે રાખતા હશે. આ પ્રમાણે ઘણા દિવસો પસાર થયા. યુવતી

પિતાગૃહે જઈ, સ્વગૃહે પાછી આવી. છતાં પહેલાંના વર્તનમાં યુવતીને કાંઇ ફેર માલમ પડયો નહિ. આવી જાતની યુવાવસ્થા પસાર થતાં તેમને કંઇ સંતાન નહિ થવાથી યુવતીનાં માબાપને ચિંતા થવા લાગી. આથી માબાપોને પોતાની બીજી કન્યા પોતાના જમાઈને આપવાની ઇચ્છા થઇ; ઇચ્છા થતાં લગ્ન થયાં. ગોત્રના રિવાજ મુજબ ઘરના વડિલ વર્ગને નમસ્કાર કરી વડસાસુને પગે લાગતાં પહેલાંની માફકજ તેણે આશીર્વાદ આપ્યા. યુવાન બ્રાહ્મણ આથી ગભરાયો. મુખપર વિષાદની આછી રેખા છવાઈ ગઇ. ફરજનું ભાન થતાં તેના મુખપર હાસ્ય જણાયું. નિશ્ચિંત મને ઈશ્વરની પ્રાર્થના કરી રિવાજ મુજબ ઘેર આવી, તેણે પહેલાંના જેવુંજ વર્તન રાખ્યું. બંનેને નવાઇ થઈ, છતાં બંને બ્હેનોએ પતિના આવા વર્તન માટે માતાપિતા તેમજ અન્ય સ્નેહીઓને માહિતગાર કર્યાં નહિ. પોતાનું સર્વસ્વ પતિ ભક્તિમાં અર્પણ કરી દિવસો પસાર કરવા લાગ્યાં. એક ટેકની ખાતર બ્રાહ્મણે પોતાની સારી જીંદગી બંને યુવાન પત્નિ તરફ સાચા પ્રેમનું વર્તન રાખી વ્યતિત કરી. ત્રણે સંસ્કારી માબાપનાં સંતાન હતાં. જેથી સારા સંસ્કારનાં બીજને અનુકૂળ પોષણ મળતાં, ફૂલી ફાલી નવપલ્લવીત બન્યાં. ભાઈએ ઉંમર લાયક થતાં, બેનનાં સારા કુટુંબના, સંસ્કારી માબાપના બાળક સાથે લગ્ન કરી બેનને શ્વસુર ગૃહે વિદાય કરી. ત્યારબાદ ત્રણે જણ સંપથી હળીમળી પોતાનું આયુષ્ય ઈશ્વર ભક્તિમાં પસાર કરવા લાગ્યાં. આમ દિવસો ઉપર દિવસ પસાર થવા લાગ્યા. એક દિવસ કૃષ્ણ ભગવાન હાથમાં

માળા લઈ જપ કરતા કરતા, ભક્તવર અર્જુન પાસે આવ્યા. જાપ જપતા જોઈ અર્જુનને નવાઈ લાગી અને પૂછ્યું કે, હે પ્રભુ ! આપ કોના જાપ જપી રહ્યા છો ? પ્રભુએ જવાબ આપ્યો, કે મારા ભક્તના નામના. અર્જુને હાથ જોડી નમ્રતાપૂર્વક કહ્યું કે કૃપાનાથ ! મને આપના ભક્તનાં દર્શન કરાવો. પ્રભુએ માગણીનો સ્વીકાર કર્યો. બંને જણ સાધુ વેશે બ્રાહ્મણને ઘેર પધાર્યા. નિત્યનિયમ મુજબ કર્મથી પરવારી બ્રાહ્મણે પોતાની પત્નિને આજે અતિથિ સત્કાર કરવા માટે રસોઇ કરવાને વિનંતિ કરી. પતિપરાયણ સ્ત્રીએ રસોઈ બનાવી. રસોઇ તૈયાર થતાં તેમણે બંને સાધુને જમવાને આમંત્રણ આપ્યું. આમંત્રણ મળતાં બંને આસન પર જઇને બેઠા. સાથે બ્રાહ્મણને બેસવાને કહ્યું, પણ બ્રાહ્મણે ના પાડી. આ સાંભળી સાધુ બોલ્યા કે જ્યાંસુધી આપ અમારી સાથે બેસીને ભોજન નહિ કરો, ત્યાંસુધી અમે ભોજન નહિ કરીએ. એક બાજુ અતિથિ સત્કાર અને બીજી બાજુ ટેક, એમ બંને તરફથી બ્રાહ્મણના હૃદયમાં ખેંચાણ થવા લાગ્યું. શું કરવું, તેનું કાંઈ સૂઝયું નહિ. આખરે ઘરમાં જઈ તેણે મૃત્યુનું શરણું સ્વીકાર્યું. રાહ જોતી પત્નિ મેડા ઉપર ગઇ. પોતાના સ્વામીનું શબ જોતાં દિગ્મુઢ બની ગઇ. તરતજ તેણે પતિનો રસ્તો લીધો. સાધુ રાહ જોઇ બેસી રહ્યા છે. સાધુની આજ્ઞા થતાંજ બ્રાહ્મણની બીજી પત્નિએ પોતાના પતિ તેમજ બેનની તપાસ કરવા માંડી. દિવાનખાનામાં જઈને જુએ છે તો બંનેનાં શબ પડેલાં જોયાં. હવે પોતાને શું કરવું તેની સૂઝ ન પડતાં બીજી બેને પણ તેજ

રસ્તો લીધો. બંને સાધુ ભોજન થાળ પાસે બેઠા બેઠા વિચાર કરે છે કે ત્રણ જણ કેમ આવ્યાં નહિ. ભગવાન તરતજ ઉભા થઇ ચાલવા લાગ્યા. એમને ચાલતા જોઈ અર્જુન તેમની પાછળ પાછળ દિવાનખાનામાં ગયા. જઈને જુએ છે તો ત્રણેનાં શબ જમીન પર પડેલાં દીઠાં. અર્જુન આ જોઈને ગભરાયા અને હાથ જોડી કહેવા લાગ્યો કે હે ભગવાન ! આ વાત કોઇ જાણશે તો આપણી શી દશા થશે. પણ સર્વજ્ઞ ઇશ્વર તો સઘળી હકીકત જાણતા હતા. તેથી તેમણે અર્જુનને ધીરજ આપી સર્વ હકીકત કહી સંભળાવી. અર્જુને ઇશ્વરને વિનંતિ કરી કે હે પ્રભુ ! તમારા સાચા ભક્તને સજીવન કરો. આથી કૃષ્ણે અંજલીમાં પાણી લઈ મંત્રો ભણી શબપર છાંટતાંજ તેઓ સજીવન થઈ તેમની સન્મુખ આવી નમસ્કાર કરવા લાગ્યાં. પ્રભુએ અર્જુનને સઘળી હકીકત જણાવી અને બ્રાહ્મણને આજ્ઞા આપી કે હવે તું સુખેથી ગૃહસ્થાશ્રમી બન, કારણ કે તેં તારો ટેક મૃત્યુ પર્યંત પાળ્યો છે. પ્રથમ બ્રાહ્મણે તેમ કરવા ના પાડી, પણ જ્યારે કૃષ્ણ ભગવાને પોતાનું મૂળ સ્વરૂપ ધારણ કરી દર્શન આપ્યાં, એટલે ત્રણે જણે ઉભાં થઇ પ્રભુની એક ચિત્તે પ્રાર્થના કરી. પ્રભુના ચરણોમાં તેઓ આળોટવા લાગ્યાં. તેઓને ઉઠાડી તેમને પોતાનું કર્તવ્ય બજાવવા પ્રભુએ વિનંતિ કરી. ત્રણે જણ ઉઠયાં અને પ્રભુની પ્રદક્ષિણા કરી હાથ જોડી સામે આવી ઉભાં. સાધુવેશે આવેલા અતિથિને જમાડી પોતે જમ્યાં. કૃષ્ણ ભગવાને તેમની પતિ ભક્તિ માટે ધન્યવાદ આપી આશીર્વાદ આપ્યો કે સ્ત્રીઓને તો સાચા હૃદયની પતિ ભક્તિ એજ મારી ભક્તિ છે.

એ ભક્તિથીજ તમે ભવસાગર તરી જશો એમ કહી બંને અંતર્ધ્યાન થયા.

શિષ્યઃ—આપ જે કહો છો, તે સાચું છે. પૂર્વે કરેલા કર્મથી પ્રારબ્ધ બંધાય છે, તે બીજા ભવમાં ભોગવવાં પડે છે. પણ ઉપરની કથામાં તો એ મહારાજ એ દેહેજ બધું ભોગવશે એનું શું કારણ? આ જન્મમાં તેણે પૂણ્ય, યજ્ઞયાગ, કે બ્રહ્મભોજન જેવું કાંઈ કર્યું નથી તો પછી તેને આ જન્મમાં કે બીજા જન્મમાં કંઈ પણ દુઃખ ન પડે એટલું બધું ઈશ્વર થોડા વખતમાં આપી ગયા તેનું શું કારણ?

ગુરુઃ—મનુષ્ય જેટલો ઉતાવળો ચાલે તેટલો વહેલો પહોંચે. જેના માથા ઉપર ભાર ન હોય, તે જલદી થાકે નહિ અને વહેલો પહોંચે. એ મહારાજે આ જન્મમાં કોઈની નીંદા કરી નથી. કોઇનું સાચું જુઠું કર્યું નથી. વિષય-વાસનાથી દૂર રહી, સાત્વિક આહાર દ્વારા ઇંદ્રિયોને તેમના વિષયોમાં જતી રોકીને તેણે પોતાનું જીવન નિષ્કામ સેવામાં પૂર્ણ કર્યું છે. અહંકાર, ક્રોધ, મોહ, મમતા, લોભ, વગેરે વિષયો ઇશ્વરના માર્ગમાં ત્વરીત ગતીએ જતાં ભારરૂપ બને છે. એમાંનુ આ મહારાજ પાસે કાંઇ હતું નહિ. તેને મદદ કરનારા અનેક મિત્રો હતા. તેમાંના કેટલાક નીચે મુજબના છેઃ અહિંસા, બ્રહ્મચર્ય, અસ્તેય, તપ, સત્ય, દયા, શાંતિ વગેરે. આ બધા મિત્રો તેને ઈશ્વરના માર્ગમાં આવતી અડચણોને દુર કરનાર સાથીઓ હતા. એવા વીરભક્તને આ દુનિયામાં કોઈ વસ્તુ અસાધ્ય

છેજ નહિ. જેણે પોતાના મન અને ઈંદ્રિયોને કબજે રાખી છે, તે મનુષ્ય સર્વ પ્રકારે કળિયુગમાં સુખી થાય છે. પૂર્વના ઋષિઓ આવી જાતના બળવડે કરીને ધારે તે કાર્ય કરી શકતા. સત્‌યુગના રાજાઓ પણ તેમને નમી નમીને ચાલતા, ને તેઓની કન્યાઓનું પાણિગ્રહણ કરતા. તેમના તપોબળને લઇને સર્વ કાર્ય સિદ્ધ થતાં. એમની પાસે ધન હતું નહિ, પણ તપરૂપી ધનના પ્રભાવે કરીને સર્વ કાર્ય કરતા.

શિષ્યઃ—ઋષિઓ રાજાની કન્યાઓને પરણતા, તો પછી તેઓ બ્રાહ્મણ કેમ કહેવાતા? વળી કન્યાના પેટે ઉત્પન્ન થતી પ્રજાનું કેમ થતું હશે?

ગુરુઃ—એ ઋષિઓ મહા સમર્થ હતા. તપના પ્રભાવથી તેઓ સર્વ વસ્તુઓને પવિત્ર બનાવી શકતા. અસલના ઋષિનું મને એક દૃષ્ટાંત યાદ છે, તે હું તને કહું છું.

પ્રાચીન સમયમાં ચ્યવન ઋષિ લાંબા સમયથી તપ કરતા હતા. તેમના ઉપર ઉધઇના થર પર થર ચઢી ગયા હતા. એક દિવસ યયાતિ રાજાની કુંવરી પોતાની સાહેલીઓ સાથે આનંદ કરતી કરતી ઋષિ તપ કરતા હતા તે સ્થાન પાસે તે આવી પહોંચી. તેની નજર ઉધઈના રાફડા તરફ ગઇ. તેમાં તેણે બે રત્નો જેવું ચળકતું કંઈક જોયું. જોતાંની સાથેજ તેણે દર્ભસળી લઈ તેમાં ઘોચી. ઘોચતાની સાથેજ ઋષિની આંખો ફુટી ગઈ અને તેમાંથી લોહીની ધારા વહેવા લાગી. આ જોઈ રાજ્ય કન્યા ગભરાઇ

ગઈ અને શું થયું, તેનો વિચાર કરવા લાગી. ઋષિની આંખો ફુટતાંજ ઋષિએ તેને શ્રાપ આપ્યો. ઋષિએ આખા જંગલનાં સર્વ પ્રાણીઓના ઝાડા પેશાબ બંધ કરી નાખ્યા. આથી સર્વ પ્રાણીઓ હેરાન હેરાન થઇ ગયાં. એવામાં ત્યાંનો રાજા શિકાર કરવા જંગલમાં જઇ ચઢયો. તેણે સર્વ હકીકત જાણી. તેણે દુઃખનું નિવારણ કરવા પેરવી કરવા માંડી. આ જાણી કન્યાને ગભરામણ થવા લાગી. તેણે પોતાની ભૂલ પિતા સમક્ષ કબુલ કરી, અને કહ્યું પિતાજી! મારાથી મહાન ભયંકર ભૂલ થઈ ગઈ છે; માટે મને તેમાંથી મૂક્ત કરવા પ્રયત્ન કરો. રાજકન્યાએ બનેલી સઘળી હકીકત તેના પિતાને કહી. પિતાએ તરતજ વજીરને આજ્ઞા કરી, કે જે સ્થાન પર ઋષિની આંખો ફોડી નાંખવામાં આવી છે, તે સ્થાન પર જઇ ઋષિને બહાર કાઢી ગુના માટે માફીની માગણી કરો. વજીરે રાજાની આજ્ઞા માથે ચઢાવી, તે પ્રમાણે કર્યું. ઋષિએ શ્રાપના નિવારણ માટે સેવા કરાવવા રાજકન્યાની માગણી કરી. રાજાએ કન્યાની સલાહ લઈ તે પ્રમાણે કર્યું. પર્ણકુટીમાં ઋષિ અને ઋષિ પત્ની પોતાનો સમય ઇશ્વરભક્તિમાં ગાળતાં હતાં, એવામાં દેવના વૈદ્યો ત્યાં આવી ચઢયા. તેમણે ઋષિપત્નિનું સૌન્દર્ય જોઇ, તેના પર મોહિત થઇ, તેની માગણી કરી. તેઓએ ઋષિ-પત્નિને પોતાની સાથે લઈ જવા, પોતાનાથી બનતું કર્યું, પણ પતિપરાયણ સ્ત્રીએ તેમની માગણીનો અસ્વિકાર કર્યો. છતાં રૂપમાં અંધ બનેલા, અશ્વનીકુમારોએ વારંવાર પોતાના સાથે આવવાને ઋષિપત્નિને જણાવ્યું. ઋષિ-પત્નિએ કહ્યું, કે જો આ વાત મારા અંધ સ્વામી જાણશે,

તો આપને શ્રાપ આપશે, માટે કૃપા કરી આપ અહીંથી ચાલ્યા જાવ. આખરે વૈદ્યોએ તેના અંધપતિને દેખતો કરવાની ઇચ્છા દર્શાવી. પાણીનો એક નાનો હોજ બનાવી આપવાની ઋષિ પત્ની પાસે તેમણે માગણી કરી. ઋષિ પત્નીએ તેમ કર્યું. ચાર અશ્વનીકુમારો અને અંધ ઋષિ તે હોજમાં પડયા. પડતાંની સાથે પાંચે જણ એકજ વયના સરખા સ્વરૂપના બની ગયા. આ જોતાંજ ઋષિપત્નિને પોતાના સ્વામી માટે શંકા ઉત્પન્ન થઈ, પણ પતિભક્તિના પ્રભાવે કરી ઋષિ પત્નિએ પોતાના સ્વામીને ઓળખ્યા. આથી અશ્વનિકુમારો તેની સાચી પતિ ભક્તિનાં વખાણ કરવા લાગ્યા. છેવટે અંધ ઋષિ દેખતા થવાથી, અશ્વનિકુમારોને વર માગવા સૂચના કરી. અશ્વનિકુમારોએ યજ્ઞમાં વરુણ ભાગ માટે માગણી કરી. ઋષિએ યયાતિ રાજા પાસે યજ્ઞ કરાવી, વરુણ ભાગ તેઓને અપાવ્યો.

---

# અધ્યાય ૮ મો.



શિષ્યઃ—મનુષ્ય અવતાર શ્રેષ્ઠ કે દેવો શ્રેષ્ઠ? તે મને સમજાવો.

ગુરુઃ—તારા પ્રશ્નોનો જવાબ આપવાની મારામાં શક્તિ નથી. તારા પ્રશ્નોનો સંતોષકારક જવાબ મળે, એવી કથા મને યાદ છે, તે હું તને કહું.

ભગવાન રામચંદ્રજી પોતાના ગુરુ વસિષ્ઠ પાસે બેઠા હતા. એવામાં હનુમાને આવી ભગવાનને નમસ્કાર કર્યા, અને કહ્યું કે આ યુગમાં તપ કરનારા મને ઘણો હેરાન કરે છે. આ બ્રાહ્મણને સદેહે સ્વર્ગમાં જવું છે. પણ ગુરુ કાચો હોવાથી તપમાં જરા ખામી આવી છે. નિષ્કામ તપને બદલે તેણે સકામ તપ કર્યું છે. તેણે અન્નદાન પણ કર્યું નથી, તેથી શુભ ફળ આવે તેમ લાગતું નથી. આખરે ભગવાનની આજ્ઞાથી હનુમાને તે બ્રાહ્મણને સદેહે સ્વર્ગમાં મોકલ્યો. ભોગવિલાસથી લલચાઈને સ્વર્ગની વસ્તુઓનો ઉપભોગ કરવાની તેની ઇચ્છા થઈ. ઇચ્છા થતાં તે તેમાં ફસાયો. ભોગવિલાસ ભોગવવાથી ક્ષુધાની પીડા ઓછી થઈ નહિ.

આથી મહારાજ અકળાવા લાગ્યો. છતાં ક્ષુધા મટી નહિ. અપ્સરાઓ સાથે તે અમનચમન ઉડાવવા લાગ્યો. આખરે ક્ષુધાની પીડાથી કંટાળી ધર્મરાજા પાસે તે ગયો. ત્યાં જઈ તેણે અન્નની માગણી કરી. ધર્મરાજાએ લેવડ દેવડનો ચોપડો જોયો. જોતાંજ તેમણે કહ્યું, કે મહારાજ! તમારૂં તપ જમે થયું છે, પણ અન્ન તો કાંઈ જમે થયું નથી. માટે તમને અન્ન મળશે નહિ. તપના પ્રભાવથી તમને સ્વર્ગના વૈભવો અને ભોગવિલાસ જ ભોગવવાનું મળશે. આથી મહારાજ કોપાયમાન થયો અને ધર્મરાજાને કહેવા લાગ્યો, કે મહારાજ મેં તપ ઘણું કર્યું છે, તો તેના ફળરૂપે મને અન્ન મળશે ખરૂં? ધર્મરાજાએ ના પાડી અને કહ્યું, કે તમારૂં તપ કાલના કરતાં ઓછું થયું છે. કારણ કે જે મનુષ્ય સ્વર્ગમાં આવી ભોગવિલાસમાં રચ્યોપચ્યો રહે છે, તેનું તપ દિવસે દિવસે ઓછું થતું જાય છે. આ સાંભળી મહારાજ વધારે વધારે અકળાવા લાગ્યો. તે પાછો ફરી અપ્સરાઓ પાસે ગયો, પણ ક્ષુધાની પીડાથી વૈભવો કડવા લાગવા માંડ્યા. ફરી તે ધર્મરાજા પાસે ગયો. ધર્મરાજાએ કહ્યું, કે વિષયવાસના જ મનુષ્યને અધોગતિના ઉંડા ખાડામાં નાખી દે છે. તે મુજબ તેં તારી સર્વ ઇંદ્રિયોને બહેકાવી મૂકી છે, જેથી તારૂં તપ ઓછું થવા લાગ્યું છે. તપ બાકી રહેશે, તોજ તું આવ્યો તે રસ્તે થઇને પાછો જઇ શકીશ. નહિ તો અહીંથી નીચે પડવું પડશે. સ્વર્ગના દેવતાઓ પણ મનુષ્યાવતાર માગે છે, તો તને આવું ક્યાંથી સૂઝ્યું? ખાલી હાથે સ્વર્ગમાં આવી શકાતું જ

નથી. ગરીબ કે તવંગર જાત્રાએ જવું હોય છે ત્યારે પોતાની સાથે રસ્તામાં જે જે સાધન સામગ્રી જોઇએ તે સઘળી તેમણે સાથે રાખવી પડે છે. રૂપીઆ, અન્ન અને વસ્ત્ર પણ પૂરતા પ્રમાણમાં સાથે રાખવાં પડે છે. બે કે ત્રણ માસની જાત્રા હોય, તો તેટલા સમય સુધી ચાલે, તેટલું સાધન સાથે રાખવું પડે છે. એથી ઓછા સાધનથી નિભાવ થઈ શકતો નથી. ઓછા સાધનથી રસ્તામાં હેરાન થવું પડે છે. એ જ પ્રમાણે તમે ખાલી હાથે આવ્યા છો, એટલે દુઃખી થશો. અપ્સરાઓ પણ તમારી સાથે થોડા દિવસ જ્યાં સુધી તમારૂં તપ રહેશે, ત્યાં સુધી રહેશે. તે પણ તમને હાથતાળી આપી ચાલી જશે. માટે અહીંથી પાછા ચાલ્યા જાવ. આ સાંભળી મહારાજના મનમાં શંકા ઉત્પન્ન થઈ, જેથી તે કહેવા લાગ્યો કે મહારાજ! અહીં રહેલા દેવતાઓ કંઇ રળતા કમાતા નથી, તો તે શું ખાતા હશે? તે મને જણાવો. ધર્મરાજાએ જવાબ આપ્યો, કે હે બ્રાહ્મણ! તેમના તપના પ્રભાવ અને કરેલા પૂણ્યનું જમે પાસુ જ્યાં સુધી વધારે હશે, ત્યાં સુધી અહીંના વૈભવો ભોગવશે અને ત્યાર પછી તેઓને પણ અહીંથી મૃત્યુ લોકમાં જવું પડશે. મનુષ્ય જે જે કાંઇ શુભ અશુભ કાર્યો કરે છે, તેની નોંધ ઇશ્વર રાખે છે. ઇશ્વરે હિસાબ રાખવા બહુ સારા મુનીમો રોકયા છે. તે મુનીમો દશ ઇંદ્રિયો પર દેખરેખ રાખી, સારાં નરસાં કાર્યોની નોંધ રાખે છે. તેનું ફળ કરનારને ભોગવવું પડે છે. મૃત્યુલોક પર જે જાતનો આપ લે નો વ્યવહાર ચાલે છે, તેવી રીતનો વ્યવહાર સ્વર્ગમાં ચાલતો

નથી. કારણ કે ત્યાં તો જે લોકોએ જેટલું જમા કરાવ્યું હોય તેટલું જ તેમને મળે છે. થોડા જમા પાસે, સાથે ઉધાર પાસુ બીજા ભવમાં પ્રારબ્ધરૂપે ભોગવવું પડે છે. માટે હે બ્રાહ્મણ! તેં સ્વર્ગને બદલે મૃત્યુલોકના બીજા વૈભવો માગ્યા હોત, તો તને જરૂર મળત, પણ તારા પ્રારબ્ધના સંજોગે તને અવળી બુદ્ધિ સૂઝી છે, માટે તું અહીંથી પાછો જા.

---

# અધ્યાય ૯ મો.

---

બ્રાહ્મણ:—સ્વર્ગમાં આટલા બધા બંગલા ખાલી છે, તો એ વસ્તી કયાં ગઈ હશે? પૃથ્વી પરથી મોકલેલી પોસ્ટ અહીં આવે છે, પણ સ્વર્ગથી પોસ્ટ પૃથ્વી પર ન જાય તેનું શું કારણ? ત્યાં ધીરધાર કે વેપાર નહિ તેનું શું કારણ? ઇંદ્ર રાજાને લશ્કર નથી. એ બધી બાબતો મને સમજાવો.

ધર્મરાજા:—બંગલા ખાલી રહેવાનું કારણ એ છે કે આ કળિયુગના જમાનામાં મનુષ્ય અનેક જાતના અત્યાચાર, અનાચાર અને અનેક જાતનાં પાપકર્મો કરે છે, જેથી મનુષ્ય નરકના અધિકારી બને છે. એથી સ્વર્ગના બંગલા ખાલી રહે છે. પૂણ્ય કરી સ્વર્ગમાં આવનારા થોડા અને પાપ કરી નરકમાં જનારાની સંખ્યા ઘણી છે.

મનુષ્ય બારે માસ ધર્મ કર્મ દ્વારા પૂણ્ય કરે છે. તેનાં આંદોલનોની અસર અહીં થાય છે. જેમ જેમ પૂણ્ય વધતું જાય છે, તેમ તેમ અહીં તેની નોંધ થાય છે. જ્યારે મનુષ્ય અહીં આવે છે. ત્યારે તેના કરેલાં પૂણ્યનાં ફળરૂપે અહીંના વૈભવો ભોગવવા મળે છે. વૈભવો ભોગવતાં પૂણ્ય

ખૂટી જાય છે, એટલે લક્ષ ચોરાસીના ફેરામાં પાછું પડવું પડે છે.

વેપાર કે ધીરધાર જેવું અહીં કાંઇ નથી, તેનું કારણ એ છે કે અહીં આવનાર મનુષ્ય આવ્યા પછી, વૈભવોમાં રચ્યોપચ્યો રહે છે, જેથી લાવેલી વસ્તુઓ વપરાતાં દિનપ્રતિદિન ઘટતી જાય છે. બીજી કોઈ જાતની કમાણી અહીં થતી નથી, એટલે કોઇ જાતની ધીરધાર થતી નથી. મૃત્યુલોકની માફક અહીં કોઇ વસ્તુ ગીરો કે વેચાણ મૂકી શકાતી નથી, મનુષ્ય પાસે પૈસા હોય તો તેનો ઉપયોગ વસ્તુ ખરીદવામાં તે કરી શકે છે, ન હોય તો કોઇ વસ્તુ લઈ શકાતી નથી. એટલે ધીરધાર કે વેપાર થઈ શકતો નથી. આ સ્થાન તો હવા ખાવાના સ્થળના જેવું છે. જેટલી સાધન સામગ્રી હોય તેટલો વૈભવ સાધન સામગ્રી ચાલે ત્યાં સુધી ભોગવી શકાય છે. સાધન સામગ્રી ખૂટતાં હવાખાવાનો બંગલો તેના મૂળ માલીકને સુપ્રત કરી, પોતાના સ્વસ્થાને જવું પડે છે.

અહીં લશ્કરની જરૂર નથી, કારણ કે આવનાર દેવો મુસાફર જેવા છે. અહીં કોઇ જાતનો વ્યવહાર ચાલતો નથી, એટલે તકરાર કે લડાઈ ટંટા જેવું કંઇ નથી. અહીં અખંડ શાન્તિનું સામ્રાજ્ય પ્રવર્તેલું હોય છે, એટલે લશ્કરની વ્યવસ્થાની શી જરૂર હોય?

બ્રાહ્મણઃ—નરક એટલે શું? નરક કોને ભોગવવું પડે છે?

ધર્મરાજાઃ—જુદી જુદી જાતના નરકના કુંડો અહીં સ્વર્ગમાં છે. પાપીને શિક્ષા કરવાનું સ્થાન તેનું નામ નરક. ઓછાવત્તા પાપ પ્રમાણે તેને શિક્ષા કરવામાં આવે છે. પાપી મનુષ્યને ગુન્હા પ્રમાણે યોગ્ય શિક્ષા કરવા નરકના કુંડમાં ફેંકવામાં આવે છે. તે કુંડમાં તેનો સમય પૂરો થતાં બહાર કાઢવામાં આવે છે. પછી જે યોનિમાં જન્મ આપવો હોય, તે યોનિમાં તેને જન્મ આપે છે. એના પૂર્વના પ્રારબ્ધ પ્રમાણે સુખદુઃખ ભોગવી, બીજી કે ત્રીજી યોનિમાં, એમ એક પછી એક જન્મ લઈ, લક્ષ ચોરાસી ફેરા તેને પૂરા કરવા પડે છે. એક યોનિ પૂરી કરી તેના કર્માનુસાર નરક ભોગવ્યા પછી, પાછી બીજી યોનિમાં જન્મ લેવો પડે છે, આથી નરકના કુંડોમાં રહેનારની સંખ્યા વધી ગઇ છે, એટલે તેને સજા કરવા મૃત્યુ લોકમાં અકસ્માત રૂપી નરકના કુંડ રાખ્યા છે. ભારે ગુન્હા કરનારનેજ અહીં શિક્ષા કરવામાં આવે છે. હલકા ગુન્હા માટે ત્યાંજ તાત્કાલિક શિક્ષા કરવામાં આવે છે.

બ્રાહ્મણઃ—જીવ અહીં તમારી પાસે આવે ત્યારે તમે જે જે પ્રશ્નો પૂછો તેના જવાબ જીવ આપે. એ જવાબને આપ સત્ય માનો કે નહિ? જીવને કોઈ પ્રકારની છેતરપીંડી કરવી હોય, તો તે કરે કે કેમ? તે મને સમજાવો.

ધર્મરાજાઃ—મનુષ્ય જયારે મૃત્યુલોકમાં હોય છે, ત્યારે તેના સારાં નઠારાં કર્મોની નોંધ રાખનાર દશ દેવો હરેક ઇંદ્રિય પર રાખ્યા છે. તેઓ તેમનાં કર્મોની નોંધ

રાખી અમને એ નોંધ અહીં મોકલી આપે છે. ધર્મની કોર્ટ નોંધ પ્રમાણે સારી નરસી યોનિમાં જન્મ આપી પ્રારબ્ધ પ્રમાણે સુખદુઃખ આપે છે. કળિયુગમાં અનેક જાતની જુદી જુદી વ્યાધિઓ છે. તે વ્યાધિઓ મનુષ્યને ભોગવવી પડે છે. એ વ્યાધિમાં પડયા રહેવું એ નરક-કુંડમાં પડયા રહ્યા બરાબર છે. વ્યાધિનાં દુઃખો તેને સહન કરવાં પડે છે, જેથી જીવને અનેક જાતની ઉપાધિ ભોગવવી પડે છે. આથી જીવને દુઃખ થાય છે. એ દુઃખ નરકના દુઃખ જેવું અકારૂં લાગે છે. જીવ કોઈ જાતની છેતરપીંડી કરતો નથી. ક્રિયા કરનારનેજ ક્રિયાનાં ફળ ભોગવવાં પડે છે. પિતા કોઈ અયોગ્ય કાર્ય કરે તો તેનાં ફળ પિતાનેજ ભોગવવાં પડે છે. પુત્ર કે સ્ત્રી કરે, તો તેનાં ફળ તેમનેજ ભોગવવાં પડે છે. મનુષ્યાવતારજ અતિ ઉત્તમ છે. એજ જન્મમાં મનુષ્ય ધારે તો દેવ કે દાનવ બની શકે છે. દેવોથી આવી પ્રવૃત્તિ થતીજ નથી.

બ્રાહ્મણ:—હે કૃપાનિધાન ! કૃપા કરી મને મારા પૂર્વકર્મની નોંધ બતાવો, કે જેથી હું મારાં કરેલાં પૂર્વકર્મો સારી રીતે જાણી શકું અને તે બાબતો મને ભાવિ જીવનના ઘડતરમાં મદદરૂપ થાય.

ધર્મરાજા—વાંચી લે, આ તારા પૂર્વ કર્મનું પ્રારબ્ધ ! તને તારા તપના પ્રભાવથી સર્વ હકીકત સમજાવવા હું પ્રયત્ન કરીશ. તે મુજબનું વર્તન મૃત્યુલોકમાં જઈને તું કરજે એટલે તને સ્વર્ગના જેવું સુખ મળશે. સુખ ભોગવવાની અવધ પૂરી થતાંજ, તારાં કર્મો સાથે તને

અહીં લાવવામાં આવશે. બ્રાહ્મણ પોતાના કર્મનું પાસુ તપાસે છે. તપાસતાં તેણે કરેલા પાપ કર્મનું ઉધાર પાસુ માલમ પડયું. બ્રાહ્મણ દીન વદને આંખો ફાડી ઉભો રહ્યો. આ જોઇને ધર્મ બોલ્યા, કે તારા ઉધાર પાસાને લીધે તારી તપશ્ચર્યાનું અર્ધું ફળ પુરૂં થઈ ગયું છે. હવે અર્ધું બાકી છે. તે ફળ મૃત્યુ લોકમાં જતાંજ પૂર્ણ થઈ રહેશે. આથી તારાં બંને પાસાં સરખાં થઈ રહેશે.

બ્રાહ્મણઃ—દેવતાઓમાં મનુષ્યોની આશા પૂર્ણ કરવાની શક્તિ હોય છે?

ધર્મરાજાઃ—આ બધા સ્વર્ગના દેવતાઓ મનુષ્યાવતારમાંથી સુખ ભોગવવા અહીં આવે છે. દેવતાઓથી કશું થઇ શકતું નથી. પણ મનુષ્ય જે ધારે છે, તે મનુષ્યાવતારમાં કરી શકે છે. દેવતાઓ પણ પોતાની મહેચ્છાઓ પૂર્ણ કરવા મનુષ્યાવતારની માગણી કરે છે. મનુષ્યાવતારમાં મનુષ્ય સત્કર્મોદ્વારા બ્રહ્મલોક, સૂર્યલોક, ચંદ્રલોક કે સ્વર્ગ પ્રાપ્ત કરી શકે છે. દેવતાઓથી તેમાંનું કાંઇ થઇ શકતું નથી. મનુષ્ય કર્મોવડે મૃત્યુલોકમાં પણ સ્વર્ગ જેટલું સુખ ભોગવી શકે છે. મૃત્યુ પછી પણ સ્વર્ગમાં આવી, અનેક પ્રકારનું સુખ ભોગવે છે. દેવો એવું સુખ ભોગવી શકતા નથી. સ્વર્ગમાં દેવોથી કોઈ નવી વસ્તુ પ્રાપ્ત કરી શકાતી નથી. મનુષ્યાવતારમાંથી જેટલું લઇને આવે છે, તેમને તે ચાલે તેટલો સમય સ્વર્ગનું સુખ મળે છે. ખૂટે છે એટલે પ્રારબ્ધ મુજબ અસલ યોનિમાં

તેમને અવતાર લેવો પડે છે. ઇશ્વરની અપાર માયા આગળ દેવતાઓનું પણ કંઇ ચાલતું નથી.

બ્રાહ્મણ:—હે પ્રભુ! અમારાથી મનુષ્યાવતારમાં દેવતાઓની પ્રતિમા સમક્ષ બેસીને, ઇચ્છા મુજબની વસ્તુ મેળવી શકાય ખરી કે? હું સદેહે સ્વર્ગમાં આવ્યો છું, તે દેવતાઓના તપથી આવ્યો છું? તે મને કૃપા કરી જણાવો.

ધર્મરાજા:—તમે તપ કરી અહીં આવ્યા છો, એ પ્રતાપ દેવતાઓનો નથી. તમે જે તપ કર્યું છે, તે ભગવાનના ભક્તનું છે. તેવું તપ ભગવાનથી પણ ના બને. પ્રભુના ભક્તની ભક્તિથી પ્રભુ પ્રસન્ન થયા, જેથી તું અહીં આવ્યો છે. એ પ્રભુનો ભક્ત પ્રભુ તુલ્ય છે. અનેક દેવતાઓ પણ પ્રભુની ભક્તિ કરે છે. ઇશ્વરનાં અનેક નામો છે. તેમાંથી ગમે તે નામનું તું સ્મરણ કરીશ એટલે પ્રભુનું સ્મરણ કર્યા બરાબર છે. બધા દેવો મૃત્યુલોકના દેવો છે. તું જ્યાં જુએ છે, તે સઘળે સ્થળે તે છે; પણ તેને દેખનાર થોડા છે. બ્રાહ્મણ એ સર્વ જાતિમાં મણી સમાન છે, માટે તારી ઇચ્છામાં આવે તે દેવનું શિવ-બ્રહ્મા-વિષ્ણુ-રામ, રહેમાન અલ્લા વગેરેનું તું નિશદિન રટણ કરજે. એ નામના જપ એ ઇશ્વર તરફ જવાના રસ્તાના, દરવાજા ઉઘાડવાની ચાવી છે. એ ચાવીથી તું તારી ઇચ્છા મુજબનું કાર્ય સિદ્ધ કરી શકશે.

બ્રાહ્મણ પૂર્વકર્મો ઝીણવટથી તપાસતાં ગભરાય છે. પૂર્વકર્મો કયાં કયાં છે, તે તે જોવા લાગ્યો, તો માલમ

પડયું, કે પહેલાંના યુગમાં તે ભીલ હતો, તેથી પાપકર્મનો સુમાર ન હતો. પૂણ્યનું પાસુ તદ્દન ખાલી માલમ પડયું. આથી બ્રાહ્મણે ધર્મરાજાને કહ્યું, કે હે ધર્મરાજા ! કયા પૂણ્યના પ્રભાવે કરી સૌથી શ્રેષ્ટ એવા બ્રાહ્મણ કુળમાં મારો જન્મ થયો ?

ધર્મરાજા:—હે બ્રાહ્મણ ! તું પૂર્વે ભીલ હતો સંન્યાસી કે મનુષ્યને જોઇને તારા હૃદયમાં દયા આવતી. સંન્યાસીને જોતાં જ તું દોડીને ત્યાં જતો અને તેને .પગે લાગતો. અતિથિ સત્કાર કરવાને તારી પાસે કોઈ જાતનું સાધન ન હતું, પણ જંગલમાંથી વનફળ લાવી તું તેમની સારી સેવા બજાવતો. આથી તારા હૃદયમાં આનંદની ભરતી આવતી. તારા હૃદયમાં બ્રાહ્મણ માટે માન હતું. બ્રાહ્મણ-કુળમાં જન્મ થાય, એવી તારા હૃદયમાં ભાવના જાગૃત થઇ. બ્રાહ્મણનો અવતાર સૌથી સારો છે, કે જેમાં સારૂં સારૂં ખાવાનું મળે, આવી હલકી ભાવના બ્રાહ્મણ જાતિ માટે તારા હૃદયમાં હતી. એક દિવસ તું તારી અજ્ઞાનતાને વશ થઇ મહાદેવના દેવાલય પાછળ શોચ ક્રિયા કરવા બેઠો. એવામાં એક બ્રાહ્મણે તને જોયો અને તને તેમ કરવા ના કહી. આથી તારા જાતિસ્વભાવે ક્રોધનું ઉગ્ર સ્વરૂપ ધારણ કર્યું. અને તું તેનો વધ કરવા તરવાર તાણી, તેની પૂંઠે ધાયો. આથી તે ગભરાયો, જેથી તને તેનો નિઃસાસો લાગ્યો. મરણ સમયે જેવી ભાવના હોય છે, તેવી ગતિ થાય છે. એ સૂત્ર મુજબ મરણ સમયે, તારા હૃદયમાં બ્રાહ્મણ જન્મમાં જન્મવાની ભાવના હતી,

એ મુજબ તારો એ જાતિમાં જન્મ થયો. સાધુ પુરુષોનો સત્સંગ અને દયાનું ફળ તને મળ્યું. દયા એ ખરો ધર્મ છે. દયા એ દાન કરતાં વધારે ઉત્તમ છે. દયા, દાન, સત્સંગ અને વાસનાને લીધે તારો બ્રાહ્મણ જાતિમાં જન્મ થયો. આ જન્મમાં તેં તપશ્ચર્યા કરી છે. બીજું પાપ કે પૂણ્ય કાંઇ તેં કર્યું નથી. તપશ્ચર્યાના બળથી તારૂં પૂર્વનું પાપકર્મ નાશ પામ્યું છે, પણ જ્યારે તું ભીલ હતો, તે વખતે તેં બ્રાહ્મણનો તિરસ્કાર કર્યો હતો, તેનું પાપ તને લાગ્યું હતું. તે પાપ તપશ્ચર્યાના બળથી પણ ન ગયું. એ પાપ તારા સત્કાર્યમાં બાધક નિવડયું. જે ઘડીએ તેં હનુમાનજી પાસે સદેહે સ્વર્ગમાં જવાની માગણી કરી, તે વખતે તને તારા પેલા પાપકર્મે ભૂલાવ્યો, કારણ કે તારી ઈચ્છા સદેહે સ્વર્ગમાં જઇ સુખી થવાની માગણી કરવાની હતી. એ માગણી ભગવાને પૂર્ણ કરી. તપના પ્રભાવે તું સદેહે સ્વર્ગમાં આવ્યો.

બ્રાહ્મણઃ—મનુષ્યાવતાર ફેરફેર આવતો નથી, પણ મને તો બેવાર મનુષ્યાવતાર મળ્યો તે કયા આધારે મળ્યો? તે કૃપા કરી જણાવો.

ધર્મરાજા—યોગભ્રષ્ટ આત્માઓ, યોગીકુળમાં કે શ્રીમંતને ઘેર જન્મ લઈ અધુરો યોગ પુરો કરે છે. એવા યોગભ્રષ્ટ આત્માઓનેજ મનુષ્યાવતાર મળી શકે છે.

———

## અધ્યાય ૧૦ મો.

---

બ્રાહ્મણઃ—હે કૃપાળુ! મને એવો રસ્તો બતાવો કે જેથી હું આ ભવસાગર નિર્વિઘ્ને તરી શકું.

ધર્મરાજાઃ—મનોનિગ્રહ દ્વારા સર્વ ઇંદ્રિયોને તારે કબજે કરી, અભ્યાસ અને વૈરાગ્યથી નીતિના રસ્તે ચાલી, તારી સર્વ વૃત્તિઓને ઇશ્વરભક્તિમાં લગાડી, ધર્મ પ્રમાણે આચરણ કરીશ, તો તું સર્વ રીતે સુખી થઈશ. હું તને ધર્માચરણનો ઇતિહાસ કહું તે તું ધ્યાનથી સાંભળ.

એક નાનું ગામ હતું. તેમાં શેઠ અને શેઠાણી રહેતાં હતાં. તે સર્વ પ્રકારે સુખી હતાં. પુત્ર પંદર વરસનો થયો, એવામાં અચાનક માતાપિતાનું અવસાન થયું. આથી ઘરનો બધો બોજો બાળક શેઠ પર આવી પડયો. છોકરો નાનો હોવા છતાં સર્વ રીતે હોંશિયાર હતો. બાપનું ક્રિયાખર્ચ કરી દાન ધર્મમાં પૈસા વાપરી પોતાના દિવસો તે ઇશ્વર ભક્તિમાં ગાળવા લાગ્યો. બાપ નગરશેઠના નામથી પ્રખ્યાત હતો. બાપના મરણ સમયે ચાર લાખ રૂપીઆ જેવડી મોટી રકમ પુત્રને વારસામાં આવી હતી. છોકરો સંતોષી હતો, આથી તેણે બાપનો

ધંધો રોજગાર બંધ કરી મુડી સાચવી રાખવાનો ઇરાદો રાખ્યો. ધર્મ અને નીતિ વડે જે કમાણી થાય એટલીજ કમાણી કરવી એવો તેણે મનમાં દૃઢ નિશ્ચય કર્યો. એ નિશ્ચયને અમલમાં મૂકવા સઘળા લુચ્ચા ગુમાસ્તાઓને તેણે રજા આપી, એક નીમકહલાલ ગુમાસ્તાને નામુંઠામું લખવા રાખ્યો. ઘરમાંથી પણ લુચ્ચા નોકરોને રજા આપી, થોડા ધર્મપરાયણ નોકરોને નોકરીમાં રાખ્યા. મોટાઓએ નાનાની સેવા કરવી, એ ફરજ મુજબ શેઠે પોતાની મિલ્કતનો સેવાના કાર્યોમાં ઉપયોગ કરવા માંડયો. ગામમાં આવનાર વ્યક્તિ કોઇ રીતે નિરાશ થઈને ન જાય, એવો બંદોબસ્ત કરવાની તેણે ઇચ્છા કરી. આથી તેણે પોતાના એક ભૈયાને ગામના પ્રવેશદ્વાર આગળ ઉભો રાખ્યો અને કહ્યું, કે જે માણસ નિરાશ થઇને જતો જણાય, તેને મારી પાસે લાવવો. આમ હરરોજ ઘણા માણસો અહીં આવવા લાગ્યા. શેઠ દરેકને રાજી કરી હસ્તે મુખે વિદાય કરતો. તેને એક પતિપરાયણ સ્ત્રી હતી. તે નિત્યકર્મથી પરવારી રસોઇ કરી પતિને જમાડી જમતી અને પતિએ શરૂ કરેલા કાર્યમાં મદદ કરવા તે તત્પર રહેતી. આમ કેટલાક દિવસ પસાર થયા. આ શેઠની ઉદારતાની ખબર ગામે ગામ ફેલાઇ ગઇ. અનેક ગરીબ તેમજ મહેનતુ લોકો શહેરમાં આવી શેઠની ઉદારવૃત્તિનો લાભ લેવા લાગ્યા. શેઠ પણ દરેક માણસને પોતાની ગૃહસ્થાઈ પ્રમાણે રાજી કરતો.

શેઠના ગામથી દશ ગાઉ દૂર એક નાનું ગામ હતું. તેમાં ગરીબ બ્રાહ્મણ અને બ્રાહ્મણી રહેતાં હતાં.

આખો દિવસ ભિક્ષા માગવા છતાં તેમના નિર્વાહ જેટલું પણ અન્ન પ્રાપ્ત થતું નહિ, આથી તેઓને ઘણા દિવસ એક ટંક જમી ચલાવી લેવું પડતું. કોઈ કોઇ દિવસ તો બીલકુલ અન્ન મળતું નહિ. આ પ્રમાણે થવાથી પતિપત્નિ ઘણાં નિરાશ થઇ જતાં, છતાં એવી સ્થિતિમાં બંને જણ ઈશ્વરનું ભજન કરવાનું ચૂકતાં નહિ. પેલા ઉદાર અને ગૃહસ્થ શેઠની ખ્યાતિ તે ગામ સુધી ફેલાઈ ગઈ હતી. એ સમાચાર બ્રાહ્મણ સ્ત્રીએ જાણ્યા. આ હકીકતથી તેણે પોતાના સ્વામિને સર્વ રીતે વાકેફ કર્યો, અને શેઠના ગામ જઇ કંઈક લઈ આવવાની ઈચ્છા જણાવી. ચતુર બ્રાહ્મણીએ પોતાના સ્વામિને એક પેટી ખરીદી લાવવા કહ્યું. પત્નિના કહેવાથી પતિ બજારમાંથી એક નાની પેટી લઈ આવ્યો. પત્નિએ આખા ઘરમાંથી કચરો કાઢયો અને તે પેટીમાં ભર્યો. પત્નિએ તે પેટી પોતાના સ્વામિના માથા ઉપર ચઢાવી અને કહ્યું, કે "કોઈને દારિદ્ર લેવું છે કે?" એવી બૂમો પાડતા પાડતા જજો, અને કોઈ તેનો કિંમત પૂછે તો તેના બે હજાર રૂપીઆ લેવાના છે, એમ કહેજો. દરેક જાતની સૂચના આપ્યા પછી પત્નિએ પતિને શેઠના ગામના દરવાજે દાખલ થઈ, તે જ રસ્તે થઈને બૂમો પાડતા પાડતા જવાની સૂચના કરી. બ્રાહ્મણ તેની પત્નિના કહેવાથી, તે ગામથી વિદાય થયો. બીજે દિવસે પ્રાતઃકાળમાં દરવાજેથી બૂમો પાડતો પાડતો, તે શેઠના ગામમાં દાખલ થયો. આખો દિવસ ગામમાં "દારિદ્ર લેવું છે, દારિદ્ર લેવું છે?" એવી બૂમો પાડતો પાડતો તે રખડયો, છતાં કોઇ ગ્રાહક થયું નહિ. બ્રાહ્મણ ભૂખ અને દુઃખથી કંટાળ્યો હતો. તે થાકીને નિરાશ થઈ

ગયો. આથી તેણે વધારે જોરથી બૂમો પાડવા માંડી. બૂમો પાડતો પાડતો તે પેલા શેઠના ઘર નજીક આવી પહોંચ્યો. ભૈયાએ તેને જોયો, એટલે તેણે તેની કિંમત પૂછી. કિંમત સાંભળતાં ભૈયો ગુસ્સે થયો અને મનમાં વિચાર કરવા લાગ્યો, કે આ બ્રાહ્મણ પાસેથી બે હજાર રૂપીઆ આપી દારિદ્ર ખરીદ કરીશું, તો શેઠની તિજોરી થોડાજ દિવસમાં ખાલી થઈ જશે અને શેઠને ઘેર ઘેર ભીખ માગવી પડશે. આવો વિચાર આવતાં ભૈયાએ બ્રાહ્મણને બીજે રસ્તે થઈ ગ્રામની બહાર કાઢી મૂકવાનો વિચાર કર્યો. આ ભૈયા-બ્રાહ્મણ સંવાદ ચાલતો હતો, તેની ખબર શેઠને પડી, એટલે શેઠે દિવાનખાનામાંથી નીચે આવી બ્રાહ્મણને કહ્યું, મહારાજ! આપ શું વેચો છો? બ્રાહ્મણે જવાબ આપ્યો કે હું દારિદ્ર વેચું છું. શેઠે તેની કિંમત પૂછતાં બ્રાહ્મણે જવાબ આપ્યો કે તેની કિંમત બે હજાર રૂપીઆ રોકડા છે; તેથી એક પાઇ પણ ઓછી લેવાની નથી. શેઠે પેટી લઇને ભૈયાને આપી અને કહ્યું, કે મુનીમને ખબર આપો કે આ બ્રાહ્મણને બે હજાર રૂપીઆ રોકડા આપી દે. હુકમ થતાં ભૈયાએ તેમ કર્યું. રૂપીઆ મળતાંની સાથેજ બ્રાહ્મણ આનંદમાં આવી ગયો અને ત્યાંથી હસતે મુખે ઘર તરફ રવાના થયો. ઘેર જઈ બનેલી સર્વ હકીકત તેણે પોતાની પત્નિને કહી અને બે હજાર રૂપીઆ પોતાની પત્નિને આનંદથી ગણી આપ્યા. આથી બંને ઘણાં ખુશી થયાં.

તેજ રાત્રિએ શેઠના ઘરમાં લક્ષ્મી, કર્મ અને ધર્મ

એ ત્રણે ભેગાં મળી વાતો કરવા લાગ્યાં, કે હવે આપણાથી આ ઘરમાં રહી શકાશે નહિ, કારણ કે હવે આ ઘરમાં આજથી દારિદ્ર આવ્યું છે. આપણે ત્રણે જણાંએ હવે અહીંથી ચાલ્યા જવું જોઇએ. લાંબા સમય સુધી વાદવિવાદ ચાલ્યો. છેવટે શેઠના ઘરમાંથી નીકળી બીજી જગ્યાએ જવું, એવો તેમણે નિશ્ચય કર્યો. રાત્રિના બાર વાગ્યા હતા. શેઠ ભરનિંદ્રામાં હતા. એવામાં લક્ષ્મીએ આવી શેઠને જગાડયા, અને કહ્યું કે તમારા ઘરમાં દારિદ્ર આવવાથી હું આજથી તમારા ઘરનો ત્યાગ કરી જાઉં છું. શેઠે કહ્યું કે લક્ષ્મીબાઇ! તમને કોણે બોલાવ્યાં હતાં? જાવ ચાલ્યાં જાઓ. એમ કહી શેઠ સૂઈ ગયા. અર્ધો કલાક થયો, એટલે શેઠના શયનખંડમાં કર્મે પ્રવેશ કર્યો અને શેઠને જગાડયા. શેઠે કહ્યું, તું કોણ છે? કર્મે જવાબ આપ્યો કે હું કર્મ છું. કેમ આવવું થયું? કર્મે લક્ષ્મીના જેવો જવાબ આપ્યો. શેઠે કહ્યું કે અમે તમને આવવા માટે કયાં આમંત્રણ આપ્યું હતું? માટે તમે સુખેથી જઈ શકો છો. કર્મે વીલે મોંએ ત્યાંથી ચલતી પકડી. શેઠ શયનખંડમાં જઇ સૂતા સૂતા વિચાર કરે છે, એવામાં ધર્મે આવી શેઠને બૂમ પાડી. શેઠે કહ્યું, કે તું કોણ છે? ધર્મે જવાબ આપ્યો કે હું ધર્મ છું. શેઠે આવવાનું કારણ પૂછયું. ધર્મે પણ લક્ષ્મી અને કર્મના જેવો જવાબ આપ્યો. શેઠ વિચાર કરી બોલ્યા કે ભાઇ! મેં બે હજાર રૂપીઆ તો શું પણ મારી આખી જીંદગી તારી પાછળ ખર્ચી છે. હવે તું કયાં જાય છે? મહાન રાજાઓ, સંન્યાસીઓ અને અન્ય મનુષ્યોએ

તારી પાછળ જીવનનું બલિદાન આપી તારી સારી બરદાસ્ત કરી છે. એમના જીવન પંથે ચાલી મેં પણ મારૂં સર્વસ્વ તારે ચરણે ધર્યું છે. તને સાચવવા માટે જ મેં બે હજાર રૂપીઆ આપી દારિદ્રને ખરીદ્યું છે, નહિ કે કોઈ અન્ય હેતુ માટે. માટે તારાથી જવાશે નહિ. તું ક્યારે જઈ શકે, કે જ્યારે હું મારો ધર્મ ચૂકું ત્યારે. શેઠના આવા શબ્દો સાંભળી ધર્મ વીલે મુખે નિરાશ થઇ બેઠો.

લક્ષ્મી અને કર્મ બેઠાં બેઠાં વિચાર કરે છે, કે ધર્મ કેમ ન આવ્યો. થોડીવાર રાહ જોઇ થાકી નિરાશ થઈ વિચાર કરવા લાગ્યાં, કે હવે આપણે શું કરીશું. એવામાં કર્મે પાછા જવાની ઇચ્છા દર્શાવી. લક્ષ્મીએ કહ્યું, કે જ્યાં કર્મ જાય ત્યાં પાછળ પાછળ મારે જવુંજ જોઇએ. આમ કહી બંને જણ ત્યાંથી નીકળી શેઠને ઘેર ગયાં.

ધર્મ, કર્મ અને લક્ષ્મી સાથે રહેનારાં છે, માટે જો તું ધર્મ ચૂકીશ, તો તારી કશામાં ગણતરી થશે નહિ અને તારી આખી જીંદગી નકામી થઈ જશે. માટે તારૂં જીવન ધર્મને અવલંબીને રાખજે, જેથી તું આ લોક અને પરલોકમાં સુખી થઈશ.

ધર્મરાજાઃ—હે મહારાજ! હું તને વળી બીજો એક ધર્મનો ઇતિહાસ કહું તે તું ધ્યાનથી સાંભળ.

પ્રાચીન સમયમાં એક મોટા શહેરમાં વણિક અને તેની પત્નિ રહેતાં હતાં. બંને ધર્મપરાયણ હતાં. ઘણો-

ખરો સમય તેઓ ઈશ્વર ભક્તિમાં ગાળતાં હતાં. તેઓ સર્વ પ્રકારે સુખી હતાં. પતિપત્નિ ગૃહકાર્યથી પરવારી ઈશ્વર દર્શને જતાં. મંદિરમાં જઈ શુદ્ધ હ્રુદયથી ભાવયુક્ત પ્રાર્થના કરતાં. આ રીતે તેઓ ધર્મપરાયણ જીવન ગાળતાં. એકાદશીના શુભ દિવસે પતિપત્નિ ગૃહકાર્યથી પરવારી, નાહી ધોઈ શુદ્ધ વસ્ત્રો પહેરી, દેવ દર્શને જતાં હતાં. રસ્તામાં તેમણે કસાઇને ગાય વેચતો એક ભીલ જોયો. કસાઇએ પચીસ રૂપીઆ આપી ગાય ખરીદી. તેને જોતાંજ ગાય ધ્રુજવા લાગી અને નિસાસા નાખતી દયાની માગણી કરવા આમ તેમ જોવા લાગી. પેલાં શેઠ શેઠાણી તે રસ્તે થઈને દર્શનાર્થે જતાં હતાં. શેઠની નજર એકાએક પેલી ગાય પર પડી. ગાયને જોતાંજ તેનું હ્રુદય દયાથી ભરાઇ આવ્યું. તેણે મનમાં વિચાર કર્યો, કે આજના પવિત્ર દિવસે હું આ ગાયને કસાઇને ઘેર જતાં નહિ અટકાવું, તો મારૂં જીવ્યું શા કામનું? મારી લક્ષ્મી શા કામની? આમ વિચાર કરે છે, એવામાં ગાયે આર્તનાદ કર્યો. આર્તનાદથી શેઠનું હ્રુદય વધારે કંપી ઉઠયું. શેઠ દોડતા દોડતા કસાઈ પાસે ગયા અને ગાય વેચાતી રાખવાની તેમણે ઈચ્છા દર્શાવી, પણ કસાઇએ ગાય આપવાની ના પાડી. આ સાંભળી શેઠને ઘણો આઘાત થયો. તેણે કસાઇને કહ્યું કે તું માગે તેટલા રૂપીઆ એ ગાયના આપું. છતાં કસાઇ એકનો બે થયો નહિ. આથી દયાળુ શેઠે કસાઈને કાલાવાલા કર્યા અને કહ્યું કે ગાયને બદલે તારી ઇચ્છામાં આવે તે વસ્તુ માગ. આ હ્રુદયસ્પર્શી શબ્દોથી કસાઇના મનુષ્ય હ્રુદયમાં દયાની

ઝરણી ઝરવા લાગી. કસાઈએ એક શરતે ગાય આપવાની હા પાડી. આ સાંભળી શેઠને હિંમત આવી અને બોલ્યા, ભાઇ! તારે શું જોઇએ? તે તું જણાવ. આ સાંભળી કસાઈએ શરત જાહેર કરી કહ્યું, કે હે શેઠ! જો આપને ગાય વેચાતી લેવી હોય તો, આપની આ ધર્મપત્નિ છે, તે મને સુપ્રત કરો. આ સાંભળી દયાળુ શેઠનું હૃદય કંપવા લાગ્યું. આવી અયોગ્ય માગણીનો સ્વીકાર શી રીતે થશે, તેનો વિચાર તે કરવા લાગ્યો. ધર્મને માટે હજારોએ પોતાના જીવનનાં બલિદાન આપ્યાં છે. પોતાની વહાલામાં વહાલી વસ્તુનો પણ ધર્મને માટે ભોગ આપ્યો છે. તો હું કોણ? એમ વિચારી તરતજ શેઠે ધર્મની ખાતર પોતાની ધર્મ-પત્નિને કસાઇને સોંપી. શેઠાણીએ આનાકાની કર્યા સિવાય કસાઇને પગલે પગલે ચાલવા માંડયું. કસાઈના ઘરનો રસ્તો લાંબો હતો. આથી રસ્તામાં બંને વચ્ચે ખૂબ વાતચીત થઈ. બાઈ ગર્ભવતી હતી. આથી આ કડવા અનુભવની અસર પેલા ગર્ભમાં રહેલા આત્મા પર પણ થઈ.

બંને કસાઈને ઘેર ગયાં. ધર્મની વહારે ઈશ્વર ધાયા. ઘેર જતાં જ કસાઈના સઘળા મનોરથ ધૂળ ભેગા થઈ ગયા. બાઇની પવિત્રતા અને ધાર્મિકતાને લીધે તેના જીવનનો એકાએક પલટો થઈ ગયો. પોતે કરેલી અયોગ્ય માગણી માટે તે પસ્તાવા લાગ્યો અને બોલ્યો, બેન! મેં જે મોટી ભૂલ કરી છે, તેને માટે હું તારો સદાનો ઋણી છું. એકાએક ઇશ્વરે જ મને આ બુદ્ધિ સૂઝાડી છે, નહિ તો હું આજે એવા મોટા પાપના ઉંડા ખાડામાં પડયો

હોત, કે જેમાંથી હું કોઈ દિવસે મુક્ત થઇ શકત નહિ. બેન! આજથી તું મારી ધર્મની બેન છે, અને હું તારો ધર્મનો ભાઇ છું. આજથી તું મારી ગુરુ થઇ છે.

શેઠાણીની સાચા હૃદયની મૂક પ્રાર્થના ઇશ્વરે સાંભળી, જેથી એકદમ કસાઈનો હૃદય પલટો થઈ ગયો. શેઠાણીને આથી નવાઇ લાગી અને ઈશ્વરનો શાંત ચિત્તે તે આભાર માનવા લાગી. કસાઇને ઘેર આવવાથી શેઠાણીને આઘાત લાગ્યો હતો. આથી ગર્ભમાં રહેલા બાળક પર કસાઇના સંસ્કારોનાં છાપ પડી. શેઠાણીને લઈને કસાઈ શેઠને બંગલે આવ્યો, અને કાલાવાલા કરવા લાગ્યો કે શેઠ! આ આપની ધર્મપત્નિ. મેં તેનું શિયળ સાચવ્યું છે. એ બેનના પ્રતાપથી જ મારા હૃદયમાં એકાએક પલટો થયો, જેથી હું એ અધર્મ કર્મથી દૂર રહેવાને ભાગ્યશાળી થયો છું. માટે કૃપા કરી મને મારા ગુન્હાની માફી આપો. દયાળુ શેઠે ઉદાર દીલથી કસાઇને ક્ષમા આપી વિદાય કર્યો.

આ બનાવને બે માસ વીતી ગયા. નવ માસે શેઠાણીને એક પુત્રનો પ્રસવ થયો. અને ત્યાર પછીથી શેઠાણીને ત્રણ પુત્રો થયા.

વૃદ્ધાવસ્થા, અને રોગે શેઠના દેહ પર ઘેરો ઘાલ્યો. શેઠે વિચાર કર્યો કે હવે આપણે થોડા દિવસના અતિથિ છીએ. શેઠને પોતાના ચાર છોકરાઓ માટે ચિંતા થવા લાગી, આથી મરતા પહેલાં તેણે એક વસિયતનામું તૈયાર કરી પોતાના ચારે છોકરાઓને મરણ પથારી પાસે

બોલાવી બેસાડયા. પછી તેણે કહ્યું, કે મારી ઇચ્છા મુજબનું કરેલું વસિયતનામું, આ પેટીની અંદર મૂકયું છે. તે મુજબ મારા મરણ પછીથી તમે વર્તજો. છોકરાએ.એ તેમ કરવા હા પાડી. થોડા જ દિવસમાં શેઠનું મૃત્યુ થયું. છોકરાઓએ સારી રીતે પિતાનું ક્રિયાખર્ચ કર્યું અને સંપથી રહેવા લાગ્યા.

એક દિવસ પિતાએ કરેલું વસિયતનામું જોવાની ઈચ્છાથી તે બધા ભેગા થયા. વાંચતાં વાંચતાં ચારે જણ વિચારમાં પડયા, કે આ લખાણ લખવામાં પિતાશ્રીનો શો હેતુ હશે? વસિયતનામામાં લખ્યું હતું, કે મારી મિલ્કત ત્રણે છોકરાઓને સરખે ભાગે વહેંચી આપવી. આ લખાણ વાંચી બધા વિચાર કરવા લાગ્યા, છતાં લખાણનો હેતુ સમજાયો નહિ. આથી કુટુંબના આગળ પડતા બીજા માણસોને બોલાવ્યા અને તેમની આગળ આ લખાણ મૂકયું. કુટુંબના માણસોએ વારંવાર આ લખાણ વાંચી, તે સમજવા પ્રયત્ન કર્યો, છતાં શેઠના લખાણનો હેતુ કોઈ સમજી શકયું નહિ. આથી છોકરાઓએ ગામના આગેવાનોને બોલાવી લખાણ બતાવ્યું. છતાં લખાણનો હેતુ કોઇ સમજી શકયું નહિ. આખરે છોકરાઓએ કોર્ટનો આશ્રય લેવાનો મનમાં નિશ્ચય કર્યો અને કોર્ટમાં ગયા. ન્યાયાધિશે લખાણ વાંચી જોયું, છતાં ન્યાયાધિશથી પણ લખાણનો હેતુ સમજાયો નહિ. બુદ્ધિશાળી ન્યાયાધિશે શેઠના લખાણનો કંઇક હેતુ હોવો જોઇએ, એવું મનમાં અનુમાન કર્યું. આખરે વિચાર કરતાં ન્યાયાધિશને એક

રસ્તો જડ્યો. શેઠ ધાર્મિક અને બુદ્ધિશાળી હતા, એવો ખ્યાલ આવતાં તેણે એક બ્રાહ્મણ પાસે ગીતા મંગાવી. ગીતા લાવ્યા પછી સૌથી નાના છોકરાને એક બાજુના ખંડમાં લઈ જઈ ન્યાયાધિશે કહ્યું, કે જો તારે તારા પિતાની મિલ્કતમાં ભાગ જોઈતો હોય તો આ ધાર્મિક ગ્રંથ પર પેશાબ કર. ન્યાયાધિશના આ શબ્દો સાંભળી ધાર્મિક પિતાના પુત્રે તેમ કરવા સાફ ના પાડી અને કહ્યું કે મારે મારા પિતાની મિલ્કતમાં ભાગ જોઈતો નથી. હું મારૂં ભરણપોષણ કોઈ જાતનો ધંધો કરીને કરીશ. આ શબ્દો સાંભળી ન્યાયાધિશને નવાઇ ઉપજી. નાના છોકરાને ત્યાંથી બીજા ખંડમાં લઈ જવામાં આવ્યો. ત્યાર પછીથી શેઠના ત્રીજા છોકરાને તે ખંડમાં બોલાવી પાણીનો રેલો બતાવી પેલાએ પેશાબ કર્યો છે, માટે તું પણ તેમ કર, એવી સૂચના કરી. તેણે પણ નાના છોકરાની પેઠે તેમ કરવા ના પાડી. ત્યાર પછીથી બીજા છોકરાને બોલાવી તેમ કરવા કહ્યું. તેણે પણ તેમ કરવા સાફ ના પાડી. છેવટે સૌથી મોટા છોકરાને ગીતાવાળા ખંડમાં બોલાવ્યો. ન્યાયાધિશે કહ્યું કે તારે તારા પિતાની મિલ્કતમાં ભાગ જોઈતો હોય તો આ ગીતા પર પેશાબ કર. આ સાંભળી મોટો છોકરો બોલ્યો કે સાહેબ! એકવાર નહિ પણ બેવાર પેશાબ કરૂં. આ સાંભળી ન્યાયાધિશે તેમ કરવા ના પાડી. ન્યાયાધિશને આ કુંચી હાથ લાગતાં વૃદ્ધ શેઠાણીને ખાનગી બોલાવીને કહ્યું, કે આ સૌથી મોટો છોકરો તમારો છે? શેઠાણીએ નીચું જોઇ બનેલી સઘળી હકીકત ન્યાયાધિશને કહી. ન્યાયાધિશ સઘળી હકીકત સમજી

ગયા. અને શેઠના લખાણનો હેતુ પણ તેમને સમજાયો. ન્યાયાધિશે શેઠના લખાણ મુજબ શેઠના ત્રણ નાના છોકરાઓને મિલ્કત સરખે ભાગે વહેંચી આપી.

ધર્મરાજાઃ—હે મહારાજ! નાહવું, ધોવું તથા ટીલાંટપકાં કરવામાં જ ધર્મ સમાઇ જતો નથી. એ બધાં શુદ્ધિનાં સાધનો છે, પણ ધર્મ તો કોઈ બીજી જ વસ્તુ છે. ધર્મ એટલે ફરજ. આખા દિવસમાં માણસને ઘણી ઘણી ફરજો બજાવવાની છે. તે ફરજો બજાવવામાં કંઇ કંઇ મુશ્કેલીઓ આવશે. તે મુશ્કેલીઓનો બુદ્ધિપૂર્વક સામનો કરી દૂર કરવા પ્રયત્ન કરવો. પુત્રાદિક ઉછેરીને ભણાવી ગણાવી યોગ્ય ધંધે વળગાડવાની પિતાની ફરજ છે. પુત્રીનું પાલણપોષણ કરી યોગ્ય ગૃહકેળવણી આપી સમાજ માટે તૈયાર કરવાની માતાની ફરજ છે. વૃદ્ધાવસ્થામાં પિતાની સેવા ચાકરી કરવાની પુત્રની ફરજ છે. યુવાન પુત્રને પોતાની સ્ત્રી તથા બાળકો તરફની ફરજો, સ્ત્રીને પતિ તરફની ફરજો, મનુષ્યને કુટુંબની, ગામની, દેશ પ્રત્યેની ફરજો; આ બધા ધર્મો છે. તે બધા મનુષ્યે બરાબર બજાવવા જોઈએ. બાહ્યાચારથી ધર્મ સચવાતો નથી. જગતને ઠગવામાં બાહ્યાચારની જરૂર પડે છે, પણ મનુષ્યનો ખરો ધર્મ તો હૃદયના ઉંડાણમાં વસેલો છે. એ સાચા ધર્મથી પૃથ્વી ટકી રહી છે. જ્યારે એ સાચા ધર્મનો લોપ થશે, ત્યારે પૃથ્વી રસાતળ જશે. માટે બ્રાહ્મણોએ સાચો ધર્મ શું છે, તે બરાબર સમજી બીજાને સમજાવી તે પ્રમાણે જીવન જીવવા પ્રયત્ન કરવો કે જેથી મનુષ્ય માત્રની ઉન્નતિ થાય. માત્ર બોલવાથી

ધર્મ બજાવી શકાતો નથી. જીવનના ભોગે જ ધર્મ સાચવી શકાય છે. સત્ય, દયા, તપ અને અન્ય પીડિતોની હૃદયની સેવા ઉપર જ ધર્મની ઈમારત ચણી શકાય છે. બ્રાહ્મણ-કુળમાં જન્મવાથી સાચું બ્રાહ્મણપણું પ્રાપ્ત કરી શકાતું નથી. સાચું બ્રહ્મત્વ પ્રાપ્ત કરવાને અનેક ધાર્મિક ઉપાધિઓનો સામનો કરવો પડે છે, ત્યારે જ સાચું બ્રહ્મત્વ તેના સત્ય સ્વરૂપમાં ઝળકી ઉઠે છે.

બ્રાહ્મણ:—મહારાજ! આપનું કહેવું યથાર્થ છે. હું બ્રાહ્મણ કુળમાં જન્મ્યો છું, એટલે ત્રણ જાતિઓ મારા તપથી ડરી જશે.

ધર્મરાજા:—આ જ તારી અજ્ઞાનતાનું મૂળ છે. એને લીધે જ તારામાં અભિમાન આવી ગયું છે. તારા તપથી કે કોઈ અન્ય કારણથી સમાજ ડરી જશે નહિ. તારી વચનસિદ્ધિના બળથી સમાજ અંજાઈ જવાનો નથી. એ બધાં ગર્વસૂચક વાકયો જ તારી ઉન્નતિમાં બાધકરૂપ છે. તારામાં તારાપણું હશે તો જ બધા તારાથી ડરશે. તું તારૂં બ્રહ્મત્વ સાચવીશ, તો જ તું સમાજમાં આગળ પડતો થઈ શકીશ. બ્રહ્મત્વનો લોપ થવાથી જ બ્રાહ્મણોની અધોગતિ થઈ છે અને થશે. માટે તેને દીપાવવા તારા સત્કર્મ અને સત્‌ધર્મથી પ્રયત્ન કર.

બ્રાહ્મણ:—અત્યારના યુગના બ્રાહ્મણનાં લક્ષણ કહો.

ધર્મરાજા:—હે બ્રાહ્મણ! જગતમાં સાચા હૃદયથી કરવામાં આવતા ક્રિયાકાંડનો લોપ થયો અને તેનું સ્થાન બાહ્યાડંબરે લીધું છે, ત્યારથી બ્રાહ્મણ દુ:ખી છે.

અનેક જાતના પ્રપંચો કરવા એ આજના યુગના બ્રાહ્મણોનાં લક્ષણો છે. ચોરી, લૂંટ, વ્યભિચાર, વ્યસન, વિક્રય અને જગતને ઠગવાને વાણીવિલાસ એ એમનાં ખટકર્મો છે. હાલના યુગના બ્રાહ્મણો ગમે તે કોમની કન્યા સાથે લગ્ન કરે છે, તેથી સાચા બ્રહ્મબીજનો નાશ થઈ રહ્યો છે. તેનું એક દૃષ્ટાંત તને કહું.

એક અજ્ઞાન બ્રાહ્મણબાળા હતી. નાની વયમાં તેનું લગ્ન થયું હતું. તેની તેને ખબર ન હતી. બાર વર્ષની ઉંમરે તેનું સૌભાગ્ય ચિન્હ સમાજે ખૂંચવી લીધું. અજ્ઞાનતા અને નીચ માણસોના સંગથી તે બાળાએ મ્લેચ્છ યુવાન સાથે પુનર્લગ્ન કર્યું. એકાદ વર્ષમાં ઇશ્વરે ફરીથી તેનું સૌભાગ્ય છીનવી લીધું. આમ બે વાર વિધવા બનતાં સમાજે તેને તરછોડી. સમાજની ક્રૂર જંજીરોમાં જકડાઇ રહેવાનું તેને યોગ્ય ન લાગ્યું, આથી તે બ્રાહ્મણકુળના કુળદિપક સાથે ફરીથી સ્નેહગ્રંથીથી જોડાઈ. વાસનાની સાંકળે બંધાએલાં પતિ-પત્નિ પોતાના દિવસો ભોગવિલાસમાં પુરાં કરવા લાગ્યાં. આમ બે વર્ષ પસાર થઈ ગયાં. એવામાં અકસ્માતથી તેમને એક પુત્રરત્ન પ્રાપ્ત થયું. ઈશ્વરઈચ્છાથી તેને ફરીથી વિધવા થવાનું દુર્ભાગ્ય પ્રાપ્ત થયું. પુત્ર દિવસે દિવસે માતાના આશ્રય નીચે મોટો થતો ગયો. જ્યારે તે પાંચ વર્ષનો થયો, ત્યારે એક દિવસ એક સંન્યાસી ભિક્ષાર્થે તે ગામમાં આવી ચઢયો. ગામના યુવાન વર્ગે સંન્યાસીની મશ્કરી કરવા માંડી અને કહ્યું કે

પેલી બ્રાહ્મણબાળાને ત્યાં જાવ; એ તમને યોગ્ય ભિક્ષા આપશે. આમ ઠઠ્ઠા મશ્કરી કરવા છતાં, ધીર સંન્યાસીએ હાસ્યની આછી રેખા મુખ પર ફરકાવી. તેણે બાળાના નિવાસ સ્થાન તરફ.ઈશ્વર સ્મરણ કરતાં ચાલવા માંડ્યું. બાળાના ઘર આગળ આવી તેણે ભિક્ષાની માગણી કરી. સંન્યાસીને જોતાં જ બાળાનું હૃદય આનંદથી પુલકિત બન્યું અને તરત જ અતિથિ સત્કાર કરવાને ઉભી થઈ. સંન્યાસીને યોગ્ય આસન પર બેસાડી બાળા બોલી, હે મહારાજ! મારે આપને એક પ્રશ્ન પૂછવો છે. સંન્યાસીએ તરત જ હા પાડી. બાળાએ પોતાની અથઈતિ સંન્યાસીને કહી સંભળાવી અને કહ્યું, કે હે મહારાજ! મારા ત્રીજા ધણીથી આ પુત્ર થયો છે. તો મારે એને મ્લેચ્છ વિધિ મુજબ મ્લેચ્છ બનાવવો કે યજ્ઞોપવિત આપી બ્રાહ્મણ બનાવવો. આ સાંભળી સંન્યાસીએ કહ્યું, કે એક પણ વિધિ કરી શકાય નહિ. આ સાંભળી બાળાને નવાઇ લાગી. સંન્યાસી ભિક્ષા લઇને ત્યાંથી વિદાય થયો. આવાં નીચ કૃત્યોથી જ બ્રહ્મક્ષેત્ર અને બ્રહ્મબીજનો લોપ થઈ ગયો છે. આથી બ્રાહ્મણોની અધોગતિની સાથે અન્ય જાતિઓની પણ અધોગતિ થઈ છે અને થશે.

બ્રાહ્મણ:—બ્રહ્મબીજ અને બ્રહ્મક્ષેત્ર પવિત્ર હોય તો અધોગતિ થાય નહિ, પણ બ્રહ્મબીજ અને બ્રહ્મક્ષેત્ર શાથી બદલાય છે? આત્મા પરમાત્મા એ જીવ અને શિવની જોડે છે, તો જીવ શિવને પોતાના દુઃખનું નિવેદન કરે તો શિવ તેનાં દુઃખો મટાડે કે કેમ? તે સમજાવો.

ધર્મરાજાઃ—હે બ્રાહ્મણ! તેં બ્રાહ્મણકુળમાં જન્મ લીધો અને તરતજ કાંઇ જોયા સિવાય તપ કર્યું. તપથી પવિત્રતા આવે છે, પણ ઇશ્વરને ઓળખી શકાતો નથી. પ્રભુ અને જીવને હજારો માઈલનું અંતર છે. જીવને તો માયાનાં કેટલાંય બંધનો છે, જેથી એ બંધનોથી ઈશ્વર જોઇ શકાતો નથી. જીવને અનેક ઉપાધિઓ હોય છે, તેથી તે ઈશ્વરને ગણતો નથી. જીવ અનેક વસ્તુઓ પ્રાપ્ત કરવાની ઇચ્છા રાખે છે. ઈચ્છા જીવનનું બંધન છે. સંતોષ અને શાન્તિથી એ બંધનો કપાઈ જાય છે. જીવન નિર્વાહ પુરતું મળે એથી સંતોષ માની ઇશ્વર ભક્તિમાં રચ્યો પચ્યો રહેનાર માણુસ સુખી થાય છે. અનેક જાતની માયાવી સંપત્તિ વધારવાથી જીવને સુખ મળતું નથી. પ્રાચીન સમયના રાજાઓ અને ઋષિઓ તપદ્વારા ઈશ્વર ભક્તિમાં લીન રહેતા. તેઓને નામના મેળવવાની કે લક્ષ્મી પ્રાપ્ત કરવાની હ્રદયમાં જરાએ લાલસા ન હતી. વંશવૃદ્ધિ માટે જ તેઓ લગ્ન કરતા. પવિત્ર ગૃહસ્થાશ્રમને દિપાવવા એકાદ પુત્ર રત્ન પ્રાપ્ત થતાં તેઓ સંતોષ માનતા. પુત્રને યોગ્ય કેળવણી આપી પિતાને પગલે ચાલવા સૂચના કરવા માતાપિતા વાનપ્રસ્થ બની પોતાનું, અન્ય પ્રજાનું અને પુત્રનું હિત ચાહી ઈશ્વરના ધ્યાનમાં તલ્લીન રહેતાં. પુત્ર, પિતાની આજ્ઞાનું પાલન કરતો. રાજા ધર્મથી રાજ ચલાવી પ્રજાને સર્વ રીતે સંતોષ આપતો. બ્રાહ્મણોના કહેવા મુજબ રાજા રાજ્ય ચલાવતો. કોઈ પણ કાર્ય બ્રાહ્મણની સંમતિ સિવાય કરવામાં આવતું નહિ. તે સમયના બ્રાહ્મણો માયાવી સંપત્તિના ઉપાસકો ન હતા.

માત્ર ઇશ્વરના જ તેઓ ઉપાસક હતા. ઋષિઓ પણ લગ્ન કરી ગૃહસ્થ બનતા અને એકાદ પુત્ર થયા બાદ ઘરનો બોજો પુત્રને સોંપી તપ કરવા ચાલ્યા જતા. તેમનાજ કુળના તમે પુત્રો છો. એ પુત્રો વિષયવાસનાના અને ભોગવિલાસના દિવસે દિવસે કીડા બનતા જાય છે. સત્ય વસ્તુને દૂર રાખી અસત્ય વસ્તુને તેઓએ હાથમાં લીધી છે. આથી માયકાંગલી અને નમાલી પ્રજાનો ઢગલા બંધ વધારો થઇ રહ્યો છે. અન્ય જ્ઞાતિની કન્યા સાથે પ્રેમલગ્નો કરી કુટુંબને અધોગતિના ઉંડા ખાડામાં નાખવામાંજ પોતાની મહત્તા સમાયેલી છે, એમ તેઓ સમજે છે. ચાર વર્ણમાંથી ભાગલા પડી અનેક વર્ણો ઉભી થઈ છે. આથી જાતિ અને ધર્મભેદ થતો ગયો. ધર્મભેદથી સત્ય વસ્તુ ભૂલાતી ગઇ. બ્રાહ્મણોએ માયાવી ચશ્માં ચઢાવી અજ્ઞાનતાના ગજથી સમાજ અને જગતને માપવા માંડયું, ત્યારથી બ્રહ્મબીજ અને બ્રહ્મક્ષેત્રનો નાશ થઇ રહ્યો છે. રાજા, રાજધર્મ ચૂકયો છે. પ્રજા, પ્રજા ધર્મ ચૂકી છે. રાજા અને પ્રજા વચ્ચે પ્રતિદિન અંતર વધતું જાય છે. હાલના રાજાઓને લક્ષ્મી અને જમીન પર રાજ્ય કરવું છે, નહિ કે હજારો પવિત્ર જીવોના હૃદય પર. રાજાઓના રાજ્યલોભે અને લક્ષ્મી લોભે, ભાઇ ભાઇ વચ્ચે દુશ્મનાવટ કરાવી છે. હજારો બાળકો અને નિર્દોષ સ્રીઓના વધ કરાવ્યો છે. હજારો નિર્દોષ મનુષ્યના ભોગે રાજ્ય વિસ્તાર કરવો, એ હાલના રાજાઓના જીવનમંત્ર છે, પણ તેમને કયાં ખબર છે, કે અનેક યુગોની તપશ્ચર્યાના ફળરૂપેજ તેમને રાજગાદી મળી છે. એનો ઉપભોગ માયાવી અને આસુરી સત્તા

વધારવામાં થશે તો તેવા માટે તો યોનિનું ચક્કર તૈયાર છે. અભિમાનને દૂર કરી પ્રજાહિતાર્થે જે રાજા કાર્ય કરશે તે સુખી થશે, પણ અભિમાન તેમને તેમ કરવા દેશે નહિ. સર્વ પર ઈશ્વરની સીધી તેમજ આડકતરી દેખરેખ છે. શેરને માથે સવાશેરની ગોઠવણ ઇશ્વરે કરી છે. માટે વિચાર કરો; નહિ તો કાળનું કારમું ચક્ર કોઈને છોડશે નહિ. લક્ષ્મીમાં અંધ બનેલા માનવીઓ લક્ષ્મીનું અભિમાન કરે છે, પણ લક્ષ્મી તો કોઇની થઈ નથી અને થશે પણ નહિ. તો રાજાની તો ક્યાંથી જ થાય? લક્ષ્મી તો માયા-પતિની માયા છે. તે માયાપતિની આજ્ઞા મુજબ ચાલે છે. તેને વશ કરવાની તમારામાં શક્તિ નથી, માટે પ્રથમ એ લક્ષ્મીની માયાને ઓળખો, પછી તમારા પૂર્વ જન્મના તપને યાદ કરો, કે તરતજ તમને પડેલાં દુઃખો યાદ આવે અને તેને લીધે તમારી પહેલાંની સ્થિતિનો કંઈ ખ્યાલ તમને થાય. કળિયુગના જમાનામાં બ્રહ્મબીજ સાચવવું અઘરૂં છે. કોઈ વીરલાજ તેને સાચવી શકે છે. માટે હે બ્રાહ્મણ! તું સંસારથી વિરક્ત રહી તારા મનને બ્રહ્મ સાથે જોડીને તપ કરીશ, તો તને આ માયાનું એક પણ બંધન નડશે નહિ.

બ્રાહ્મણઃ—હે મહારાજ! કૃપા કરી મનુષ્યાવતારમાં જે જે બંધનો હોય તે મને બતાવો.

ધર્મરાજાઃ—કાજળની કોટડીમાં રહેવા છતાંયે કોઇ જાતનો ડાઘ ન લાગે, ત્યારે જાણવું કે તેમાંજ સાચી મહાનગી સમાએલી છે. સંસાર સાગરમાં પડે છતાં લુગડાં

ભીંજાય નહિ, એવા પણ અનેક વીરલા છે. તેનું એક દૃષ્ટાંત હું તને કહું.

મિથિલાપુરીમાં જનક નામે રાજા રાજ કરતો હતો. તે સર્વ રીતે પૂર્ણ હતો. સંસારમાં રહેવા છતાંયે તે વિરક્ત હતો. તે રાજા હોવા છતાં તેને કોઇ જાતનાં બંધનો ન હતાં. તે નીતિથી રાજ કરતો હતો. તેણે તન, મન, અને ધન ગુરુને અર્પણ કર્યાં હતાં. અષ્ટાવક્ર ગુરુએ તેની અનેકવાર કસોટી કરી હતી, છતાં તે કસોટીમાંથી પસાર થયો હતો. આથી ગુરુને રાજા ઉપર એવો વિશ્વાસ બેસી ગયો હતો કે રાજાને આ જગતની માયાનાં બંધન કોઇ રીતે નડશે નહિ. મોહ, માયા, મત્સર એ સર્વથી રાજા પર છે, એવો સચોટ ખ્યાલ ગુરુને તેના વર્તનથી થયો હતો. ગુરુએ રાજાને રાજ સોંપ્યું, છતાં રાજા એક નોકર હોય તે પ્રમાણે નોકરી કરવા લાગ્યો. કોઈપણ જાતનું લાંછન રાજાને કે પ્રજાને ન લાગે તેવી ઉત્તમ રીતે તેણે રાજ ચલાવવા માંડયું. કોઈપણ ભોગે પ્રજાનું હિત થાય એવો દૃઢ સંકલ્પ મનમાં રાખી તેણે રાજ કરવા માંડયું. પ્રજાની સેવા ઉપરાંત ગૃહજીવન ચલાવવાને તે મહેનત કરતો. તેમાંથી જે કંઇ પ્રાપ્ત થતું તેનો ઉપયોગ માત્ર કુટુંબનું ભરણ પોષણ કરવામાં થતો. તે સર્વગુણ સંપન્ન હતો. તેને ત્યાં અજ્ઞાની જ્ઞાન મેળવવા આવતા હતા.

વેદવ્યાસે અનેક ધર્મગ્રંથો રચી, અનેકને સારા રસ્તે ચઢાવ્યા હતા, છતાં તેમના પુત્ર શુકદેવે પિતાની શિખામણ ન માની. જ્યારે શુકદેવ

સંન્યાસી થઈ જવાની અણીપર હતા, તે વખતે વ્યાસ ભગવાને કહ્યું, કે હે ભાઇ! તારે જવું હોય તો સુખેથી જા, પણ જતા પહેલાં જનકવિદેહી પાસે જઇને સંસારથી વિરક્ત થવાની રજા માગજે. અને એ કહે તેમ કરજે. શુકદેવે પિતાની આજ્ઞા માથે ચઢાવી. તેમણે જનક પાસે જઈ તેમના કહેવા મુજબ કર્યું. સંસારમાં સરસા રહીને મન ઇશ્વરમાં રાખી શકાય છે. સંસારમાં રહેવા છતાં સંસારની માયાનાં બંધનો નડતાં નથી. માટે હે બ્રાહ્મણ! તું જનકના જેવું જીવન જીવવા પ્રયત્ન કરીશ, તો તું સર્વ રીતે સુખી થઈશ. તું તારી જાતને ઓળખજે, એટલામાં સર્વ આવી ગયું. એને ઓળખીશ એટલે દુઃખી નહિ થવાય.

બ્રાહ્મણઃ—ધર્મરાજા! પોતે પોતાને ઓળખવો એ શું? હું મારી જાતને ઓળખું છું. હું મારાં માતાપિતાને ઓળખું છું. માટે કૃપા કરી મારો સંશય ટાળો.

ધર્મરાજાઃ—અત્યાર સુધી તને સમજાવવા મેં અનેક પ્રયત્ન કર્યા, છતાં તું કંઇ સમજી શકયો હોય, તેમ મને લાગતું નથી. તું તને ઓળખતો નથી, એટલે જ તારે સ્વર્ગમાંથી પાછું મૃત્યુલોકમાં જવાનું છે. તું તો માત્ર તપ કરી, વચન મેળવી સ્વર્ગમાં આવ્યો છે, એટલે ગુંચવાઈ ગયો છે. જેણે ભવસાગર જોયો નથી, તરતાં આવડતું નથી, એવા માણસોને ભવસાગર તરવામાં કઈ કઈ મુશ્કેલીઓ નડે છે, તેની કલ્પના પણ કયાંથી હોય? તું કોણ છે, કયાંથી આવ્યો છે, કયા શુભ હેતુને માટે ઇશ્વરે તને એ સ્થાન ઉપર મૂકયો છે? મૃત્યુ પછી તારી શી સ્થિતિ

થશે, એ બધાનું જ્યારે તને ભાન થશે, ત્યારે તે તું સમજી શકીશ. જનકરાજાની માફક સંસારમાં રહી કુદરતની લીલા જોઈ, સંસારસાગરમાં પડી તેને પાર કરવા પ્રયત્ન કરીશ, ત્યારે જ તું તારી જાતને ઓળખી શકીશ. જીવ અને શિવને હજારો માઇલનાં અંતર છે. શિવને તું ઓળખતો નથી, જેથી તું તારી જાતને ઓળખી શકતો નથી. જ્યારે આત્મજ્ઞાન થશે ત્યારે આપોઆપ તને સર્વ વસ્તુઓ સમજાશે. હે બ્રાહ્મણ! 'હું અને મારૂં' એ જ બંધન છે. 'મારૂં નહિ અને હું નહિ' એ મોક્ષ છે. મોક્ષ ગુણો વડે સમજાય છે. ગુણો પ્રકૃતિમાંથી ઉપજ્યા છે. સર્વ અવસ્થા વિષે નિર્મળ એવું એક જ જ્ઞાન સર્વત્ર સર્વદા પ્રકાશે છે. આવા આદિ બ્રહ્મરૂપને મંદભાગી પુરુષો ક્યાંથી જાણે? તે જે જાણે છે, તે મુક્ત છે, એમાં જરાએ શંકા નથી. પરમાત્મા સ્વયં પ્રકાશિત છે. તેના જ્ઞાનને માટે પ્રમાણ કે પ્રમેય શું હોઇ શકે? અર્થાત્ કંઇ હોઈ શકે જ નહિ. જ્ઞાન છે તે જ અજ્ઞાન છે. એને વિદ્વાનો માયા કહે છે. માયાનો સ્વામિ ઇશ્વર છે. માયાથી જે પર છે, તે નિરંજન નિરાકાર છે. માટે ઉંડા ઉતરવામાં મઝા નથી. મહાન ઋષિઓ જેવા કે માર્કંડ, ભૃગુ, અગત્સ્ય અને બગદાલ જેવા પણ માયાનો પાર પામી શક્યા નથી, તો તું કોણ માત્ર? તું તારી જાતને ઓળખ, એટલે તને આત્મજ્ઞાન થશે, અને આત્મ-જ્ઞાનના પ્રકાશથી તું જે સ્થળે જવાની ઇચ્છા કરીશ, એ સ્થાન પર જઈ શકીશ.

બ્રાહ્મણઃ—હે ધર્મરાય! આપે મને મારા સુખને

માટે જે જે બોધપાઠો આપ્યા છે, તે બધા મેં સમજી લીધા છે. હવે મારે ભવસાગરમાં પડી તરી બહાર નીકળવાની શી જરૂર છે? કદાચ હું ભવસાગરમાં પડું અને બંધનો વળગે, તો પછી હાથ લાગેલો પારસમણી ગુમાવ્યા જેવું થાય. આપ પારસમણી રૂપ છો. માટે અહીં રહી મારી જાતને ઓળખી મારૂં કલ્યાણ કરી લઇશ. પણ અહીં મને ક્ષુધા અને તૃષા હેરાન કરે છે, માટે તેમાંથી મુક્ત થવાય, એવો સુલભ માર્ગ મને બતાવો.

ધર્મરાજાઃ—તેં પૂર્વે કરેલાં સર્વ પાપો તારા તપના પ્રભાવથી બળી ગયાં છે. તેં પૂર્વે બ્રાહ્મણોનો તિરસ્કાર કરેલો તેના પાપે તારી જીભ પર સ્વાર થઈ તને વરદાન માગતી વખતે ભૂલાવામાં નાખ્યો હતો, તેથી તે પાપ પણ બળી ગયું છે. તને એક પણ બંધન નથી, તેથી તું તારી જાતને જલદી ઓળખી શકીશ. ક્ષુધા અને તૃષા માટે આપણા પ્રાચીન ઋષિમુનીઓએ ગ્રહણ કરેલો માર્ગ હું બતાવીશ, જેથી તેની પીડામાંથી તું મુક્ત થઇશ. ક્ષુધા, તૃષા એ તારી જાતને ઓળખવામાં બંધનરૂપ છે, કારણ કે તેની પીડાથી ચિત્તવૃત્તિઓ સ્થિર થતી નથી. માટે તેના ઉપાય તરીકે પદ્માસન વાળી ચિત્તની સર્વ વૃત્તિઓને સ્થિર કર. જ્યારે તને ક્ષુધા અને તૃષાનું દુઃખ થાય ત્યારે ગળાની અંદરના ગોખમાં ગુંચળુંવળી જે નાડી પડી છે, તે નાડીથી નવ દરવાજા સજ્જડ બંધ કરી, અડધા કલાક સુધી તે સ્થિતિમાં રહીશ, એટલે સંયમથી તું એ બંનેની પીડાથી મુક્ત થઈ તૃપ્ત થઈશ. પછી તને એનું બંધન

નડશે નહિ. જેથી તું તને ઓળખીશ. સ્થૂલ વિભાગોથી કંઈ ન રહે, ને બીજું જે રહે, તે તું પોતે. તું સચ્ચિદાનંદ સ્વરૂપ, શિવસ્વરૂપ છે.

બ્રાહ્મણઃ—આપે કહ્યું કે સ્થૂલ દેહના વિભાગ કર્યા પછી કાંઈ ન રહે, પછી તું, તું અને તું એ શું કહ્યું? માટે એ મને સમજાવો. સ્થૂલ વિભાગોમાં ચિત્તનો સંયમ કેવી રીતે કરવાનો ને સ્થૂલના કેવી રીતે ભાગ કરવાના તે મને જણાવો.

ધર્મરાજાઃ—તારે તો હવે વાર જ નથી, કારણ કે ધીમે ધીમે તારી સર્વ વૃત્તિઓ કાબુમાં આવતી ગઈ છે. તને હવે કોઇ જાતની આશા નથી. માત્ર ગમે તે સ્થાન પર તારા ચિત્તને સ્થિર કરવાથી તારો બેડો પાર પડશે. પદ્માસન વાળી પીઠ તરફના મેરૂદંડને (કરોડરજ્જુને) ટટાર રાખી, આંખો બંધ કરી, હૃદયમાં વસેલા બ્રહ્મમાં ચિત્તની ચોટ લગાવવી. એ રીતે વૃત્તિને સ્થિર કરવી. જેમ કાચબો પોતાનાં સર્વ અંગો સંકેલી લે છે તેમ તું તારી સર્વ ઇંદ્રિયોના વિષયોને સંકેલી લે. એટલે તારા સર્વ ઇંદ્રિયોના વિષયો આંતર્મુખ થશે. આમ કરવાથી તારા સ્થૂલ શરીરના બધા ભાગો વહેંચાઇ ગયા; એટલે તું પોતે જ રહ્યો.

બ્રાહ્મણઃ—હું મારી બધી ઇંદ્રિયોને રજા કેવી રીતે આપુ, તેની મને સમજણ પાડો. બધા ગયા કેડે હું રહ્યો ને હું કર્તા છું, એ મને સમજાવો.

ધર્મરાજાઃ—પ્રભુએ લીલા જોવા માટે સૃષ્ટિ રચી છે. જગત મિથ્યા છે, બ્રહ્મ સત્ય છે. બધું બ્રહ્મ ગણી પ્રભુ બહુરૂપે થયા, તેથી જ એમને સર્વવ્યાપક ગણ્યા છે. બહુરૂપે તે થયા તે પણ પોતે જ. હૃદયમંદિરમાં રહીને પોતાની ઇચ્છારૂપી આશાને જીવરૂપી બનાવ્યો ને તે આશારૂપી જીવને બધી જાતના ભોગ ભોગવવા સૃષ્ટિમાં અનેક જાતના ભોગ બનાવ્યા. તેમના ઇચ્છારૂપી જીવને માટે વિધવિધ જાતનાં સાધનો બનાવ્યાં, જેવાં કે ફૂલ, ફળ, અન્ન વગેરે. પોતાને ઇચ્છા હતી એવી વનસ્પતિ, સર્વ પ્રાણીઓ વગેરે બનાવી અને પોતે સાક્ષીરૂપે રહ્યા. જુદા કોઈ નથી, પણ જે ન સમજે તે જુદા ગણે છે. સ્પૃહા જતાં સર્વ ગયું. મોક્ષ, નરક કે પ્રભુ એ બધું એની લીલા છે. એ તને રમાડે છે, પણ તું એને જાણતો કે દેખતો નથી. તેથી તને એમ લાગે છે કે હું મારી જાતે રમું છું. એને ઓળખવાનો આ એકજ ઉપાય છે. એને ઓળખ એટલે બધું જણાશે. આ એ 'હું' અને ઠગ તે પણ 'હું'.

માયાનો ત્યાગ કર. ત્યાગની સાથે જ તારો બેડો પાર થશે, પણ માયાની ગતિ ઓર જ છે. માયાજ સર્વને ભમાવી ગોથાં ખવડાવે છે. માયા પોતાને ભુલાવી દે છે, એટલે પોતાને સુખ દુઃખ થાય છે. ભોગ ભોગવવા સારૂં પાપ, દગા અને પ્રપંચ તે કરાવે છે. એ માયાવી લીલા છે. તું બેઠો હોય અને તને પગે વીંછી કરડે તો તને દુઃખ થાય છે, કે પગને થાય છે? માથું દુઃખે, આંગળી પાકે, પેટ ચઢે, તેમાં તને શું થાય છે? માટે આ બધામાં હાથ

'તુ', પગ 'તુ', માથું 'તુ', પેટ 'તું', પછી તું કોણ? એ બધાં ગણાવ્યાં તે બધાં તારાં તો પછી 'તું' જુદો જ પડયો. તારે તો હવે બંધનો છે જ નહિ. આ સંસારની પણ તારે જરૂર નથી તો તારે પગ, હાથ, માથું, અને પેટ કે કોઇ બીજા અંગની જરૂર શી? ભોગ ભોગવવાની ઇચ્છા નથી, તો પછી બધાંને છુટાં કરી દે, એટલે 'તુ' છુટો. પછી તને એમ માલમ પડશે કે આ લીલા જ મારી કરેલી છે, અને હવે મારે માથે કોઇ છે જ નહિ. આથી તને સંસારનાં બંધનો રહેશે નહિ. માયાનાં બંધનોમાં તો પ્રભુ પણ ગોથાં ખાય છે. પોતાની માયા પોતાને વિંટળાઈને પોતાને ભોગ ભોગવતાં ભુલવણી ખવ-રાવી દે છે. પોતાને પણ છુટા થવાનું જડી શકતું નથી, પણ સંજોગોવશાત્ એવા બ્રહ્મગુરૂ મળી આવે તો પછી ઘણા લાંબા કાળે છુટવાનો વખત આવે. ઇંદ્રિયોનાં બંધ-નોથી છુટા થાવ, એટલે પોતે પોતાને ઓળખશો. ઇંદ્રિયો છે તે જ સંસારરૂપી સાગરમાં ખરી આગેવાન છે. તેં તો તારા સર્વ શત્રુઓને તારા તપના પ્રભાવથી જીતી તારા દાસ બનાવ્યા છે. એટલે તે બધા શત્રુઓ તારા માર્ગમાં મદદરૂપ બનશે. સ્થિર આસને બેઠા પછી સ્થૂલ શરીરમાંથી બ્રહ્મ ખેંચી માયા સંકેલી લે એટલે આખા સ્થૂલ શરીરમાંથી માયા તારી પાસે આવશે. ત્યારેજ તને ખબર પડશે કે મારી આ માયાએ જ મને ભ્રમમાં નાખી દીધો છે. જેથી હું ભાન ભૂલ્યો એવો તને પસ્તાવો થશે. માયાના મોહને લીધે જ તને તારી ખબર ન પડી. માયાના મોહે જ તને ભૂલાવ્યો છે. ઋષિઓના તપને પણ માયા

ઘડીના છઠ્ઠા ભાગમાં નષ્ટ કરી નાખે છે. માયાનું એક દૃષ્ટાંત તને કહું.

દુર્વાસાએ કુન્તા માતાને પાંચ પુત્રો માટે પાંચ મંત્રો આપ્યા. સાચ જુઠનો અનુભવ કરવા કુન્તાએ કુંવારી અવસ્થામાં દુર્વાસાએ આપેલા સૂર્યમંત્રનો જાપ જપ્યો. જાપ જપતાં સૂર્યનારાયણ પધાર્યા. આથી કુન્તા ઝંખવાણાં પડી ગયાં. કુન્તા તો માયા જોવા ગયાં પણ આ તો સાચી માયા નીકળી. પછી શું કરે ? દાસીની મદદથી સૂર્યને કામ આપ્યું. આથી એને નવ માસે પુત્ર થયો. એક પેટી મંગાવી તેમાં તેને પુરી નદીમાં તણાતો કર્યો. એ છોકરો દાસીનો કહેવાયો. માયાએ તો કુન્તા જેવાંને પણ ફસાવ્યાં. માયાથી કોઈ મોટું નથી.

અનેક ઋષિઓનાં તપ પર પાણી ફેરવનાર પણ માયા છે. માયાથી અગત્સ્ય ઋષિ ઇંદ્રાણીની માયામાં ફસાયા. નહુષ રાજાએ ઋષિ પાસે વાહન ઉંચકાવ્યું. રાજાએ ઋષિને ઉતાવળા ચાલવા કહ્યું. ઋષિના ભારે શરીરથી તેમ થઈ શકયું નહિ. આથી નહુષ રાજાએ ઋષિને લાત મારી. લાતથી રાજાનું તપ નાશ પામ્યું. ઋષિએ રાજાને અજગર થવાનો શ્રાપ આપ્યો. આથી અજગર થઇને તેમને પડવું પડયું. એ પણ માયાને લીધેજ. માયા કેટલાને હસાવે છે અને કેટલાને રડાવે છે. માયા તો કોઇની થઈ નથી અને થશે પણ નહિ. માયા જેને તેને ભમાવી સંસારના ચક્રમાં નાખે છે, પાપના ઢગલા કરાવે છે. પાપના ઢગલા ખૂટે નહિ અને પોતે પોતાને ઓળખે નહિ. એ ઢગલા ઓછા

કરવાનું જ્ઞાન જ્યાં સુધી ન થાય, ત્યાંસુધી લક્ષચોરાશી યોનિમાં ભટકવું પડે છે.

પ્રભુને ઇચ્છા થઇ કે હું સૃષ્ટિની લીલા જોઉં. જોવાની આશા અથવા ઇચ્છા એજ માયા; બીજી નહિ. જીવ આશાથી બંધાયો, એટલે સર્વ રચના કરવી પડી. આશાથી જ માણસ એમ કહે છે કે આ મેં કર્યું, આટલું મારે કરવાનું છે, મારે આટલાં ગામ છે, આટલાં મેળવવાં છે. એટલાં લઉં ત્યારે જ છોડું. એવા એવા મમત આશાના બંધાયા છે. એમાંથી મનુષ્યનો છુટકારો મરણથી જ થાય છે. આશાનાં સેંકડો બંધનોમાં માયા વળગેલી છે. રેંટમાળની માફક આશા વળગેલી છે. રેંટમાળની માફક જવું અને આવવું માયાના લીધેજ થાય છે. દુનિયાના વ્યવહારમાં પડ્યા એટલે તે વ્યવહારો સાચા લાગે છે. પણ જગત મિથ્યા, બ્રહ્મ સત્ય છે.

બ્રાહ્મણ:—સૃષ્ટિની લીલા જોવાની પ્રભુને વાસના થઈ, જેથી ઇશ્વરે માયા કરી, પણ માયા હાથમાંથી છૂટી જેથી તે કોઇને કબજે રહી નહિ. બધા જીવોને સુખ અને દુઃખ સરખાં કેમ નહિ હોય? પ્રભુ હૃદય મંદિરમાં છે તો પછી એ જીવ રૂપી વાસના એમને શરણે જાય તો દુઃખો સહન કરવાં પડે કે કેમ?

ધર્મરાજા:—હે બ્રાહ્મણ! ઇશ્વરે પોતાને આધિન પ્રકૃતિ બનાવી. પ્રકૃતિથી ત્રણ ગુણો બનાવ્યા. સતોગુણ,

રજોગુણ અને તમોગુણ. એ ત્રણે ગુણોમાંથી મનુષ્ય જેનો આશ્રય લે તેનો તે થાય. મનુષ્ય ઉપર બતાવેલા ગમે તે રસ્તે ચઢી જાય તેવી પાપ પુણ્યની રચના રચાય છે. પાપ પુણ્ય ઉપરથી સારા નરસાં સુખો તથા દુઃખો તેને મલે છે. કર્મોથી ઉંચ નીચ યોનિ પ્રાપ્ત થાય છે. ઉંચા નીચા જન્મો મળે છે. એ બધી રચના ઈશ્વરે ગોઠવી છે. તેનો હિસાબ હ્રુદય મંદિરમાં આત્મ સ્વરૂપે બિરાજેલો પરમાત્મા સાક્ષીરૂપે રહી જુવે છે.

બ્રાહ્મણઃ—પ્રભુ પોતે આ સ્થૂલ દેહમાં (હ્રુદય મંદિરમાં) રહે એ ઠીક નહિ, કારણ કે સ્થૂલ દેહ અનેક જાતની દુર્ગંધથી ભરેલો છે. તેમાં એમનાથી કેમ રહેવાય? એ બાબત મને સમજાવો.

ધર્મરાજાઃ—અજાણ્યાને એવું લાગે છે, પ્રભુને આમાંનું કંઇ નથી. તે તો સર્વવ્યાપક છે; એ એમની લીલા છે. માયા બનાવનારને દુર્ગંધ જેવું કંઈ નથી, એ તો તારી ભ્રાન્તિ છે. સ્થૂલ દેહ પાંચ દેવતાઓનો બનેલો છે, પૃથ્વી, આકાશ, તેજ, વાયુ અને વરુણ; માટે એ સ્થૂલ દેહ છે. તે પણ દેવ જ છે. વળી પ્રભુની વિભુતિ રૂપે પોતે પાંચ દેવોનાં નામ જુદાં આપ્યાં છે, પણ તે બ્રહ્મ પોતે જ છે, એમ કહીએ તો કંઈ ખોટું નથી. સ્થૂલ દેહમાં મોટા મોટા સમર્થ પણ નવ નવ માસ વાસ કરી રહેલા છે, તો પછી તું આવું બોલે છે તે ખોટું છે.

બ્રાહ્મણઃ—પ્રારબ્ધ ઉપર જીવાત્માનો આધાર રહેલો

છે, માટે પ્રારબ્ધ ઘડનાર કોણ? માયા શું છે? માયાને જીતનાર કોઈ છે?

ધર્મરાજા:—માયા અને પ્રભુ બંને સર્વવ્યાપક છે. માયા તથા માયાપતિ બે જ છે. માયા એ લક્ષ્મી અને માયાપતિ એ ઇશ્વર. બંનેથી સૃષ્ટિ સર્જાઈ છે. આ બેથી જ બધું છે. પ્રભુ પણ માયાને વશ છે, તે તો તું બરાબર સમજ્યો છે. માયા એ જ લક્ષ્મી, માયા એ જ દેવી, માયા એ જ શક્તિ, સ્ત્રી શક્તિ તે માયા છે. પુરુષ છે તે સર્વવ્યાપક છે. પ્રભુ તે જ પુરુષ અને માયા એ જ સ્ત્રી. બીજું બધું ખોટું. એ બે મા વાસ પૂરી સર્વવ્યાપકે સૃષ્ટિ રચી છે. પ્રકૃતિ અને પુરુષથી સૃષ્ટિ રચાઈ છે. છતાં ઘણા નારીને નરકની ખાણ ગણે છે, તે તેમની ભૂલ છે. સ્ત્રાથી તો સૃષ્ટિ રચાઇ. એમાંથી તો અનેક રત્નો પાકયાં છે, માટે એને નરકની ખાણ ન ગણતાં રત્નની ખાણ ગણવી જોઈએ. અનેક દેવપુરુષો એ રત્નની ખાણમાંથી સર્જાયા છે. તે માયાની માયા જ છે. એને નરકની ખાણ કેમ કહેવાય? ઇશ્વર પ્રારબ્ધ ઘડતો નથી. પ્રારબ્ધનો ઘડનાર તો મનુષ્ય છે. મનુષ્યાવતાર લઇ સારાં કે ખોટાં ગમે તે કામો મનુષ્ય કરે છે. એના પાપ પૂણ્યનો હિસાબ એની મેળે કર્મ પ્રમાણે ઘડાયે જ જાય છે. એવી પ્રભુની રચના છે. પ્રભુ બધી વખત સાથે ને સાથે જ છે. સૃષ્ટિની રચના વધારવા તેણે સર્વ ગોઠવણ કરી છે. એ પ્રમાણે અનંતકાળથી સૃષ્ટિ ચાલી રહી છે. દેખરેખ રાખનાર તે અને ન્યાય આપનાર પણ તે જ છે. સૌ સૌનાં પ્રારબ્ધો પ્રમાણે આપનાર લેનાર

પણ એ જ છે. શોધનારને સર્વ વસ્તુ પ્રાપ્ત થાય છે. ઈશ્વર દૂર નથી, પણ નહિ શોધનારને પાસે હોવા છતાં એ માલમ પડતો નથી. તું ગોપાળને, કૃષ્ણને, રામને, શંકરને કે ભૂતપ્રેતાદિને ભજ. તું જેવા ભાવથી ભજીશ, એવા ભાવથી તેનાં તને દર્શન થશે. દર્શન કરનાર સહેજે તરી જાય છે. ઇશ્વર શોધનારને માટે અનેક રસ્તા બતાવ્યા છે. બ્રહ્માએ વેદ મંત્રો બનાવી તેમાં સર્વ રસ્તા બતાવ્યા છે. દેવ દેવીઓને પ્રસન્ન કરવા સ્તોત્રો બનાવ્યાં છે. જે મનુષ્યને જે દેવની ભક્તિ કરવાની ઈચ્છા થાય તે દેવને પ્રસન્ન કરવા વેદના મંત્રો શીખે અને ખરા હૃદયથી તેનો જાપ જપે. સૌ સૌની ઈચ્છા પ્રમાણે ચાલે અને સુખ દુઃખ ભોગવે, એમાં ઈશ્વરની ભૂલ કયાંથી ગણાય ?

પ્રારબ્ધને ફેરવવા માટે અનેક રસ્તાઓ છે. પ્રારબ્ધ ફેરવવું એ પણ મનુષ્યના હાથની વાત છે. બાહ્યસૃષ્ટિમાં અને આંતરસૃષ્ટિમાં, મૃત્યુલોક અને સ્વર્ગમાં, જે દેવો છે, તે આંતરસૃષ્ટિમાં પણ છે. જે મૃત્યુલોકમાં છે, તે સ્વર્ગમાં છે. જેવી રીતે જેને જોવાની ઈચ્છા હોય, તે મુજબ તે જોઇ શકે છે. દરેક ઇંદ્રિયો પર દેખરેખ રાખવા દેવતાઓ મૂકેલા છે. ઇંદ્રિયોને કબજે રાખી સંસારમાં વરતે તો તે જ ઇંદ્રિયો સુખ આપે છે, અને તેથી ઉલટી રીતે વરતે તો દુઃખ આપે છે. આંતરસૃષ્ટિમાં અને બાહ્યસૃષ્ટિમાં બધે સર્વવ્યાપક વ્યાપેલો છે. સત્ય વિના ધર્મ શોભતો નથી, વિનય વિના વિદ્યા શોભતી નથી, તેમ ભાવ વિના ભક્તિ શોભતી નથી. દેવમાં દૈવત ના હોય તે દેવ કહેવાય નહિ. જ્ઞાન હોય તો જ ગુરુ શોધવાની ઇચ્છા થાય છે.

બ્રાહ્મણ:—ઈંદ્રિયોના આંતર વ્યવહાર અને બાહ્ય વ્યવહાર કૃપા કરી મને સમજાવો.

ધર્મરાજા:—તું ચક્ષુ વડે રૂપ જુવે છે, કાન વડે સાંભળે છે, નાક વડે ગંધ લે છે અને જીભ વડે સ્વાદ લે છે. ચક્ષુથી ઇશ્વરની બાહ્યસૃષ્ટિની અનુપમ લીલા જોઈ શકાય છે. તે જ ઈંદ્રિયોને વિષયમાં વાળે તો મોહ ઉત્પન્ન કરે છે. ઈશ્વરે દરેકને આંખ આપી છે પણ તેનો સત્ય વસ્તુ જોવામાં ઉપયોગ કરવો કે અસત્ય વસ્તુ જોવામાં ઉપયોગ કરવો એ એની ઈચ્છાની વાત છે. બ્રાહ્મસૃષ્ટિની લીલા જોવામાં મોહ ઉત્પન્ન થાય છે અને આંતરસૃષ્ટિની લીલા જોવામાં ઈશ્વર પ્રાપ્તિ થાય છે. આંતરલીલા જોવામાં, આંતર ચક્ષુ ખૂલે, તો ઇશ્વરના રૂપનું દર્શન થાય છે. જીભથી સ્વાદનું ભાન થાય છે. સ્વાદ માટે ઈશ્વરે અનેક વસ્તુ બનાવી છે. તેમાં અનેક જાતના રસોનું સંમિશ્રણ કરી અનેક જાતના સ્વાદો ઉત્પન્ન કર્યા છે. જીભનો ધર્મ માત્ર સ્વાદ કરવો એટલોજ છે, પણ ઇશ્વરે આપેલા અનેક રસોનું આસ્વાદન કરી જીભના ગુલામ બનવું, એ મનુષ્યના હાથની વાત છે. સ્વાદની મઝા માણતાં માણતાં ઇશ્વરની અનુપમ શક્તિનું અને લીલાનું ભાન થતાં તેના ગુણો ગાવામાંજ જીભનો ઉપયોગ થાય ત્યારેજ તે ઇંદ્રિયનો આંતર ઉપયોગ કર્યો કહેવાય. કહેવાની મતલબ એ છે કે ઇંદ્રિયોજ મનુષ્યને બંધનમાં નાખે છે. અને ઇંદ્રિયોથી મુક્તિ પણ મળે છે. તે સઘળી મનુષ્યના હાથની વાત છે. ઈશ્વરે સર્વ વસ્તુ બનાવી છે. તેનો

સદુપયોગ કરો કે દુરૂપયોગ કરો, એ તમારા હાથની વાત છે. સદુપયોગ કરવામાં સુખ છે, દુરૂપયોગ કરવામાં દુઃખ છે. અનેક જાતનાં મિષ્ટાન પડયાં છે, રૂચી પ્રમાણે જમશો તો સ્વાદ, શક્તિ અને સુખ મળશે. પરાણે જમશો તો અશક્તિ, અપચો અને દુઃખ મળશે. માટે ઈશ્વરે આપેલી સર્વ વસ્તુઓનો, નિયમમાં રહી કુદરતને અનુલક્ષી તેનો ઉપયોગ કરશો તો સુખી થશો. ઇંદ્રિયોને સારે રસ્તે વાળશો તો દુનિયાનાં મોહ, માયાનાં બંધનો તમને નડશે નહિ. ખોટે રસ્તે વાળશો તો મોહ, માયાનાં બંધનો તમને જકડી લેશે અને ભવાટવીમાં ભટકવું પડશે. બહાર અને અંદર એકજ ઈશ્વર વ્યાપેલો છે.

પુરુષ એ દેવ અને સ્ત્રી એ શક્તિ છે. જેમ શિવ પાર્વતી, ઇંદ્ર ઇંદ્રાણી અને વિષ્ણુ લક્ષ્મી છે, તેમ પૃથ્વી ઉપર જે જે પુરુષો છે તે દેવતાઓ જાણ અને જે સ્ત્રીઓ છે તેમને દેવીઓ અથવા શક્તિ જાણી તેમની સાથે વ્યવહાર ચલાવીશ તો તું સુખી થઈ ઉત્તમ પદને પામીશ. માયાપતિ અને માયાનાં અનેક નામો છે, પણ તેને જોવામાંજ વિવેક કરવાનો છે. દુનિયાને દેખાડવા માયા અને માયાપતિએ હજારો રૂપ ધારણ કર્યાં છે. ખોટા ખોટા રસ્તાઓ લઈ ઇશ્વરને શોધવાના પ્રયત્ન થાય છે. તેથી ઈશ્વર જડતો નથી, પણ માયાનાં બંધનો વધતાં જાય છે. સાચા ભાવથી શોધનારને તે જડે છે, પણ દુનિયાના માણસોને વિશ્વાસ નથી. તેથીજ તેઓ ભટકયા કરે છે. સાચો પ્રેમ શું કરે છે, તેનું એક દષ્ટાંત હું તને કહું તે સાંભળ.

એક વણિક હતો. તે વિષ્ણુનો પરમ ભક્ત હોવાનો દાવો કરતો. આખો દિવસ તે પ્રભુ નામની ધૂન મચાવી બૂમો પાડવામાં રચ્યો પચ્યો રહેતો. નાહવું, ધોવું, ટીલાં ટપકાં કરવાં અને મંદિરે મંદિરે હાથમાં પૂજા સામગ્રી લઇ ભટકયા કરવું, એ એનું નિત્યકર્મ હતું. આખો દિવસ તાળીઓ પાડી પ્રભુના નામની ધૂનોમાં તે રચ્યો પચ્યો રહેતો. 'જય રણછોડ, માખણ ચોર' આવી આવી અનેક ધૂનો મચાવતો. અને ભક્ત કહેવડાવવાનો તે મિથ્યા પ્રયત્ન કરતો. વણિકના મનની વાતો વણિક જાણે અને રણછોડના મનની વાતો રણછોડ જાણે. બાહ્યાડંબર સિવાય વણિક પાસે કંઇજ હતું નહિ. શુદ્ધ હૃદયની ભક્તિ તેનામાં ન હતી. તેનામાં જગતને છેતરવાનો મિથ્યા પ્રયત્ન અને ડોળ સિવાય કંઈ નજરે પડતું ન હતું.

એક દિવસ સંત તુલસીદાસ તે ગામમાં આવ્યા. તે વખતે પેલો વણિક પોતાની મંડળી સહિત તુલસીદાસ પાસે ગયો. ત્યાં જઇ ખૂબ જોસથી ચીઢાઈ ચીઢાઇને તે ભજન ગાવા લાગ્યો અને કહેવા લાગ્યો, હે મહારાજ ! મને ઈશ્વર દર્શન કરાવો. તુલસીદાસે કહ્યું, કે જો તારે ખરા હૃદયથી ઇશ્વરનાં દર્શન કરવાં હોય તોજ મને કહેજે, નહિ તો કોઇ બીજા તેનો લાભ લઇ જશે. દર્શન કરવાં એ કંઇ નાની સુની વાત નથી. શુદ્ધ હૃદયના ભાવ હોય તોજ દર્શન કરી શકાય છે. તારે જાતેજ પવિત્ર હૃદયથી તેની પાસે ગદ્ ગદ્ કંઠે જવું પડશે, તોજ એ સહસ્ર ભૂજાવાળો ઈશ્વર તારી સન્મુખ આવી તને દર્શન આપશે.

એટલે તુલસીદાસે એક શૂળી લાવવા તેને કહ્યું. સંતની આજ્ઞા થતાંજ તેણે શૂળી મંગાવી. શેઠના ઘરના આંગણામાં શૂળી રોપાવી અને શેઠને પોતાની પાછળ પાછળ આવવા સૂચના કરી. તુલસીદાસની સાથે શેઠ ઘરના ધાબા ઉપર ગયા. આખા ગામના લોકો રસ્તા પર શું બને છે, તેની આતુરતાથી રાહ જોતા ઉભા હતા. તુલસીદાસે આજ્ઞા કરી કે આ ધાબા ઉપરથી આ શૂળી રોપેલી છે, તેના ઉપર તમે પોતે હરિના નામના ઉચ્ચાર કરતા કરતા આંખો બંધ કરીને પડો, કે તરતજ ચતુર્ભૂજનાં તમને દર્શન થશે. આખો જન્મારો 'જય રણછોડ માખણ ચોર' કહીને તમે કાઢયો છે, પણ એ રટણ અને આજનું એક ઘડીનું ભજન એ બેમાં કોણ વધે છે તે જુઓ. તુલસીદાસના કહ્યા મુજબ કરવા શેઠ તૈયાર થયા. સંતે કહ્યું કે અહીંથી દોડતા જઇ નીચે રોપેલી શૂળી પર પડો. શેઠ આંખો બંધ કરી ધાબાની કોર સુધી દોડતા આવ્યા. આવતાંની સાથે જ આંખ ઉઘડી ગઈ. નીચે શૂળી ઉપર પડવાનો તેનો જીવ ચાલ્યો નહિ. આ પ્રમાણે ત્રણ ચાર વખત તેણે કર્યું છતાં નીચે પડવાની તેની હિંમત ચાલી નહિ. રસ્તામાં લોકો ઉભા ઉભા વાતો કરે છે, કે સંતનું કહેવું સત્ય છે.

આમ વાતચીત ચાલ્યા કરે છે, એવામાં એક ક્ષત્રિય તે રસ્તે થઈને જતો હતો, તેણે આ સઘળી હકીકત નીચે ઉભેલા માણસો પાસેથી સાંભળી. વાત સાંભળતાં જ તેની ઈચ્છા દર્શન કરવાની થઈ. તરત જ તે ધાબા ઉપર ચઢયો. જઇને તરત જ તેણે સંતને પ્રણામ કર્યા અને કહ્યું, કે મહારાજ ! મારી ઈચ્છા ઇશ્વર દર્શનની છે, તો કૃપા કરી

મારી ઈચ્છા પૂર્ણ કરો. આ સાંભળી સંતે શેઠને કહ્યું, કે શેઠ નીચે બેસો, અને આ આવનારને ઈશ્વર દર્શનનો લાભ લેવા દો. શેઠ વીલે મુખે એક બાજુ પર જઈ ઉભા રહ્યા. પેલા માણસે તુલસીદાસના કહેવા મુજબ 'હે રામ!' કહીને કૂદકો માર્યો અને શૂળી ઉપર પડયો. સાચા હૃદયના ભાવભર્યા શબ્દોનો પોકાર ઈશ્વરે સાંભળ્યો. પડતાંની સાથેજ શૂળી જમીનમાં પેસી ગઇ અને મોરમુગટ ધારણ કરી ઈશ્વરે તેને દર્શન આપ્યાં! શેઠની ભક્તિ સાચી કે શત્રિયની ભકિત સાચી? સંત તુલસીદાસે પેલા ક્ષત્રિયની પાસે જઈ તેને પ્રણામ કર્યા. ક્ષત્રિયે ઉભા થઈ સંતને પ્રણામ કર્યા. અને કહ્યું કે:—

રચના તો ખરી રચી થયો શોર બકોર,
ભક્ત આપની સહાયથી મેં જોયા નંદકિશોર,

તુલસીદાસે જવાબ આપ્યો:—

રામ ઝરૂખે બૈઠકે સબકા મજરા લેત,
જૈસી જિસકી ભાવના તેવાં દર્શન દેત.

[**નોંધ**:—હવે નીચેના સંવાદમાં પેલા બ્રાહ્મણને શિષ્ય અને ધર્મરાજાને ગુરુ ગણવા.]

શિષ્ય:—હાલના યુગના બ્રાહ્મણના ધર્મો કયા કયા છે તે કહો.

ગુરુ:—હે બ્રાહ્મણ! આ યુગના બ્રાહ્મણો ધર્મને ગણતા નથી, તે જ દુ:ખનું કારણ છે. બ્રહ્માના મોંએથી

વેદ પ્રવિણ થયો, આથી અન્ય કોઈ જ્ઞાતિ તેનો ઉપયોગ કરે તો પણ તેને ફળ નહિ મળે. બ્રહ્મબીજ સિવાય તે વેદ ભણાતા નથી. જ્યારથી બ્રાહ્મણોએ વેદાધ્યયન કરવું છોડી દીધું છે, ત્યારથી બ્રાહ્મણનાં માન ઘટી ગયાં છે. આથી દુનિયા દુઃખી છે. પણ અત્યારે યુગનો રાજા રાક્ષસી છે. માટે પ્રભુએ એવા ધર્મિષ્ઠ જીવને માટે જુદી રચના ઘડી મૂકી છે. આ યુગની અંદર હવે ખબર પડે છે, કે સૃષ્ટિની રચના કરતી વખતે સૃષ્ટિનો વધારો હતો, પણ આ યુગથી ધીમે ધીમે ઘટાડો થવા લાગ્યો છે. ધર્મિષ્ઠ, પૂણ્યવાન, સત્યવકતા, ન્યાયી, એવા એવા માણસોની વંશવૃદ્ધિ અટકવા માંડી છે, કારણ કે આ યુગમાં એવા માણસો પણ નીચ માણસોના સંગથી નીચ બને છે અને ધર્મકર્મને ચૂકે છે. આમ તેમના પિતૃઓની અધોગતિ થાય એટલા માટે ઈશ્વરે તેમની વંશવૃદ્ધિ અટકાવવા માંડી છે. જે મનુષ્ય યુગધર્મ પ્રમાણે વર્તશે તે સુખી થશે, તેની વંશવૃદ્ધિ થશે, તે ગામનાં ગામ વસાવશે. ધર્મહીણ અને વિષય-વાસનાના ભંડારવાળાં નર નારી સુખી દેખાશે. તેમની સોબતથી બ્રાહ્મણો પણ નીચ કર્મો કરશે અને ભ્રષ્ટ ભેગા ભ્રષ્ટ બનશે. બ્રહ્મ જાણે તે બ્રાહ્મણ, એ સૂત્રનો લોપ થતો જશે. પણ જો બ્રાહ્મણો બ્રહ્માના રચેલા વેદની સહાયતા લે, તો આ યુગમાં પણ બ્રાહ્મણો સુખી થાય. બ્રાહ્મણોને બ્રાહ્મણ રહેવું કયાં ગમે છે? માટે હે બ્રાહ્મણો! હજુ તમારા પૂર્વજોએ કરેલાં કાર્યને માટે અભિમાન રાખી તે પ્રમાણે વર્તન રાખવા પ્રયત્ન કરશો તો સુખી થશો. ગુણગ્રાહી બનવું તે ભૂલી ગયા અને એને બદલે દુર્ગુણો ગ્રહણ કરતાં તે શીખ્યા.

પૂર્વે ઋષિઓ માંસાહાર કરતા, ક્ષત્રિયોની કન્યાઓનું પાણી ગ્રહણ કરતા, એમ ધારી તમે તે કરતા હો તો તે તમારી ભૂલ છે; કારણ કે તમારા પૂર્વજો એ માંસનું મંત્રોવડે પકવાન બનાવતા. મરેલાને સજીવન કરવાની શક્તિ તેમનામાં હતી. તે શક્તિ તમારામાં નથી. તમારો યુવાન પુત્ર તમારા પહેલાં મરે છે, તેમાં તમારૂં કંઈ ચાલતું નથી. પોતાના પુત્રને સજીવન કરવાની શક્તિ નથી તો તમે બીજાને સજીવન કયાંથી કરી શકો? તમારા પૂર્વજો મંત્રોના બળથી યજ્ઞ વખતે અગ્નિ પ્રગટાવતા. એ શકિત પણ તમારામાં નથી, તેનું કારણ માત્ર અજ્ઞાનતા અને ધર્મ ઉપરની અશ્રદ્ધા છે. એ બે કારણોને લીધેજ તમારી અધોગતિ થઈ છે. પેટના ખાડા પુરવા અને સ્વાર્થ સાધવા માટે તમે શુદ્રોની સેવા કરો છો. તેમના તિરસ્કાર યુક્ત શબ્દો પણ સાંભળો છો; છતાં તમારા સ્વાર્થની હદ આવતી નથી. માટે હે બ્રાહ્મણો! તમે તમારા પૂર્વજોએ સ્થાપેલા ધર્મનો સ્વીકાર કરો. કુટુંબનાં માણસો સાથે સંપથી રહો. કુટુંબના માણસો સાથે અને અન્ય માણસો સાથે ભ્રાતૃભાવથી વર્તતાં શીખો. ગરીબ ઉપર દયા અને શાન્તિનો પ્રચાર કરતાં શીખો. તમોગુણનો નાશ કરી સતોગુણી બનો. બ્રહ્મવિદ્યા ભણો. હાલના યુગની ફેશનો જેવી કે બુટ, હેટ, પાટલુન, ટાઇ, સીગારેટ, વગેરેનો ત્યાગ કરી તેને સ્થાને ધોતીયું, પાઘડી કે ટોપી પહેરણ વગેરેનો સ્વીકાર કરો. બ્રાહ્મણોના ખટકર્મનું સ્થાન ચા, બીડીએ લીધું છે. ઇશ્વર પ્રાપ્તિ કરનાર બ્રાહ્મણે માથા ઉપર વાળના ગુચ્છા

રાખવાં નહિ. જ્ઞાની કે સંત સિવાય અન્ય કોઇને માથું નમાવવું નહિ. બીડી પીવી નહિ. આમંત્રણ વિના કોઇને ઘેર જવું નહિ. ટીલાં ટપકાં કરવાં નહિ. હાથમાં હથિયાર રાખવું નહિ. રેશમી વસ્ત્રો પહેરી જ્ઞાતિમાં જવું નહિ. જુગાર ખેલવો નહિ. ચાલીસ વર્ષ પછીથી બીજીવાર પરણવું નહિ. જીવન નિર્વાહ પુરતો જ લક્ષ્મીનો સંગ્રહ કરવો; એથી વધારેનો સંગ્રહ કરવો નહિ. પુત્ર ગૃહસ્થાશ્રમી બનતાંજ પિતાએ ગૃહનો ત્યાગ કરી, જીવન કલ્યાણાર્થે સંન્યસ્ત ધારણ કરવું. કોઈની નીંદા કરવી નહિ. મધુપાન કરવું નહિ. અન્ય કોઇપણ વ્યસન રાખવું નહિ. તામસી પ્રકૃતિને ઉત્તેજન મળે તેવા ખોરાક જેવા કે ડુંગળી, લસણ, માંસ, મદિરા વગેરે લેવાં નહિ. દુરાચારી સામે મિથ્યાવાદ કરવો નહિ. હોટલના ખાદ્ય અને પેય પદાર્થોનું સેવન કરવું નહિ. મુખેથી ખોટા શબ્દો બોલવા નહિ. પરસ્ત્રી ગમન કરવું નહિ. ઉભા ઉભા પેશાબ કરવો નહિ. ચોરી કરવી નહિ. અશુદ્ધ દાન ગ્રહણ કરવું નહિ. નીતિને રસ્તે ચાલી સમાજનું તેમજ પોતાનું હિત થાય તેવું કાર્ય કરવું. ઉપર બતાવેલા બધા નિયમો બ્રાહ્મણ તેમજ અન્ય દરેક જ્ઞાતિના માણસોના હિતને માટે દર્શાવ્યા છે. બ્રાહ્મણોએ તો ઉપર દર્શાવેલા નિયમો પાળવાજ જોઇએ. એ નિયમો એવા કઢંગા નથી કે જે બ્રાહ્મણોથી ન પળાય, કે જેથી બ્રાહ્મણોનું અહિત થાય. અભણ અને અજ્ઞાની માટે પણ ઉપરના નિયમો સરળ છે. હાલના યુગના બ્રાહ્મણો પોકાર કરે છે, કે અમે અજ્ઞાની છીએ; અમે વેદના મંત્રો જાણતા નથી. અમારા જીવનને કયે રસ્તે

લઈ જવું તે અમે જાણતા નથી. તેઓ ઉપર દર્શાવેલા સરળ માર્ગોનું યથાશક્તિ તેઓ પાલન કરશે તો જરૂર તેમનું તેમજ અન્યનું હિત કરી શકશે. ગાયત્રી મંત્રનો જાપ જ પોતાનું તેમજ અન્યનું કલ્યાણ કરવા માટે બસ છે. ૐ શબ્દ પ્રભુનો વાચ્ય શબ્દ છે. ભુઃ ભુવઃ અને સ્વહઃ એમ ત્રણ વ્યાહરતીયો કહેવાય છે. તે પછી ચોથી વ્યાહરતી મહઃ નામની છે. તે જ બ્રહ્મ છે. તે મહા સમર્થ છે. સૂર્ય વગેરે જે દેવતાઓ છે તે બધાં એનાં અંગ છે. પૃથ્વી, સ્વર્ગ, અગ્નિ, વાયુ, વરુણ, નક્ષત્રો, ગ્રહો, વેદો, પ્રાણ, અપાન, ઉદાન વગેરે ગાયત્રી મંત્રના જેટલા અક્ષરો છે તેટલા દેવતાઓ છે. ગાયત્રી મંત્રથી બ્રાહ્મણ દેવતાઓને પ્રસન્ન કરે છે. એક વખત ગાયત્રીનો જાપ કરવાથી બધા દેવતાઓની સ્તુતિ આવી જાય છે. બ્રાહ્મણો અન્ય કોઇ જાતનો આડંબર કરવાનો છોડી દે અને માત્ર ગાયત્રીનાજ ચોવીસ અક્ષરોના જાપ જપે તો બધા દેવતાઓ પ્રસન્ન થાય અને જરૂર તેમનું કલ્યાણ થાય. બધા વેદ ગાયત્રીથી દબાયલા રહે છે. ચોવીસ દેવતાઓ સિવાય અન્ય દેવો નથી. તેત્રીસ કોટિ દેવ તો કહેવાના. એ દેવો દેવપુરીના વતની નથી, પણ મુસાફરો છે. મુસાફરી પુરી થતાં તેમને મૃત્યુ લોકમાં જન્મવું પડે છે. ચોવીસ દેવતાઓ તો બ્રહ્માનાં અંગ છે. છેવટે બધું બાદ કરતાં માયા અને માયાપતિ બાકી રહે છે. માટે હે બ્રાહ્મણો ! તમે તમારી જાતેજ દુઃખી શા માટે થાઓ છો ? તમે તમારી ફરજો સમજો અને તમે તમારી જાતને ઓળખવા પ્રયત્ન કરો. સોનાને કથીર સાથે શા માટે તોળો છો ? જે સત્ય વસ્તુ

છે, તે સનાતન છે, તેને છોડી અન્ય અસ્થાયી વસ્તુને કેમ ગ્રહો છો ? બ્રાહ્મણ પોતે બ્રહ્મ છે, તેને બ્રહ્મરૂપી અન્નની ખોટ શી ? પણ જ્યારથી તેમણે જ્ઞાનનો ત્યાગ કર્યો છે, ત્યારથી તેમની આ દશા થઇ છે. ખરા બ્રાહ્મણપણાનું અભિમાન લેવાની આ ઉત્તમ તક તમે કદી ચૂકશો મા. જ્ઞાતિ અભિમાન ન સચવાય, તો જાતિ અભિમાન તો તમે સાચવજો. ધર્મનું અભિમાન રાખી અભ્યાસી બની જીવન વ્યતિત કરવા તમે પ્રયત્ન કરશો તો ભવસાગર તરી જશો. ઘણા બ્રાહ્મણો શુદ્રની સાથે ભોજન કરે છે. સ્પર્શાસ્પર્શની મનુષ્ય પર શી અસર થાય છે, તેનો એક દાખલો આપું.

રજસ્વલા સ્ત્રી હોય અને તેનો પડછાયો જો તુલસી પર પડે તો તુલસી સુકાઇ જાય છે. આટલો બધો સ્પર્શનો પ્રભાવ વનસ્પતિ ઉપર છે. રીસામણીના છોડને મનુષ્યનો સ્પર્શ થતાંજ તેનાં પાન બીડાઈ જાય છે. આટલી બધી અસર તે છોડ ઉપર થાય છે અને બે ચાર કલાક પછીથીજ તે છોડ મૂળ સ્થિતિમાં આવે છે. જ્યારે વનસ્પતિ અને નાના છોડવાઓ ઉપર આટલી બધી અસર થાય છે, તો મનુષ્યના સ્પર્શાસ્પર્શની તો વાતજ ક્યાં ? સ્પર્શથી તો માણસની અધોગતિ થઇ જાય છે. તેના રોગનાં જંતુઓ બીજાને લાગ્યા સિવાય રહેતાં જ નથી. તેની સાથે બીજા અવગુણો આવે તે જુદા. તો પછી તેમના નિકટ સહવાસમાં રહી તેમનું ભોજન કરવામાં મનુષ્યની કેટલી બધી અધોગતિ થાય તેની કલ્પના પણ

ન થઇ શકે. હાલ ઘણી જ્ઞાતિઓ શુદ્રની સાથે રોટીબેટી વ્યવહાર રાખે છે. ભવિષ્યમાં તેનું શું પરિણામ આવશે તેનું અભિમાનમાં ચકચુર બનેલા માનવીને ભાન નથી. જ્યારે ખરી વસ્તુ જણાય છે ત્યારે તે પસ્તાવો કરે છે. બ્રાહ્મણને કોઇ અન્ય ઉતરતી જ્ઞાતિના માણસો સાથે સહવાસ ન હોય તો તે આદર્શશાળી, ઉચ્ચ ભાવનાવાળો અને સંસ્કારી હોય. બીજો માણસ શુદ્ર કે કોઇ એવાં હલકાં કૃત્ય કરનારો, નીચ ભાવનાવાળો અને દુરાચારી હોય. બંનેને બાળકો હોય. બંનેનાં બાળકો સાથે રમે. આમ રમતાં રમતાં બંને બાળકો એક બીજાના પૂર્વ સંસ્કારોની પરસ્પર લ્હાણી કરે છે. આની પ્રબળ અસર એક બીજા ઉપર થયા સિવાય રહેતી નથી. નાનપણની આ છાપની અસર બાળકોનું ભાવિ ઘડવામાં ફાળો આપે છે. જ્યારે બાળક નીચ ધંધા કરતાં શીખે છે, ત્યારે માબાપ પસ્તાવો કરે છે. પણ અજ્ઞાન માબાપ જાણતાં નથી કે એ તેમની પોતાની સોબતનું પરિણામ છે. આપણામાં કહેવત છે કે સોબત તેવી અસર. તે મુજબ બાળકનું ભવિષ્ય ઘડાય છે. કહેવાનું તાત્પર્ય એ છે કે માણસ ગમે તેવો સંસ્કારી હોય તો પણ તેના ઉપર સોબતની અસર થયા સિવાય રહેતી નથી. તેના કરતાં વિશેષ અસર બાળકોના કુમળા મન પર થાય છે. માટે સોબત પણ સારાની કરવી કે જેથી ભવિષ્યમાં કંઈ નુકશાન થાય નહિ. તમે તમારી જાતને સંભાળી શુદ્ધ જીવન જીવવા પ્રયત્ન કરશો તો આ કળિયુગ તમને કોઈ રીતે હેરાન કરશે નહિ.

શિષ્યઃ—શુદ્ર ક્ષેત્રમાં બ્રહ્મબીજ પડે તો એ બીજના ગુણોનાં લક્ષણો ગણાવો.

ગુરુઃ—શુદ્રક્ષેત્રમાં કદાચ બ્રહ્મબીજ પડે તો બ્રહ્મબીજના ગુણો આવ્યા સિવાય રહેતા નથી. હાલના યુગમાં દુનિયાની પડતી થઈ રહી છે. તેમ છતાં કોઈ ભકતરાજ થઈ રાત દહાડો મજુરી કરે છે, તો કોઇ લોકોને સમજાવી સમજાવીને પોતાનો નિર્વાહ ચલાવે છે. એવા ભકતમાં બ્રહ્મનિંદા નહિ હોય. એ જ બ્રહ્મબીજનાં લક્ષણ છે.

શિષ્યઃ—આપ તો બ્રાહ્મણનું મહત્ત્વ ઘણું બતાવો છો. દુનિયાનું ભલું કરનાર જ બ્રાહ્મણ છે. તેથી લોકો તેમને નમીને ચાલતા હતા. પણ કર્મભ્રષ્ટ થવાથી બ્રહ્મતત્ત્વનું બળ ઘટી ગયું છે. આપે બતાવેલા ધર્મોનું પાલન કરે તો તેઓ સુખી થાય. પણ આ યુગમાં તો બ્રાહ્મણો શુદ્ર ભેગા ભળે છે, જેથી તેમના જેવી બુદ્ધિ આવે તો આખા સમાજની શી સ્થિતિ થાય?

ગુરુઃ—શુદ્રની સાથે વ્યવહાર કરે તેવા બધા બ્રાહ્મણો હોતા નથી. બધા જ એવા હોય તો દુનિયા ટકી શકે જ નહિ. અમુક સ્થળે એક જ તપેશ્વરી હોય તો તેના તપની અસર સો સો માઇલ સુધી ફેલાય છે. એવી એક તપસ્વિનીનું દૃષ્ટાંત હું તને કહું તે તું સાંભળ.

ગુરુ દત્તાત્રેયનું શરીર દિવસે દિવસે વૃદ્ધાવસ્થાને લીધે જીર્ણ થતું હતું. આથી તેમની ઈચ્છા નર્મદા કિનારે જઇ, એકાંતમાં પોતાની સ્ત્રી અનસુયા સાથે ઈશ્વરભક્તિમાં

ગાળવાની થઈ. આમ નિશ્ચય કરી પતિપત્નિ એકાંત સ્થાને જવા નીકળ્યાં. એક જંગલમાં થઈ જતાં હતાં તેવામાં બપોર થયા, એટલે તેમની ઇચ્છા આરામ લેવાની થઇ. તેથી બંને જણુ એક ઝાડ નીચે જઈને આરામ કરવા બેઠાં. તાપ અને વૃદ્ધાવસ્થાને લીધે આરામ લેવા જતાં અનસુયાના ખોળામાં મસ્તક રાખી, દત્તાત્રેય ઉંઘી ગયા. અનસુયાએ તુંબડીમાં જોયું તો પાણી જણાયું નહિ. આથી સતી સ્ત્રીને દુઃખ થયું. જો ઉઠીને તે પાણી લેવા જાય તો પોતાના સ્વામિ ખોળામાં સૂઈ ગયા છે, તે જાગી ઉઠે અને પતિભક્તિમાં ખામી આવે. હવે મારે શું કરવું તેનો તે વિચાર કરે છે. એવામાં દત્તાત્રેય જાગ્યા. તરત જ સતી સ્ત્રી તુંબીપાત્ર લઈ પાણી લેવા માટે નીકળી પડયાં. નજીકમાં વાવ હતી ત્યાં જઇને જુએ છે, તો તેમાં પાણી જણાયું નહિ. સતી સ્ત્રી પાણીની શોધમાં ને શોધમાં ઘણે દૂર નીકળી પડયાં. આગળ જતાં એક કુવો જણાયો. આથી સતી સ્ત્રીને આનંદ થયો, પણ નજીક જઇને કુવામાં જુએ છે, તો તેમાં પણ પાણી ન હતું. આથી તેમને વધારે ખેદ થયો. ઘણે દૂર તળાવ હોય તેમ જણાયું. એટલે તરત જ તે તરફ તે ગયાં ને જઈને જુએ છે, તો તેમાં પણ બીલકુલ પાણી જણાયું નહિ. આથી સતી સ્ત્રીની ગભરામણ અનેકઘણી વધી ગઇ અને ખિન્ન વદને પાછાં જતાં હતાં, તેવામાં એક વૃદ્ધા તેમની પાછળ પાછળ આવતાં જણાયાં. તે વૃદ્ધા બીજાં કોઇ નહિ પણ વૃદ્ધાના રૂપમાં નર્મદા માતા હતાં. સતીને આમ હેરાન થતાં જોઇને વૃદ્ધાનું રૂપ લઇ દુઃખ નિવારણુ અર્થે તે આવ્યાં હતાં.

વૃદ્ધાએ સતીને કહ્યું કે બેન! આ તાપના સમયમાં અત્યારે શું શોધી રહ્યાં છો? સતીએ જવાબ આપ્યો, માજી! મારા વૃદ્ધ પતિને તૃષા લાગી છે, જેથી આ તુંબીપાત્ર લઈ પાણીની શોધ કરૂં છું. કોઈ સ્થળે પાણી મળતું નથી, આથી મારો ધર્મ ચૂકાશે એમ મને લાગે છે. આથી મને ઘણી જ ચિંતા થાય છે, માટે હે માતાજી! જો કોઈ સ્થળે પાણી હોય, તો મને બતાવો, જેથી હું મારા સ્વામિની સેવા કરી શકું અને મારા ધર્મમાં હાનિ આવે નહિ. આ સાંભળી વૃદ્ધા બોલ્યાં, બેન! આ સ્થાનમાં તો સાત સાત વર્ષથી દુકાળ છે, જેથી કોઈ પણ સ્થળે પાણી મળે તેવો સંભવ નથી, પણ તારૂં તુંબીપાત્ર મને આપ.

આ સાંભળી તરતજ સતી સ્ત્રીએ પોતાનું તુંબી-પાત્ર વૃદ્ધાના હાથમાં અતિ આનંદ સાથે આપ્યું. તુંબીપાત્ર લઈ તળાવના એક ખુણામાંથી થોડી માટી કાઢી પાણીથી વૃદ્ધાએ તે ભરી આપ્યું. જલપાત્ર હાથમાં આવતાં સતીના મનમાં ઘણો આનંદ થયો. સતીએ માતાનો આભાર માન્યો અને પૂછયું, કે માતાજી! અહીં સાત સાત વરસથી દુષ્કાળ પડવાનું કારણ શું? વૃદ્ધાએ જવાબ આપ્યો, કે એક સતી સ્ત્રી સાત વરસથી પોતાના પતિ-ભક્તિરૂપ તપના બળથી સૂર્યને ઉગવા દેતી નથી. સૂર્ય નહિ ઉગવાથી ગરમી પડતી નથી. ગરમી નહિ પડવાથી વરસાદ પડતો નથી. આથી સાત સાત વરસથી દુષ્કાળ પડે છે. આ સાંભળી સતી સ્ત્રીનું અભિમાન ગળી ગયું.

સતી સ્ત્રી ત્યાંથી ચાલી નીકળી પતિની સેવામાં હાજર થયાં. પતિને પાણી પાયું. બનેલી સઘળી હકીકત પતિને કહી. પતિને તૃપ્ત કરી બંને સતીની શોધ કરવા નીકળી પડયાં. બે ચાર દિવસ શોધ ખોળ કરી. છેવટે સતી સ્ત્રીનો પત્તો લાગ્યો. તેણે સતી સ્ત્રીને જઇને નમસ્કાર કર્યા અને પૂછયું કે બેન ! આપ સૂર્યનારાયણને ઉગવા કેમ દેતાં નથી ? આખી પ્રજા દુષ્કાળના ભયંકર પંઝામાં સપડાએલી છે. અને હેરાન હેરાન થઈ રહી છે. માટે હે બ્હેન ! કૃપા કરી મને, સૂર્યનારાયણ નહિ ઉગવા દેવાનું કારણ બતાવો.

ઋષિપત્નિએ જવાબ આપ્યો :—

અનસુયા બ્હેન ! સ્ત્રીને પતિ એજ પરમેશ્વર છે. પતિની ખરા હ્રુદયની સેવા એ ઈશ્વરની સેવા કરવા બરાબર છે. અન્ય દેવની ઉપાસના કરવાની જરૂર નથી. મારા પતિની સેવાને અર્થે હું સૂર્યનારાયણને ઉગવા દેતી નથી, કારણ કે મારા પતિને એક ઋષિએ શ્રાપ આપ્યો છે કે ' જા, તારૂં સૂર્ય ઉગતાં મૃત્યુ થશે.' આથી મારા સાચા પતિભક્તિના બળે હું સૂર્યનારાયણને ઉગવા દેતી નથી. જો હું સૂર્યને ઉગવા દઉં તો મારે રંડાપો ભોગવવો પડે અને હું દુઃખી થાઉં. આ સાંભળી અનસુયાનું અભિમાન ગળી ગયું. આથી તે બોલ્યાં, બ્હેન ! ઋષિને શ્રાપ દેવાનું કારણ શું ? તે મને કૃપા કરી જણાવો.

ઋષિપત્નિએ જવાબ આપ્યો કે, બ્હેન ! મારા પતિને પત રોગ છે. છતાં અહીંથી ઘણે દૂર જંગલમાં એક સ્ત્રી છે, તેની સાથે તેમને રાગ છે. રોગથી મારા સ્વામી એક ડગલું પણ ચાલી શકે તેટલી શક્તિ તેમનામાં નથી. છતાં રાગમાં લુબ્ધ બનેલા મારા સ્વામીની સર્વ ઈચ્છાઓ પૂર્ણ કરવા મારે તેમને મારા ખભા ઉપર બેસાડી દૂર જંગલમાં પેલી સ્ત્રીના નિવાસસ્થાને દરરોજ રાતના લઈ જવા લાવવાની ગોઠવણ કરવી પડે છે. ત્યાં તે ઘણા કલાક સુધી રોકાય છે અને સારી રાત પ્રેમની મસ્તીમાં વ્યતિત કરે છે. ત્યાંથી મૂક્ત થઇ નિશ્ચિંત સ્થળે હું તેમને આવીને મળું છું. ત્યાંથી હું મારા ખભા ઉપર બેસાડી મારા સ્થળે તેમને લઈ જાઉં છું.

એક દિવસ નિત્યનિયમ મુજબ જંગલમાંથી પાછા ફરતી વખતે હું મારા સ્વામિને ખભા ઉપર બેસાડી ઉતાવળી ઉતાવળી ચાલતી હતી. રસ્તો ઘણો વિકટ હતો. ખાડા ટેકરા ચઢવા ઉતરવાના હોવાથી હું ઘણી હેરાન થતી, છતાં પતભકિતમાં લીન બનેલી હું, કાંઇ જોતી નહિ. જંગલના ડુંગરાળ ભાગમાં એક ઋષિ તપ કરતા હતા, ત્યાં થઇને અમારો આવવા જવાનો રસ્તો હતો. એક દિવસ આકાશ વાદળાંથી છવાયેલું હતું, મંદ મંદ પવન વાતો હતો, તમરાંના અવાજ સંભળાતા હતા. દૂર દૂર જંગલી પ્રાણીઓની ગર્જના સંભળાતી હતી. શિયાળના ભૂંકવાના અવાજ આવતા હતા. વૃક્ષો મંદ મંદ હાલી રહ્યાં હતાં. એવા સમયે રસ્તાના એકાંત સ્થાનમાં આંખો

બંધ કરી બેઠેલા પેલા ઋષિને ઉતાવળથી ચાલતાં, મારા સ્વામિના પગનો અંગૂઠો અડકયો. આથી ઋષિ જાગ્યા અને શ્રાપ આપ્યો કે સૂર્ય ઉગતાં તારૂં મૃત્યુ થશે, કારણ કે તેં મારા તપમાં ભંગ પાડયો છે.

આ સાંભળી મને ઘણું જ માઠું લાગ્યું, પણ કરવું શું ? મેં ઇશ્વરની પ્રાર્થના કરી અને બોલી કે હે ઇશ્વર! મારા પતિની જો હું સાચા હૃદયથી ભક્તિ કરતી હોઉં તો 'હે સૂર્યભગવાન! આજથી તમે ઉગશો નહિ.' બેન! મારા હૃદયના ઉંડાણનો આર્તનાદ સૂર્યભગવાને સાંભળ્યો. આથી તે ઉગતા નથી.

આ સાંભળી અનસુયા ગળગળાં થઈ ગયાં અને કહેવા લાગ્યાં કે બેન! તમારી પતિભક્તિ જોઈ મને ઘણો જ આનંદ થયો છે. છેવટે અનસુયાએ કહ્યું કે બેન! સૂર્યભગવાનને ઉગવાની રજા આપો. પણ સતી સ્ત્રીએ ના પાડી. છેવટે સતી અનસુયાએ કાલાવાલા કર્યા અને કહ્યું કે બેન! હું તમારા સ્વામિને મારા સતીત્વના પ્રભાવથી જીવતો કરીશ. માટે સૂર્યભગવાનને ઉગવાની રજા આપો. આ સાંભળી સતી સ્ત્રીને નવાઇ લાગી અને સૂર્યભગવાનને ઉગવાની રજા આપી. સૂર્યભગવાન ઉગતાં જ તેના પતિનું મૃત્યુ થયું. પણ સતી અનસુયાએ સતીત્વના બળથી અંજલીમાં પાણી લઈ તેમના ઉપર છાંટયું. છાંટતાં જ સતીનો પતિ આળસ મરડી બેઠો થયો. આ જોઇને સતી સ્ત્રીને નવાઇ લાગી.

કહેવાનું તાત્પર્ય એ છે કે જગતમાંથી હજુ બ્રહ્મણીજ ચાલ્યું ગયું નથી. દુનિયા આવા સતીત્વના પ્રભાવથી ટકી રહી છે. બ્રાહ્મણની સ્ત્રીઓની અંદર આટલી શકિત હતી તો તેમના પતિમાં કેટલી હશે તેનો વિચાર કરો. બ્રાહ્મણની સ્ત્રીઓએ કંઈ ઓછું કરેલું છે? તો પછી તેમનાં બાળકો કરે તેમાં નવાઇ શી? બ્રહ્મ સિવાય તો જગત ચાલેજ નહિ. હજારોમાંથી એક આવો જવલંત દાખલો મળી આવશે ત્યાં સુધી જગતપર ધર્મનું સામ્રાજ્ય ટકી રહેશે. બ્રહ્મણ એ તો ભવસાગર તરવાનાં તુંબડાં છે. તેના વડે સાગર તરી સ્વર્ગમાં જવાય છે. તપના બળથીજ બ્રાહ્મણોનું દરેક સ્થળે માન હતું, પણ જ્યારથી તે તેમનાં કર્મો ચૂકયા છે, ત્યારથી તેમનાં માન ઘટયાં છે.

---

# અધ્યાય ૧૧ મો.



શિષ્ય:—પ્રાચીન સમયમાં ઋષિઓ નિષ્કામ ભાવથી તપ કરતા, પણ ધન સંચય કરતા ન હતા. હાલના સમયમાં તેમના પુત્રો સકામ ભાવથી ભક્તિ કરે છે, ધનને માટે તેઓ વલખાં મારે છે, નીચ ધંધા કરવામાં પણ તેઓ પાછી પાની કરતા નથી. દિવસે દિવસે તેમની વસ્તીનું પ્રમાણ પણ વધતું જાય છે, તેનું શું કારણ હશે? તે મને કહો.

ગુરુ:—વસ્તી વધવાનું કારણ તને સમજાવું તે તું ધ્યાનથી સાંભળ. પ્રાચીન સમયમાં દરેક ગૃહસ્થાશ્રમી સંયમી જીવન ગાળતા. એકાદ પુત્ર રત્ન પ્રાપ્ત થતાં તેઓ ગૃહસ્થાશ્રમનો ત્યાગ કરતા. સંયમ વિનાના જીવનને સુકાન વગરના વહાણ જેવું તેઓ ગણતા. તેઓ જાણતા હતા કે સંયમથી સર્વ વસ્તુ સહેલાઇથી પ્રાપ્ત કરી શકાય છે. સંયમથી ઉત્તમ કોટિની સશક્ત અને ધાર્મિક પ્રજા ઉત્પન્ન કરી શકાય છે. આથી તેમના જન્મ મરણનું પ્રમાણ પણ ઓછું રહેતું. પ્રજા સર્વ પ્રકારે સુખી હતી. તેમને ખાવાને માટે અન્ન પણ પુરતા પ્રમાણમાં મળતું. તેઓ વલ્કલ પહેરતા, આથી જીવનની બીજી ઉપાધિઓ તેમને

નડતી નહિ અને લક્ષ્મીનો સંગ્રહ કરવાની પણ તેમને જરૂર પડતી નહિ. પણ હાલના સમયમાં સંયમ જેવી વાતજ નથી. દિવસે દિવસે તેમની વસ્તીનું પ્રમાણ ધ્રુસકે અને ભૂસકે વધતું જાય છે. સમાજમાં ગરીબાઈ અને રોગ, જન્મ અને મરણ વગેરેનું પ્રમાણ પ્રતિદિન વધતું જ જાય છે. વસ્તી વધતાં તેનું ગુજરાન ચલાવવા માટે અનેક નીચ ધંધા તેમને કરવા પડે છે. અનેકનાં ગળાં ઉપર તેમને છરી ફેરવવી પડે છે. સાચાનું જુઠું અને જુઠાનું સાચું કરવામાં તેમના જીવનનું જ્યોતિ ઘટતું જાય છે. કરવાનું કાર્ય દૂર રહી જાય છે. ધાર્મિક જીવન ગુજારવામાં તેમની માનહાની થતી લાગે છે. તપ તો બાજુએ રહ્યું, પણ નીતિમય જીવન ગુજારવાનું પણ તેમને મુશ્કેલ લાગે છે. માયા અને વાસના એ બે હાલના બ્રાહ્મણોને ભવસાગરમાં તરવાનાં હલેસાં છે. તેનાથી ભવસાગર તરવાના મિથ્યા પ્રયત્ન કરવામાં આવે છે. પૈસા અને પેટના ખાડા પૂરવા માટે તેઓ ઘણે દૂર સુધી જીવન અને સમયના ભોગે ભટકતા જણાય છે. તેમની એવી પ્રાર્થના હોય છે, કે સમાજનું શુભ થાય કે અશુભ થાય તેની તેમને પરવાહ હોતી નથી, પણ જો પોતાનો સ્વાર્થ સધાતો હોય તો બસ છે. તેમની આવી નીચ ભાવનાની પ્રાર્થના ઇશ્વર સાંભળે ખરો કે ? હાલના બ્રાહ્મણો ધર્મહીન, કર્મહીન, તપહીન, લોભી અને ઘેર ઘેર ભીખ માગવા ભટકતા માલમ પડે છે, તેનું એકજ મોટું કારણ તે તેમની અજ્ઞાનતા છે. જ્ઞાન થતાંની સાથેજ સંયમ પ્રાપ્ત

થાય છે અને સંયમ પ્રાપ્ત થતાં સર્વ વસ્તુ હાથવેંતમાંજ મનુષ્યના હાથમાં આવે છે.

શિષ્ય:—આ હાથે આપો અને આ હાથે લો. એવું એક દિવસ આપે મને કહ્યું હતું, તે મને સમજાવો.

ગુરુ:—કાશીમાં એક બ્રાહ્મણ અને તેની સ્ત્રી રહેતાં હતાં. તે ભીખ માગીને પોતાનું ગુજરાન ચલાવતાં હતાં. તે કમનસીબ હોવાથી ભીખ માગવા છતાં તેમને પેટ પુરતું અન્ન મળતું નહિ, આથી તે બંને ચિંતામાં ને ચિંતામાં પોતાના દિવસો પસાર કરવા લાગ્યાં. તેમને કંઈ સંતાન ન હતું. આથી ગમે તે પ્રકારે તે બંને પોતાના જીવનના દિવસો કાપતાં. આમ કેટલાંક વરસો વીતી ગયાં. દિવસે દિવસે ભિક્ષાન્ન પણ ઘટતું ગયું. તેમને દરરોજ નહિ જેવું મળતું, તેમાંજ તેમને જીવનનિર્વાહ કરવો પડતો. દૈવસંજોગે તેમને ત્યાં એક પુત્રીનો જન્મ થયો. જન્મથી માબાપને આનંદ થવો જોઇએ, એ તો દૂર રહ્યો પણ શોક અને ચિંતાની આછી રેખા તેઓના મુખ પર જણાવા લાગી. પુત્રી દસ પંદર દિવસની થઇ, એટલે સ્ત્રીએ વિચાર કર્યો કે આ પુત્રીને દૂર જંગલમાં મૂકી આવીએ, તોજ આપણે આપણું ભરણપોષણ પરાણે કરી શકીએ. આમ વિચાર કરી એક દિવસ સ્ત્રીએ બ્રાહ્મણને કહ્યું, કે સ્વામીનાથ! આ પુત્રીને દૂર જંગલમાં મૂકી આવો. આ શબ્દો સાંભળી બ્રાહ્મણનું હૃદય કંપી ઉઠયું, પણ ક્રૂર હૃદયની પત્નિ સામે બ્રાહ્મણનું કાંઈ ચાલે તેમ ન હતું. આથી કંપતે સ્વરે તે બોલ્યો, કે આવું નીચ કામ કરવાનું

ફરમાન તમે શા માટે કરો છો ? આ શબ્દો સાંભળતાં જ બ્રાહ્મણીએ ચંડી સ્વરૂપ ધારણ કર્યું અને કહ્યું, કે જ્યાં-સુધી તમે મારા કહેવા મુજબ નહિ કરો, ત્યાંસુધી હું તમને જંપીને બેસવા નહિ દઉં. આ સાંભળી બ્રાહ્મણ તેમ કરવા પુત્રી સહિત જંગલમાં ગયો. જંગલમાં જઈ પુત્રીને એક ઝાડ નીચે મૂકી ઘેર જવાની તે તૈયારી કરતો હતો, તેવામાં બાળક પુત્રીએ જોરથી કરુણ સ્વરે રડવાનું શરૂ કર્યું. પુત્રીનું રુદન સાંભળી દયાળુ બ્રાહ્મણનું હૃદય દયાથી ભરાઈ આવ્યું. દોડતો જઇ તેણે બાળક પુત્રીને ઉપાડી લીધી. આંખમાં આંસુ સાથે ચુંબન કરી તેને લઈ તે ઘર તરફ રવાના થયો. પુત્રી સાથે પોતાના સ્વામિને જોતાં જ કુલટા સ્ત્રીએ ધણીને ધમકાવવા માંડયો. તેના શબ્દો સાંભળી જમીન તરફ ઢળતાં નયનો રાખી તે જમીન ખોતરવા લાગ્યો. સ્ત્રીએ બ્રાહ્મણને ખૂબ ધમકાવ્યો, ગાળોની ગર્જના કરી અને છેવટે બ્રાહ્મણના નેત્રોમાંથી અશ્રુરૂપી વરસાદ વરસાવ્યો, અને કહ્યું કે તમે કાલે આ બલાને અહીંથી દૂર કરજો, નહિ તો હું તમને ઘરમાં પગ સરખો પણ નહિ મૂકવા દઉં. આ સાંભળી બ્રાહ્મણ ધ્રુજવા લાગ્યો. સાંજ પડી એટલે બંને સુઈ ગયાં. રાતના બે વાગતાંની સાથે જ પત્નિએ પતિને જગાડી, બાળક પુત્રી સાથે જંગલનો રસ્તો લેવા જણાવ્યું. પત્નિના કહેવા મુજબ પતિએ કર્યું.

સવાર થતાં જ બ્રાહ્મણ જંગલમાં કાલના નક્કી કરેલા સ્થાને જઇ પહોંચ્યો. પત્નિના કઠણ શબ્દોએ તેના કોમળ

હૃદયને પણ કઠણ બનાવ્યું હતું, આથી રસ્તે જતાં તેણે ાડા કાંટા લઈ, બાળક પુત્રી પર નાખી, દોડતા ત્યાંથી ટકી જવા પેરવી કરી. તેણે નક્કી કરેલા સ્થળે જઈ ને ત્યાં મૂકી ને તે જલદીથી જવાની તૈયારી કરે છે, એવામાં બાળક પુત્રીએ ખડખડ હસવા માંડયું. આમ ાના બાળકને હસતું જોઈ બ્રાહ્મણને નવાઈ લાગી. પુત્રી પાસે જઇને કંઇ પૂછવાની ઇચ્છા તેના હૃદયમાં થઇ તેણે ેની પાસે જઈ પૂછવા માંડયું, કે બેન ! તું હસી કેમ ? પુત્રીને કુદરતી રીતે વાચા થઇ અને તે બોલી, "જેને જોઇએ તેને હોય નહિ અને જેને છે, તે આવું કર્મ કરે છે." આ સાંભળી બ્રાહ્મણ વિચારમાં પડયો, કે મારે હવે શું કરવું ? પુત્રી પાસે જઈને તે કહેવા લાગ્યો, બેટા ! ભિક્ષા માગવા છતાં પેટ પુરતું અનાજ મળતું નથી, પહેરવાને પુરાં કપડાં મળતાં નથી, માટે તારી માતાની આજ્ઞા માથે ચઢાવી આ કાર્ય કરવાની મને ફરજ પડી છે. આ સાંભળી બાળક પુત્રી બોલી, પિતાજી ! કાલે સવારે જ્યારે તમે ભિક્ષા માગવા જાવ, ત્યારે મને પૂછયા સિવાય જશો નહિ. આ સાંભળી તરત જ બ્રાહ્મણે પુત્રીને ઉપાડી લીધી, અને ઘર તરફ જવા લાગ્યો. ઘર તરફ જવાને તેના પગ ઉપડતા ન હતા, કારણ કે પત્નિના ભારે શબ્દો તેનાથી સહન થતા ન હતા, છતાં હિંમત ભીડી તે જલદીથી ઘર તરફ જવા લાગ્યો.

આ તરફ પત્ની પતી આવ્યાની રાહ જોતી બારણા પાસે બેઠી બેઠી વિચાર કરતી હતી, કે જો આજે કાલની

માફક મારા સ્વામી કરશે, તો હું તરતજ તેમને અહીંથી પાછા રવાના કરીશ. દૂરથી સ્વામીને આવતા જોઈ એકદમ ખીજવાએલી વાઘણુની જેમ તે ઉભી થઈ અને ગર્જના કરવા લાગી, પણ પતિરાજે આવી ધીમા સ્વરે બનેલી હકીકત કહી સંભળાવી, આથી તેના ક્રોધ ઉપર પાણી રેડાયું.

બીજે દિવસે નિત્યનિયમ મુજબ બ્રાહ્મણ ભિક્ષાન્ન લેવા જવા માટે તૈયાર થયો. જતા પહેલાં પુત્રીની રજા માગવા ગયો, અને કહેવા લાગ્યો કે બેટા! હું ભિક્ષા માટે બહાર જાઉં છું. આ સાંભળી પુત્રીએ જવાબ આપ્યો કે પિતાજી! નાહી, ધોઈ, કપાળમાં તિલક કરી ધોયેલાં વસ્ત્ર પહેરી ભિક્ષા માગવા જાઓ. તમારે ભીખ માગવી છે, પણ ભીખ માગી ખાનારનો વેશ ધારણ કરવો નથી. તરત જ બ્રાહ્મણે પુત્રીના કહેવા મુજબ કર્યું, અને ફરીથી તે પુત્રી પાસે રજા માગવા ગયો. પિતાને આ સ્થિતિમાં જોઈ, પુત્રીને આનંદ થયો અને તે બોલી, પિતાજી! તમે આજે રાજાને ત્યાં જઇ 'ધર્મે જય' કહીને ઉભા રહેજો. અને જેટલું આપે તેટલું અન્ન લઈને આવજો. પુત્રીના કહેવા મુજબ પિતાએ કર્યું. રાજદરબારમાં જઈ 'ધર્મે જય' કહીને તે ઉભો રહ્યો. આ સાંભળી રાજાને નવાઈ લાગી. રાજાએ પોતાના માણુસને બોલાવી હુકમ કર્યો, કે બ્રાહ્મણ કહે તેટલું કાચું સીધું તેને અપાવો. હુકમ થતાં નોકરે બ્રાહ્મણને પૂછ્યું, કે મહારાજ! કેટલા માણુસનું સીધું અપાવું? બ્રાહ્મણે સત્ય કહ્યું, કે ત્રણ માણુસનું અપાવો. નોકરે ત્રણ જણને થઇ રહે, તેટલું અન્ન અપાવ્યું અને કહ્યું કે મહારાજ!

દરરોજ 'ધર્મ જય' કહીને આ મોદીને ત્યાંથી સીધું લઇ જજો. આ સાંભળી મહારાજને આનંદ થયો, અને હસતે મુખે ઘેર જઈ રાજાને ત્યાં બનેલી સઘળી હકીકત પત્નિને કહી સંભળાવી. આ સાંભળી પત્નિને ઘણો આનંદ થયો.

દરરોજ બ્રાહ્મણ ભિક્ષાન્ન લાવી પોતાના દિવસો ગાળવા લાગ્યો, પણ એવામાં આજુબાજુના બીજા અદેખા બ્રાહ્મણોને આ વસ્તુ આંખમાં ખૂંચવા લાગી. બ્રાહ્મણની અદેખી જાતે, અદેખાઈ કરવાની શરૂ કરી. એક દિવસ રાજાના ગોરે રાજા પાસે જઈ, રાજાના કાનમાં પેલા બ્રાહ્મણની વિરુદ્ધ ઝેર રેડવા માંડયું. રાજાએ આંખ આડા કાન કર્યા, છતાં પેલા અદેખા બ્રાહ્મણે પોતાનું પોત પ્રકાશવા માંડયું અને રાજાને કહેવા લાગ્યો, કે આવા અજ્ઞાની, ધૂર્ત અને પેટભરા બ્રાહ્મણો પાસે ઘરની લક્ષ્મીનો દુરુપયોગ શા માટે કરાવો છો? રાજાએ જવાબ આપ્યો, કે આંગણે આવેલા બ્રાહ્મણ અતિથિનો સત્કાર કરવો એ ગૃહસ્થનો ધર્મ છે. એને નિરાશ કરી કાઢીએ તો એનું પાતક લાગ્યા સિવાય રહેતું નથી. બ્રાહ્મણ તો આશીર્વાદ દઈને ભિક્ષાન્ન લઈ જાય; મજુરી કરવા ન જાય. મજુરી કરાવીને આપીએ તો પૂણ્ય શું થાય? આવેલા ભિક્ષુક બ્રાહ્મણને સંતોષવો, એ દરેક ગૃહસ્થાશ્રમીની ફરજ છે. આવા શબ્દો સાંભળી, આવેલો બ્રાહ્મણ ટાઢો પડયો અને કહેવા લાગ્યો, કે રાજાજી! હું ભિક્ષાન્ન આપવાની ના નથી પાડતો, પણ આપતા પહેલાં તમારે પાત્રનો વિચાર કરવો જોઈએ. કે તે દાન લેવાને લાયક

છે? એ ભણેલો ગણેલો છે? આવી બાબતોનો દાન આપતા પહેલાં તમારે વિચાર કરવો જોઇએ. છેવટે ઉઠતી વખતે તેણે રાજાને કહ્યું, કે મહારાજ! આવનાર બ્રાહ્મણને કાલે આવે એટલે તમે આટલું પૂછી જો જો, કે ધર્મનું મૂળ શું? જો એ પ્રશ્નનો જવાબ બ્રાહ્મણ આપે, તો જરૂર એને ભિક્ષાન્ન આપજો અને જવાબ ન આપે, તો બંધ કરજો. આમ કહી પેલો બ્રાહ્મણ ત્યાંથી ચાલ્યો ગયો. બીજે દિવસે સવારમાં પેલા બ્રાહ્મણે આવી 'ધર્મે જય'નો પોકાર કર્યો. પોકાર સાંભળી રાજાએ બ્રાહ્મણને પોતાની પાસે બોલાવી કહ્યું, કે મહારાજ! 'ધર્મનું મૂળ શું?' આનો જવાબ આજે ન આપી શકાય તો કાલે આપજો. જો કાલે નહિ આપી શકો તો કાલથી ભિક્ષાન્ન બંધ થશે.

તે દિવસે ભિક્ષા લઇ બ્રાહ્મણ ઘેર ગયો. ઘેર જઈ તે બેઠો બેઠો વિચાર કરવા લાગ્યો, કે કાલે અન્ન સિવાય ખાઇશું શું? રાજાએ પૂછેલા પ્રશ્નનો જવાબ મારાથી અપાશે નહિ. આથી ભવિષ્યમાં શું શું થશે, તેની કલ્પના તે કરવા લાગ્યો. એવામાં પુત્રીએ આવી બૂમ પાડી, કે પિતાજી! રસોઈ તૈયાર થઈ ગઇ છે, માટે જમવા ચાલો. બ્રાહ્મણ જમવા બેઠો પણ કાલની ચિંતાથી તેનું મન જમવામાં ચોટયું નહિ. તરતજ પુત્રી પિતાની આવી ચિંતાતુર સ્થિતિ સમજી ગઇ અને કહેવા લાગી, કે પિતાજી! આપને એવું શું દુઃખ છે? કે જેથી આપને આટલી બધી ચિંતા થાય છે? પિતાએ બનેલી સઘળી હકીકત પુત્રીને કહી અને ભવિષ્યમાં પડનાર દુઃખોનું ટુંક વર્ણન કર્યું. પિતાનો આ

પ્રશ્ન સાંભળી પુત્રીએ હસવા માંડ્યું. આથી પિતાના હૃદયને કંઇ સંતોષ થયો. પુત્રીએ કહ્યું, કે રાજાના પ્રશ્નનો જવાબ આપવો, એ તો નાના છોકરાની રમત છે, માટે કાલે રાજાને ઘેર જઈ તમે ભિક્ષા માગજો અને તમારી પાસે પ્રશ્નનો જવાબ માગે તો કહેજો, કે રાજાજી! હું જવાબ આપું એમાં નવાઈ નહિ, પણ મારે ઘેર પાંચ વરસની મારી પુત્રી છે, તે આપને આપના પ્રશ્નનો યોગ્ય જવાબ આપશે. આ શબ્દો તમે રાજાને કહેજો. રાજાને જવાબ સાંભળવાની ઇચ્છા હશે, તો મને તે ત્યાં બોલાવશે, એટલે હું ત્યાં આવી, પ્રશ્નનું નિરાકરણ કરીશ.

બીજે દિવસે નિત્ય નિયમ મુજબ તે હસતે મુખે રાજાના મહેલના આંગણામાં જઈ, 'ધર્મ જય' નો પોકાર કરી ઉભો રહ્યો. રાજાએ તરત જ બ્રાહ્મણને બોલાવ્યો અને કાલના પ્રશ્નનું નિરાકરણ કરવા સૂચના કરી. બ્રાહ્મણે પુત્રીના કહેવા મુજબ જવાબ આપ્યો. આથી રાજાને નવાઈ લાગી. રાજાએ પોતાના માણસોને મોકલી તરત પુત્રીને રાજદરબારમાં બોલાવી મંગાવી. પુત્રીએ આવી રાજાને નમસ્કાર કર્યા અને કહ્યું, કે રાજાજી! મારૂં શું કામ છે? રાજાએ બ્રાહ્મણને પૂછેલા પ્રશ્નનો જવાબ તેની પાસે માગ્યો. આ સાંભળી પુત્રી હસવા લાગી અને કહ્યું, કે રાજાજી! હું જવાબ આપું, તેના કરતાં આપ પ્રત્યક્ષ જુઓ તેના જેવું સારૂં બીજું શું હોઈ શકે?

અહીંથી પચાસ માઈલ દૂર એક જંગલ છે. ત્યાં એક મોટી ટેકરી છે. એ ટેકરીમાં ભોંયરૂં છે. એ

ભોંયરામાં એક ભીલ અને ભીલડી રહે છે. તે આપના પ્રશ્નનો જવાબ આપશે, માટે આપ ત્યાં જાતે જઇ, પ્રશ્નના જવાબનો અનુભવ કરો.

રાજાએ નોકરોને બોલાવી, જોઇતી સામગ્રી તૈયાર કરાવી. એક સુંદર પાણીદાર ઘોડો મંગાવી, બ્રાહ્મણ-પુત્રીએ બતાવેલી જગ્યાએ સાધન સામગ્રી સાથે તે જવા નીકળ્યો. જંગલનો રસ્તો અતિ વિકટ હતો. ખાડા ટેકરા ચઢતાં ઉતરતાં ઘોડો પણ થાકી ગયો હતો. બપોર થવા આવ્યા છતાં તેને તે સ્થાન જડયું નહિ. ખૂબ પ્રયત્નને અંતે તે સ્થાન તેને જડયું. ત્યાં જઇને જુએ છે તો તેને ભોંયરાનું દ્વાર બંધ જણાયું. આથી રાજા ઘોડા પરથી નીચે ઉતર્યો. ઘોડાને ઝાડ સાથે બાંધી, તે ઝાડની ઘટામાં આરામ કરવા બેઠો. એવામાં પેલાં ભીલ અને ભીલડી જંગલમાંથી વનફળ લઈ આવતાં જણાયાં. રાજાને જોઇ ભીલ ભીલડી વિચાર કરવા લાગ્યાં કે કોઈ અતિથિ આપણા દ્વાર આગળ આવેલો જણાય છે. એથીજ આપણને આજ આટલાં બધાં વનફળ મળ્યાં છે. જરૂર એ ભાગ્યશાળી હોવો જોઇએ. એમ વિચાર કરતાં કરતાં ભોંયરાના મુખદ્વાર આગળ તે આવી પહોંચ્યાં. રાજાને જોઇ તેમણે કુશળ સમાચાર પૂછયા અને આવવાનું કારણ પૂછયું. રાજાએ આડાઅવળા જવાબ આપી, બંનેને સમજાવ્યાં. ભીલે ઘોડાને જોયો, એટલે તે તેને માટે ઘાસ લેવા ગયો. તેણે ઘાસ લાવી ઘોડાને નાખ્યું. પછી લાવેલાં વનફળના અને બનાવેલા રોટલાના ત્રણ સરખા ભાગ પાડી ભીલે રાજાને જમવા

ઉઠવા કહ્યું. આ સાંભળી રાજા વિચાર કરવા લાગ્યો, કે હવે મારાથી ના કેમ કરીને પડાય ? વિચાર કરી રાજા તરતજ ઉભો થયો અને ભીલની પાછળ પાછળ તે ભોંયરામાં ગયો. માટીની બનાવેલી તાવડીમાં રોટલા અને વનફળ મૂકેલાં જોઇ રાજાએ વિચાર કર્યો, કે આ શી રીતે ખવાશે ? ભાવથી તૈયાર કરેલા ભોજનમાં ભાવની અનેરી મિઠાશ આવ્યા સિવાય રહેતી નથી. રાજાએ રોટલો ભાગી તેનો એક કકડો મોંમાં મૂકયો. મૂકતાંની સાથેજ તેના સુસ્વાદની તેને ખબર પડી. ખૂબ આનંદથી રાજા પોતાનો હિસ્સો ખાઈ ગયો. રોટલાની મિઠાશે તેને લલચાવ્યો, પણ રોટલા માત્ર બેજ હતા અને ખાનાર પણ બે જણુ બાકી હતાં છતાં તેની જીભે બીજા રોટલાનો સ્વીકાર કર્યો. તે તૃપ્ત થયો. હવે બાકીનો એક રોટલો રહ્યો. તરતજ ભીલડીએ પોતાનો ભાગ પુરો કર્યો. આથી ભીલ ભૂખ્યો રહ્યો. પણ ભીલડીએ કહ્યું, કે તારા ભાગનો રોટલો રાજા ખાઇ ગયો છે. આ સાંભળી ભીલ શાન્ત થઈ બેઠો. રાજા ઉઠયો અને પોતાની પાસેનું સુખડું લાવી, પેલી તાવડીમાં નાંખી ભીલને ખાવા માટે કહ્યું. ભીલ જેવો ખાવા બેઠો, કે તરતજ ભીલડી દોડતી આવી તેની સાથે ખાવા બેઠી. આ વિચિત્રતા જોઈ રાજાને અચંબો થયો. બંને ખાઇ પરવારીને બેઠાં. એટલામાં સાયંકાલ થવા આવ્યો. ભીલ ભીલડીને ચિંતા થવા લાગી કે આવેલા અતિથિને કયાં સુવાડવો ? કારણુ કે ભોંયરામાં બેથી ત્રીજાનો સમાવેશ થાય તેમ ન હતો અને તે ઉપરાંત ઘોડાનું રક્ષણુ પણ કરવું જોઇએ, નહિ તો વાઘ કે

સિંહ આવી, તેને મારી નાખે. આથી બંનેને તેમની ચિંતા થવા લાગી.

રાત પડી એટલે ઘોડાના રક્ષણ માટે ભીલ હથિયાર લઇ, ચોકી કરવા તૈયાર થયો. રાજાને ભોંયરામાં સુવાડી, ભીલ ઘોડાનું રક્ષણ કરવા ભોંયરાની બહાર રહ્યો.

ધીમે ધીમે રાત્રિનો ઘોર અંધકાર વધવા લાગ્યો. વનચર અને નિશાચર પ્રાણીઓના દૂરથી અવાજ આવવા લાગ્યા. પવન જોસથી ફુંકાવા લાગ્યો. એવામાં એક વનકેસરીની ગર્જના નજીકમાં સંભળાઈ. ભીલ હથિયાર લઈ સાવધાન થઈ બેઠો. ગર્જનાને પાંચ સાત મિનિટ થઈ નહિ હોય, એટલામાં તો એ વનરાજ ધીમે ધીમે ભીલ તરફ આવતો જણાયો. ભીલ તીરકામઠું લઇ બેઠો બેઠો વિચાર કરે છે એવામાં તેની આંખ વનરાજ પર પડી કે તરત જ પોતાનું અને ઘોડાનું રક્ષણ કરવા તેણે તાકીને તેના કપાળમાં તીર માર્યું. તીર વાગતાંની સાથે જ વનરાજ ભીલ તરફ ધસ્યો. ભીલે રક્ષણ કરવા અનેક પ્રયાસ કર્યો, છતાં છંછેડાયલા સિંહના પંજામાંથી તેનાથી છટકી શકાયું નહિ. વનરાજે મોટી ગર્જના કરી અને ભીલ પર તરાપ મારી ભીલને મારી નાખ્યો.

સિંહની કારમી ગર્જના સાંભળી ભીલડી સફાળી જાગી ઉઠી અને રાજાને જગાડયો. બંને દોડતાં દોડતાં ભોંયરાના મુખદ્વાર આગળ આવી પહોંચી જુએ છે, તો

મુખદ્વાર પર મોટી ભારે પત્થરની શિલા તેમણે જોઈ. ભીલડીએ રાજાને કહ્યુ, કે એ પત્થરને હાથથી દૂર કરો. રાજાએ ઘણા પ્રયત્નો કર્યા, છતાં પત્થર ઉંચકાયો નહિ. આથી રાજાએ ભીલડીને કહ્યું, કે આ પત્થર મારા એકલાથી ખસે તેમ નથી. હવે શું કરવું? ભીલડીએ રાજાને ધમકી આપી અને કહ્યું, કે જોર કરો, એટલે ઉઘડી જશે. જો નહિ ઉઘાડો તો શ્રાપ આપીશ. આ સાંભળી રાજા ગભરાયો. શ્રાપની બીકથી રાજાએ ખૂબ પ્રયત્ન કર્યો, છતાં પત્થર દૂર થયો નહિ. પછી ભીલડીએ કહ્યું, કે હે રાજા! બળનું કામ નથી, આ તો ધર્મનું કામ છે. ભીલડીએ રાજાને ટચલી આંગળી અડાડવા કહ્યું. રાજાએ તેમ કર્યું કે તરત જ ભીલડીએ ધર્મની આણ દીધી અને આણ દેતાંની સાથે જ પત્થરની શિલા દૂર જઈને પડી. રાજાને ભાન થયું, કે ધર્મ તો આ લોકો પણ જાણે છે.

બંને જણ દોડતાં બહાર આવી જુએ છે, તો એક બાજુ સિંહ અને બીજી બાજુ ભીલ મૃત્યુને શરણે પડેલા જણાયા. ભીલડીએ ખૂબ વિલાપ કર્યો અને રાજાને કહ્યું, કે તમે અત્યારે મારી સાથે જંગલમાં લાકડાં લેવા ચાલો, કારણ કે મારે મારા પતિનું શબ લઇ સતી થવું છે. આ સાંભળી રાજાને ચિંતા થવા લાગી. હજુ તો રાત્રિનો સમય છે. વનનાં જંગલી પ્રાણીઓની બૂમો નજીક સંભળાય છે, માટે સવાર થતાં તારા કહેવા મુજબ હું કરીશ એમ રાજાએ કહ્યું. ભીલડીના અતિ આગ્રહને વશ થઈ, રાજાએ જંગલમાં

જઈ, લાકડાં, સુકું ઘાસ, કાંટા, ઝાંખરાં લાવી ઢગલો કર્યો. ભીલડીએ ચીતા ખડકાવી ભીલના શબને તેના પર નાંખ્યું અને પતિના મસ્તકને ખોળામાં લઈ તે સતી થવા બેઠી. ભીલડીએ રાજાને અગ્નિદાહ કરવા કહ્યું. રાજાને ભીલડીના સતીત્વની ખબર પડી, આથી તેણે તેને સતી થતા પહેલાં પોતાના પ્રશ્નોના જવાબ ભીલડીને પૂછી લેવાની ઈચ્છા થઈ. રાજાએ તેને કહ્યું કે બેન! મારે તને કંઈક પૂછવું છે. આ સાંભળી સતીએ જવાબ આપ્યો, કે રાજા તારી ઇચ્છામાં આવે તે પૂછ. આ સાંભળી રાજા ખુશ થયો.

---

# અધ્યાય ૧૨ મો.

---

રાજા:—હે સતી ! ધર્મનું મૂળ શું ? ભોંયરૂ ઉઘાડવાનું અને સતી થવાનું બળ તને કયાંથી પ્રાપ્ત થયું ? તે મને કહો.

સતી:—હે રાજા ! ભોંયરૂ ઉઘાડવાનું અને સતી થવાનું બળ તારા અતિથિ સત્કારના પૂણ્યના ફળથી મને મળ્યું છે. આ સાંભળી રાજાને નવાઇ લાગી. સતી બોલી, કે હે રાજા ! ધર્મનું મૂળ શું છે, તે તારી રાણીને પુત્ર થશે અને તારા ગામમાં ભંગીને ત્યાં એક છોકરી થશે, તે તને તે બાબત સમજાવશે. આટલું બોલી સતી સ્ત્રીએ રાજાને કહ્યું, કે હવે અમને અગ્નિ સંસ્કાર કર. રાજાએ તેમ કર્યું. રાત્રિ પુરી થતાં રાજા ઘોડેસ્વાર થઇ ઘેર ગયો.

પેલો બ્રાહ્મણ નિત્ય નિયમ મુજબ રાજાના દરબારમાં ભિક્ષા માટે ગયો. બ્રાહ્મણને જોતાંજ રાજાએ તેને નમસ્કાર કર્યો. બ્રાહ્મણે રાજાને આશીર્વાદ આપ્યા. રાજા ખુશ થઈ ગયો. તેણે તેને વધારે સારૂં ભિક્ષાન્ન આપવા પોતાના

નોકરોને કહ્યું. રાજાનો હુકમ થતાં નોકરોએ તેમ કર્યું. આથી બ્રાહ્મણ અને તેની સ્ત્રી ખુશ થઈ પોતાના દિવસો આનંદમાં ગાળવા લાગ્યાં.

સતી સ્ત્રીના કહેવા મુજબ રાજાની રાણી ગર્ભવતી થઇ અને પેલા ભંગીને ત્યાં પણ એ સ્થિતિ પ્રાપ્ત થઈ. નવ માસે રાણીને એક પુત્ર થયો. અને ભંગીની સ્ત્રીને પુત્રી અવતરી. સતી સ્ત્રીનું કહેવું સાચું પડયું, આથી રાજાને ઘણોજ હર્ષ થયો. દિવસે દિવસે રાજકુંવર અને ભંગી પુત્રી મોટાં થવા લાગ્યાં. બંને બે વરસનાં થયાં એટલે રાજાએ ભંગી પુત્રીને પોતાને ઘેર તેડી મંગાવી અને પોતાના પુત્ર સાથે રમવા મૂકી. રમતાં રમતાં બંને બાળકો રાજાની સમક્ષ આવ્યાં. એટલે રાજાએ પેલી ભંગી પુત્રીને પૂછયું કે, તારા પૂર્વ જન્મમાં બનેલી હકીકત તું જાણે છે? રાજાનો આ પ્રશ્ન સાંભળી ભંગી પુત્રી બોલી, રાજા! મને તારા પૂણ્યના પ્રભાવથી કંઈક યાદ રહ્યું છે, તે હું તને કહું છું. પણ કહ્યા પછી મને પૂર્વભવની કોઇ પણ વાત યાદ રહેશે નહિ. માટે તે તું ધ્યાનથી સાંભળ. ભીલના રોટલા ખાઈ જનાર હું. તારૂં આપેલું સુખડું ખાઇ જનાર પણ હું. મારી સાથે સુખડું ખાનાર તે આ તારો પુત્ર અને ભીલને રોટલા નહિ ખાવા દેનાર હું તે આ ભંગી પુત્રી છું. તમે આપેલું સુખડું મને ભેગું ખાવા દીધું, તે ગાદીપતિ થઇને બેઠો. તે આ તારો રાજકુંવર. એજ ધર્મનું મૂળ. પૂણ્ય સમાપ્ત થતાં ભંગી પુત્રી બોલી, બાકીના પ્રશ્નોનો જવાબ, પેલી બ્રાહ્મણ પુત્રી

તને આપશે. આમ બોલતાંની સાથેજ ભંગી પુત્રીની પૂર્વકથા કહેવાની શક્તિ ચાલી ગઇ.

દસ વરસ બાદ રાજાને પેલી બ્રાહ્મણ પુત્રી યાદ આવી. તે હવે મોટી થઈ હતી એટલે રાજાએ તેને બોલાવી અને પોતાને જંગલમાં મોકલવાનું કારણ તેને પૂછયું.

બ્રાહ્મણ પુત્રીઃ—રાજા ! પૂર્વે હું ગાય હતી. દરરોજ ચરવા માટે હું ભીલ ભીલડીના આશ્રમે જતી. ભીલ દયાળુ હતો, આથી દરરોજ મારે માટે ઘાસ લાવી મને નીરતો. આમ કેટલાક દિવસ ચાલ્યું. એવામાં મારા પગમાં જીવડા પડયા. એથી મને ઘણું દુઃખ થવા માંડયું. દયાળુ ભીલ મારી સ્થિતિ સમજી જઈ મારી અનહદ સેવા કરતો. દરરોજ લીલું ઘાસ મારા માટે લાવી તે મને નાખતો. જ્યારે હું ઘાસ ખાતી, ત્યારે મારા પગમાંથી જીવ વીણી, દવાથી પગ ધોઈ પાટો બાંધતો. આમ લાંબા સમય સુધી ચાલ્યું. આખરે મને આરામ થયો. ભીલ દયાળુ અને પરોપકારી હતો, આથી મેં એને મારી સેવા બદલ આશીર્વાદ આપ્યો કે જા તું રાજા થઈશ.

તપ સિવાય કાર્યની સિદ્ધિ થતી નથી, એ મુજબ ભીલ પોતાના દિવસો તપસ્વી માફક ગુજારતો હતો. નિષ્કામ સેવાનું ફળ ઈશ્વર આપ્યા સિવાય રહેતોજ નથી. ભીલ હોવા છતાં તેણે કોઈ દિવસ કોઈ પ્રાણીનો શિકાર કર્યો ન હતો. તે એક ક્ષત્રિયની માફક સર્વ જીવો પર સમભાવ રાખી સર્વનું રક્ષણ કરવા પ્રયત્ન કરતો. તેના પૂણ્યના ફળરૂપે

તે રાજકુંવર થયો. ભીલડી ભંગી પુત્રી તરીકે અવતરી. જે દિવસે તમે મારા પિતાશ્રીને 'ધર્મનું મૂળ શું ?' એ પ્રશ્ન પૂછયો, તે જ દિવસે મને સ્વપ્ન આવ્યું કે રાજાને ભીલ આશ્રમે મોકલ, એટલે રાજાના પ્રશ્નનો જવાબ તેને મળશે, ભીલને આપેલો તારો આશીર્વાદ પણ ફળશે, અને રાજાનું વાંઝીયામહેણું પણ ભાગશે. એ કાર્યસિદ્ધિ માટે મેં તમને ભીલ આશ્રમે મોકલ્યા. ત્યાં તમારા સર્વ પ્રશ્નોનું નિરાકરણ થઈ ગયું. હાથે તે સાથે. એક હાથે કરો, બીજા હાથે લો; એ પણ હવે તમે બરાબર સમજી ગયા હશો.



# અધ્યાય ૧૩ મો.

---

શિષ્યઃ—કયા કારણોને લીધે દિવસે દિવસે ધર્મ કર્મ ભૂંસાઈ જાય છે, તે મને જણાવો.

ગુરુઃ—શિષ્ય ! ધર્મ કર્મ શાથી ભૂંસાઈ જાય છે તેનું એક સુંદર દૃષ્ટાંત હું તને કહું તે તું ધ્યાનથી સાંભળ.

એક નાનું ગામડું હતું. ત્યાં ગરીબ બ્રાહ્મણ બ્રાહ્મણી રહેતાં હતાં. ગામમાં પટેલની વસ્તી વધારે હતી. માત્ર બ્રાહ્મણનું એકજ ઘર હતું. આથી બ્રાહ્મણને છાશપાણીની ઉપાધિ નડતી. દિવસે દિવસે જમાનાની અસર બ્રાહ્મણ બ્રાહ્મણી પર પણ થવા લાગી. માણસ જેના સહવાસમાં રહે છે, તેવી તેની બુદ્ધિ થાય છે. પટેલના સહવાસમાં રહેવાથી તેમની રહેણી કરણી પટેલના જેવી થવા લાગી. પટેલના ઘરની થોડી થોડી વસ્તુઓનો ઉપયોગ તેમણે ધીમે ધીમે કરવા માંડયો. છેવટે વિના સંકોચે હરેક વસ્તુનો ઉપયોગ તેમણે કરવા માંડયો. પટેલોની રહેણી કરણીના સંસ્કારો એ બ્રાહ્મણ બ્રાહ્મણી પર પડયા.

એવામાં ઈશ્વર કૃપાથી તેમને એક પુત્ર થયો. પુત્ર મોટો થયો એટલે તેને યજ્ઞોપવિત સંસ્કાર કરાવી, ગુરુને ઘેર વિદ્યા ભણવા મોકલ્યો. આથી બ્રાહ્મણપુત્રના જીવનમાં વિદ્યા અને આદર્શના ઉચ્ચ સંસ્કારોએ અનેરી છાપ પાડી. તે વિદ્યા ભણી ઘેર આવ્યો. પુત્રને જોઈ માબાપ ઘણાં રાજી થયાં. માબાપની આજ્ઞા પાળવી, એ પુત્રધર્મનું એણે બરાબર પાલન કરવા માંડયું.

એક દિવસ માતાએ આજ્ઞા કરી કે બેટા ! આ ભેંસોને ખેતરમાં ચારવા લઈ જા. માની આજ્ઞા થતાં તેણે તેમ કર્યું. બપોરે ખેતરમાંથી તે આવ્યો એટલે માએ કહ્યું, કે નાહવું હોય તો નાહી લે, નહિ તો ખાઇ લે. માના આ શબ્દોએ બાળકના સંસ્કારી હૃદયને વીંધી નાખ્યું. બ્રાહ્મણ બાળક ઉભો થઇ નાહી, ષટકર્મ કરી, ધોએલાં વસ્ત્રો પહેરી જમવા બેઠો. ગંદાં કપડાં પહેરી માએ આવી ભોજન પીરસ્યું. આ જોઇ બાળકે માને કહ્યું, માતાજી ! આ પ્રમાણે જો તમે વર્તશો તો હું તમારા ઘરનું અન્ન પાણી લઈશ નહિ. તમે ગમે તેવા સ્થળે જઈઆવી ગંદાં કપડાંએ રસોઇ બનાવો છો અને એજ કપડાં પહેરી રાખી જમો છો. સ્વચ્છતા જેવું કાંઈ રાખતાં નથી. બરાબર નાહતાં ધોતાં નથી. સંધ્યા પૂજા પણ કરતાં નથી. સ્પર્શાસ્પર્શમાં માનતાં નથી. અન્ય જ્ઞાતિની સાથે ભોજન કરવામાં બાધ ગણતાં નથી. આ બધા તમારા વર્તનથી મને કંટાળો આવે છે. જો તમે મારા કહેવા મુજબનું વર્તન નહિ રાખો તો હું કાલથી ઘરનો ત્યાગ કરી ચાલ્યો

જઇશ. આ સાંભળી માતાજી ક્રોધે ભરાયાં અને બોલ્યાં, બેટા! ચાલ્યો જવું હોય તો ચાલ્યો જા. અમે તો અમને ફાવે તેમ કરીશું. તેં બે આંકડા ધર્મના જાણ્યા એટલે મોટો વિદ્વાન થઇ ગયો! એ બધો ધર્મ મે તો મારી સાસુના મરણુ પાછળ વળાવી દીધો છે, માટે તું તારી ઇચ્છામાં આવે તેમ કર. અમે જો આમ ન કરીએ તો ખાઈએ શું? શાક વિના સાંજે ચાલે નહિ અને કદાચ શાક ન મળે તો પટેલના ઘેરથી છાશ લાવીને પેટ ભરીએ. છાશ એ તો સુરજનું ફૂલ કહેવાય. એમાં કોઈ જાતનો વાંધો નથી. માટે ભાઈ! તારી વિદ્યા અમારે શીખવી નથી. તારે જ્યાં જવું હોય ત્યાં જા.

માતાની આજ્ઞા થતાં તે ઉભો થયો, માને નમસ્કાર કર્યા અને ચાલતો થયો. ફરતો ફરતો તે નર્મદા કિનારે સંન્યાસી આશ્રમમાં આવી ચઢયો. સંન્યાસીઓ પાસે જઈ તેણે અન્નની માગણી કરી. સંન્યાસીઓએ તેને જમાડયો. બ્રાહ્મણ પુત્ર એકાદ બે દિવસ આશ્રમની આધુનિક ગુરુ લીલા જોવા ત્યાં રહ્યો. રાત્રે આશ્રમમાં ધર્મચર્ચાને બદલે વાસનાને સંતોષવાની, કામિની કાંચન મેળવવાની વાતોથી બ્રાહ્મણપુત્ર કંટાળી ગયો. ત્યાંથી તે કિનારે કિનારે આશ્રમોની સ્થિતિ જોતો જોતો ભિક્ષાન્ન માગતો માગતો ફરવા લાગ્યો. તેને મુસાફરીમાં અનેક જાતના કડવા મીઠા અનુભવો થયા. આથી જીવન અને ધર્મ ઉપર તેને કંટાળો આવ્યો. છતાં ધર્મના સંસ્કારોએ તેને દાબી દીધો. તે મુસાફરી કરતો કરતો નર્મદાના મૂળ સુધી જઇ પહોંચ્યો. નિઃસ્પૃહી બ્રાહ્મણ-

પુત્રને જોઇને નર્મદા માતાએ બાળકની કસોટી કરવા બ્રાહ્મણની માતાનું સ્વરૂપ લીધું અને જ્યાં તે નાહી ધોઈ સંધ્યાપૂજા કરતો હતો, ત્યાં આવીને એ બોલ્યાં, બેટા! હવે આપણે ઘેર ચાલો. છોરૂં કછોરૂં થાય પણ માબાપ ન થાય, માટે ચાલો. માતાને જોઇ એકદમ તેણે ઉભો થઈ નમસ્કાર કર્યા અને પૂછયું, માતાજી! તમે આટલી બધી તસ્દી શા માટે લીધી? આપને બીજાં બાળકો છે, ઈશ્વર કૃપાથી આપ સર્વ રીતે સુખી છો, માટે કૃપા કરી અહીંથી પાછાં જાઓ અને મને મારા જીવનનો અંતિમ માર્ગ શોધવા દો. આ સાંભળી નર્મદા મૈયાને દૃઢ નિશ્ચય થયો કે આ છોકરો લાલચથી લલચાય તેવો નથી. એટલે નર્મદા મૈયાએ પોતાનું મૂળ સ્વરૂપ ધારણ કરી દર્શન આપ્યાં અને બોલ્યાં, બેટા! માગ, માગ, તારી જે ઇચ્છા હોય તે તું માગ. બ્રાહ્મણ બાળક ઉભો થઇ ગદ્‌ગદ્ કંઠે બોલ્યો, માતાજી! મારે કોઇ જાતની ઇચ્છા નથી, પણ દિવસે દિવસે ધર્મનો લોપ થતો જાય છે, તેનું કારણ મને સમજાવો. પહેલાં આવું ન હતું, હાલ આવું કેમ ચાલે છે, તે મને કૃપા કરી જણાવો.

---

# અધ્યાય ૧૪ મો.

---

નર્મદાઃ—બેટા! હું તને બધું સમજાવીશ, માટે તું નિર્ભય થા. તારે જે જે શંકાઓ હોય તે મને જણાવજે, એટલે હું તે બધી દૂર કરીશ. પ્રથમ તારા પ્રશ્નોનો જવાબ હું તને આપું.

પહેલાં આવું ન હતું, એ તારી માતાનું વચન સાચું છે. હું તે તને સમજાવું. ઉત્તર દિશાનો માલીક સતયુગ ઉત્તરથી આવ્યો. તે ધર્મનો ભંડાર હતો. તેના સમયમાં સત્ય વાણી, સત્ય આચરણ સિવાય કંઇ નજરે પડતું ન હતું. ત્યાર પછીથી પૂર્વ દિશામાંથી ત્રેતાયુગ આવ્યો. તેની બેદરકારીથી એક પાયો પાપનો થઇ ગયો. ધર્મમાં સહેજ ઢીલાપણું માલુમ પડયું. ક્ષત્રિયો તપ કરતા થયા. ત્યાર બાદ પશ્ચિમમાંથી દ્વાપર આવ્યો. તેની બેદરકારીથી બે પાયા પાપના થયા. ધર્મમાં વધારે ઢીલાપણું આવ્યું, છતાં વર્ણાશ્રમ ધર્મ અને દયાભાવ અસ્તિત્વમાં રહ્યાં. વૈષ્ણવો તપના અધિકારી થયા. ત્યાર પછીથી દક્ષિણ દિશામાંથી કળિયુગ આવી ગાદીએ બેઠો. તેની બેદરકારી અને અહંકારથી ધર્મનો નાશ થયો. તેના સમયમાં દયા, સત્ય, અહિંસાનો લોપ થતો ચાલ્યો. આખી પૃથ્વી પર

અધર્મ અને અન્યાયનું જોર પ્રવર્ત્યું, માટે બેટા! તારી માતાનું વચન સત્ય છે. તારા જેવા તો કોઈક જ નજરે પડે છે

આ સમયમાં રાજા એવી પ્રજા છે. રાજા જેવો હોય તેવી પ્રજા બને છે. રાજાના ગુણો જે ગાય તે સુખી થાય, અને રાજાને ન માને તેઓ દુઃખી થાય. રાજાના કાયદા કાનુનને માન આપનાર સુખી થાય છે, અને તેની વિરૂદ્ધ વર્તનાર દુઃખી થાય છે. અધર્મી રાજાના કાનુનો અધર્મી હોય છે, જેથી ધાર્મિક મનુષ્યને અધર્મી કાનુનોની બેડીમાં ફસાઈ રહેવાનું ગમતું નથી. તેવા મનુષ્યો સ્વતંત્રપણે જીવન વ્યતિત કરે છે, અને દુઃખી થાય છે. કળિયુગમાં ધર્મીને ઘેર ધાડ અને અધર્મીને ઘેર નગારાં, આવો ન્યાય અત્યારે ચાલે છે. ધર્મી મનુષ્ય સર્વ રીતે દુઃખી થતા જણાય છે. અધર્મી સર્વ રીતે સુખી જણાય છે. પણ જોનારની આંખમાં જ માત્ર ફેર છે એટલે એમ માલમ પડે છે, નહિ તો આ સ્થિતિ ઉત્પન્ન થાય નહિ. સત્યવાદી અને ધર્મિષ્ઠ મનુષ્યોની વસ્તી ઇશ્વર વધવા દેતો જ નથી. એમને તો પ્રભુ લઈ લે છે. ઈશ્વર એમના પર કળિયુગના વાયરા લાગવા દેતો નથી. આ કળિયુગ કાળા મોંઢાવાળો છે, તેથી અત્યારે તારા જેવા સત્યવક્તા દુઃખી થાય છે. એટલા માટે જ મારે તને દર્શન દેવાં પડયાં છે. બેટા! કળિયુગ તો કાલે જતો રહેશે, માટે તું સૃષ્ટિની રચના જોયા કર. મારા વચનથી તું સર્વ રીતે સુખી થઈશ. માટે નિર્ભય થઈ તું દુનિયાની લીલા જો.

દુનિયાને દક્ષિણમાંથી સર કરતો કરતો કળિયુગ આવવા લાગ્યો. જેમ જેમ તે આવતો ગયો તેમ તેમ મનુષ્યો અનેક રીતે હેરાન થવા લાગ્યા. જેમ જેમ તે આગળ વધતો ગયો તેમ તેમ ત્યાંની પ્રજાને તક્ષક નાગની ઝેરી જવાળાની પેઠે તે અસર કરવા લાગ્યો. અનેક જીવલેણ રોગો પણ તે સાથે લેતો આવ્યો. આથી પ્રજા રોગ અને ભૂખમરાથી દુ:ખી થવા લાગી. ઝેરી અસરથી દેહની વાસનાઓ વધવા માંડી, માટે હે ભાઇ! કળિયુગને જે કરવું હોય તે કરવા દે. છેવટે તો સત્યનો જ જય થવાનો છે. ઈશ્વર ત્રણે લોકમાં વ્યાપીને સર્વનું પાલણપોષણ કરે છે. તે અવિનાશી પરમેશ્વર ધાર્મિક અને સત્યવાદી મનુષ્યોની વારે ધાશેજ અને એવા ભક્તોનું રક્ષણ પણ કરશે.

અનેક દાનવોએ તામસ તપ વડે અનેક જાતની કાર્યસિદ્ધિઓ મેળવી છે. અનેક મોટાં મોટાં રાજ્યોના તે માલિક પણ બન્યા છે. રાવણ, હિરણ્યકશ્યપ, હિરણ્યાક્ષ, જરાસંઘ વગેરે રાજાઓને તેમના તામસ તપના બળથી યુગના રાજાએ અનેક રીતે બહુ રિદ્ધિસિદ્ધિવાળા બનાવ્યા છે, છતાં સર્વનો સૂત્રધાર તો ઇશ્વર છે અને રહેશે. અભિમાની અને અહંકારી મનુષ્યનું અભિમાન અને અહંકાર વધારનાર ઇશ્વર છે અને છેવટે સર્વ સત્તા અને શક્તિને ધૂળમાં મિલાવી દેનાર પણ ઈશ્વર છે. રાવણ જેવા મહા અભિમાનીનાં ધન, દોલત, રિદ્ધિસિદ્ધિ, સત્તા, વૈભવ, વગેરેનો નાશ કરનાર પણ ઇશ્વર છે. આવાં અનેક જ્વલંત દ્રષ્ટાંતોથી ઇતિહાસ ભરપુર છે.

સત્ય ચાલ્યું ગયું છે. ધર્મનું તો નામનિશાન પણ માલુમ પડતું નથી. નાતજાત જેવું કંઇ રહ્યું નથી. છળ કપટ વધવા લાગ્યાં છે, આથી પ્રજાનું રક્ષણ કરવા અનેક જાતના રખેવાળો રાખવા પડયા છે. કુરિવાજો વધવાથી ખરચ પણ વધ્યાં છે. શારીરિક સુખો મેળવવા, ધન મેળવવાની લાલસા જાગૃત થઇ. ધનની લાલસા જાગૃત થતાં નીચ અને હલકા ધંધાઓ વધ્યા. આથી છળ કપટ, અસત્ય, ઠગો ફટકો, વગેરે વધ્યાં. ધર્મ અને નીતિનો લોપ થતો ગયો. આથી પ્રજાનું ધાર્મિક વલણ બદલાતાં ધર્મ અને નીતિમાં શિથિલતા આવતી ગઈ. ધાર્મિક કાર્યોમાં વપરાતા પૈસા વૈભવોમાં વપરાવા લાગ્યા. પૂણ્ય કાર્યો થતાં અટકયાં. આથી સમાજમાં પેઠેલા અધર્મી સડાઓ ઘર કરી બેઠા. પૂણ્યના પ્રવાહો બંધ થતાં સમાજના સડાઓ ધોવાતા બંધ થયા. યજ્ઞો બંધ થતાં દેવતાઓ અસંતુષ્ટ રહેવા લાગ્યા. આથી વરસાદ પણ બંધ થયો. વરસાદ બંધ થતાં અનાજ પાકવું, ઘાસચારો થવો અટકયો. આથી પશુ, પક્ષી માનવ વગેરે દુઃખી થવા લાગ્યાં.

જ્ઞાતિવરા બંધ થયા તેથી ગરીબને મળતું અન્ન બંધ થયું. કીડી, મંકોડી, કુતરાં અને કાગડા સંતોષાતા હતા તે પણ બંધ થયા. આથી દરેકની હાય દેવતાઓ સુધી પહોંચી. જ્ઞાતિવરા બંધ થતાં પૂણ્યના માર્ગો બંધ થયા.

પ્રાચીન સમયમાં જે જ્ઞાતિવરા અને ક્રિયાખર્ચ કરવામાં આવતાં હતાં, તે બધાં કોઇ પણ શુભ હેતુ

સિવાય કરવામાં આવતાં ન હતાં. જે ઉચ્ચ ભાવના હતી, તે ભાવનાનો ધીમે ધીમે લોપ થતો ચાલ્યો. સાપ ગયા અને લીસોટા રહ્યા. એ મુજબ ક્રિયાની શુભ ભાવના ચાલી ગઈ અને કાર્યો બાકી રહ્યાં. જે જે કાર્યો સમજ-પૂર્વક અને સાચી ધર્મભાવનાથી કરવામાં આવે, તે કાર્યો કરવામાં અનેરો આનંદ આવે છે, પણ જ્યારે ફરજ પાડી ઈચ્છા વિરૂદ્ધ કરાવવામાં આવે, ત્યારે એ દુઃખકર્તા નીવડે છે. માટે હમેશાં મનુષ્યે શક્તિ પ્રમાણે વર્તવું. માણસમાં ચાર ગાઉ ચાલવાની શક્તિ ના હોય અને ચોવીસ માઇલ ચાલવાની કોઈ તેને ફરજ પાડે, તો શું પરિણામ આવે? ચાલનાર મરે નહિ પણ માંદો તો પડેજ. માટે તમારામાં જેટલી શક્તિ હોય તેટલો બોજો તમારે ઉઠાવવો જોઈએ. તમારી શક્તિ પ્રમાણે તમારે દાન કરવું જોઈએ. શક્તિ પ્રમાણે જ્ઞાતિવરા કે ક્રિયાખર્ચ કરવાં જોઈએ. તમારી સ્થિતિના પ્રમાણમાં તમારે ખર્ચ કરવું જોઈએ. સમાજમાં ખોટી આબરૂ મેળવવાની ઈચ્છાથી અથવા સમાજ વાહવાહ કહે, તેની ખાતર તમે કરજે રૂપીઆ લાવી, કદાપિ વરા કરશો નહિ, પણ તમારી સંપત પ્રમાણે 'ફૂલ નહિ ને ફૂલની પાંખડી' એટલું તો જરૂર કરજો. એનાથી મરનારના આત્માને સંતોષ થાય છે.

કળિના પ્રભાવથી એ શુભ આશયો નાશ પામવા લાગ્યા છે. સાધન સંપન્ન મનુષ્યો પણ ધાર્મિક ક્રિયાકાંડો કરતા બંધ થયા છે. ધનના લોભે તેમની ધર્મ ભાવના પર પાણી ફેરવ્યું છે. જ્ઞાતિવરા બંધ થતાં

જે જે પ્રાણીઓને પોષણ મળતું તે હવે તદ્દન બંધ થઈ ગયું છે. આથી બધાં પ્રાણીઓએ ધર્મરાજા પાસે જઈ નીચે મુજબ ફરિયાદ કરી.

કાગઋષિઃ—મહારાજ! જો અમે અમારો હિસ્સો જતો કરીએ તો અમારે પસ્તાવું પડે. અમોને અમારૂં બ્રહ્મપદ શાથી મળે તે અમે અમારી બ્રહ્મવિદ્યાથી જાણીએ છીએ. જ્યાં સુધી અમારૂં નિશાન યજ્ઞમાં છે, ત્યાંસુધી અમારી વાસના ગઈ નથી. તેને લઇને અમને બ્રહ્મપદ મળે એ અમારી અરજ છે. કોઈપણ વરામાં કોઇ પણ સ્થળે ગમે તેવું અનાજ ઢાંકેલું હોય છતાં જ્ઞાતિના માણસો અને બ્રાહ્મણો જમે તે પહેલાં એ અબોટ અન્ન અમે લીધા વગર રહેતા નથી. લાડુની ટોપલી ગમે તેવી ઢાંકેલી હોય, છતાં ઝડપ મારી તેમાંથી અમે અમારો હિસ્સો જમતા પહેલાં લીધા સિવાય છોડતા નથી. એ અમારો બ્રાહ્મણ ઉપરનો દ્વેષ છે. તે દ્વેષ હજુ અમે સાચવીએ છીએ. માટે હે કૃપા નિધાન! આ અમારી ફરિયાદ છે કે અમને અમારૂં પાછું મળે.

કીડીઃ—મહારાજ! અમારી વસ્તી એટલી વધી ગઈ છે કે પૃથ્વીના એક ભાગમાં અન્ય આત્માઓ રહે છે અને બીજા ભાગમાં અમે (કીડી, મંકોડી) રહીએ છીએ. અમારી વસ્તી એટલી બધી વધી ગઇ છે કે હવે અમારે રહેવું ક્યાં? અમે તો આખી પૃથ્વીને અંદરથી પોલી કરી નાખી છે. છતાં અમે એ બધા ભાગોમાં સમાઈ શકતાં નથી, માટે તમે અમારો સંહાર કરો. સંહાર કરશો એટલે તમારે

અમને બીજી યોનિમાં જન્મ આપવો પડશે. એટલા માટે પ્રભુએ પોતે જ મનુષ્ય તેમજ અન્ય પ્રાણીઓમાં સુક્ષ્મ અંશે વસીને સર્વ ઉચ્ચ આત્મા અને તેમનાથી હલકી કોટિના આત્માઓના રક્ષણાર્થે અનેક બોધપાઠો આપી, તેમની ઉન્નતિ સાધવાના અનેક માર્ગો દર્શાવ્યા છે. છતાં અજ્ઞાનતામાં અંધ બનેલા માનવીએ તેનો ત્યાગ કર્યો છે, ત્યારથી તે દુઃખી છે.

ક્ષુધા અને તૃષા મટાડવાનાં સાધનો છે. તે સાધનો ઈશ્વરે મનુષ્ય એકલાના પોષણ અર્થે નથી આપ્યાં, પણ ઇશ્વરે એ સાધનો અન્ય હલકી કોટિના આત્માઓના પોષણને અર્થે તેમને આપ્યાં છે. પણ મનુષ્યોએ તો તેનો ઉપયોગ પોતાના હિતને માટે જ કર્યો. આથી ઇશ્વર તેમની સ્વાર્થવૃત્તિ બરાબર સમજી ગયો છે. જ્યારથી મનુષ્યે યજ્ઞયાગ કરવા બંધ કર્યા ત્યારથી ઈશ્વરે વરસાદ મોકલવો બંધ કર્યો. વરસાદ બંધ થતાં અનાજ પાકતું બંધ થયું. અનાજ ઓછું થતાં મનુષ્ય તેમજ અન્ય પ્રાણીઓ દુઃખી થવા લાગ્યાં. જ્યારથી મનુષ્યો વરા કરતા અટકયા છે ત્યારથી અમને પોષણ મળતું બંધ થયું છે. આ અમારી અરજ છે.

શ્વાનઃ—કૃપાનિધાન! દુખીઆના બેલી! આજ સુધી હરેક સ્થળે વરા થતા, પણ સ્વાર્થી અને અશ્રદ્ધાળુ મનુષ્યોએ તેમ કરવું બંધ કર્યું છે. આથી અમને વર્ષમાં કોઈ કોઇ વખત સ્વાદિષ્ટ ભોજન સામગ્રી મળતી હતી તે બંધ થઇ ગઈ છે. ખાવાને સુકા રોટલાના ટુકડા તેમજ

બેચાર દિવસનું વાસી અન્ન અમને થોડા પ્રમાણમાં મને કે કમને લોકો આપે છે. તમારા તરફથી અમારા માટે અપાયેલા અન્નનો થોડો ઘણો હિસ્સો પણ અમને મળતો નથી. જેથી અમારા નિઃસાસા એમને લાગે છે અને તેઓ દુઃખી થાય છે. અમે ભલે અન્ન વિના મરી જઈએ, કારણ કે અમારી આ છેલ્લી યોનિ છે. એ યોનિ અમે જેટલી વહેલી પસાર કરી જઇએ એટલો અમને ફાયદો છે. સાથે સાથે અમે તમને વિનંતિ કરીએ છીએ કે મનુષ્યો અન્ન વિના દુઃખી થાય, એવું અમે ઈચ્છીએ છીએ.

વળી કીડી મંકોડીઓ ધર્મરાજાને ફરી કહેવા લાગી, કે હે કૃપાનિધાન! અમારે પણ જલદી મરી જવાની જરૂર છે. અમારી સંખ્યા પૃથ્વી પરથી ઓછી થાય તો સારૂં. જ્યારે જ્ઞાતિવરા થતા ત્યારે અમને મોક્ષ મળતો હતો, પણ જ્યારથી જ્ઞાતિવરા બંધ થયા છે, ત્યારથી અમને મોક્ષ મળતો બંધ થઇ ગયો છે.

ધર્મરાજાઃ—કીડી મંકોડીબાઇ! જ્ઞાતિવરાથી તમારો મોક્ષ થાય એ બાબત તમે શી રીતે જાણી?

કીડી મંકોડીઃ—ધર્મરાય! જગતમાં મોટામાં મોટો દેવ અન્નદેવ છે. દેવના સહવાસમાં અથવા દેવની સાથે જેનું મૃત્યુ થાય તેનો મોક્ષ થાય છે. એ આધારે જ્યારે જ્ઞાતિવરા થતા ત્યારે અન્ન બધે વેરાતું, તે અન્ન અમે આનંદથી ખાતાં. તે વખતે અનેક મનુષ્યના પગ તળે અમે કચરાઇને મરી જતાં. મરતી વખતે અમે જ્ઞાતિવરા કરનારને આશીર્વાદ

આપતાં કે, 'છે તેના કરતાં તારે ત્યાં બમણું થાવ'. જ્ઞાતિવરાથી અમારા એકલાંના જ આશીર્વાદ મળતા એટલું જ નહિ પણ લુલાં, લંગડાં, આંધળાં, પાંગળાં વગેરેના પણ આશીર્વાદ મળતા. પણ જ્યારથી જ્ઞાતિવરા થતા બંધ થયા છે, ત્યારથી સર્વ મનુષ્યો દુઃખી થતાં જણાય છે.

આથી દેવોએ વિચાર કર્યો કે મનુષ્યો ભલે પોતાના સર્વનાશનું બી પોતાને હાથે વાવતા અને દુઃખી થતા. ધર્મ કરતા ધન ખૂટતું નથી, પણ બમણું થાય છે. ધર્મ કરનાર સુખી થશે.

બ્રાહ્મણ પુત્રઃ—દેવતાઓ શી રીતે તૃપ્ત થાય ?

નર્મદા મૈયાઃ—બ્રહ્માના મુખસમા બ્રાહ્મણોનો તિરસ્કાર કરવાથીજ સમાજ દુઃખી થવા લાગ્યો છે. બ્રાહ્મણોને જમાડી તૃપ્ત કરવા એ બ્રહ્માને તૃપ્ત કરવા બરોબર છે. પણ સામાજિક સડા અને અજ્ઞાનતાને લીધે પ્રતિદિન બ્રાહ્મણો પોતાના આચાર વિચારથી ભ્રષ્ટ થવા લાગ્યા. આથી બ્રાહ્મણોની પ્રતિષ્ઠા ઘટવા લાગી. આમ થવાથી સમાજે તેમની સેવા કરવી છોડી દીધી. સેવ્ય સેવકો બન્યા અને સેવકો સેવ્ય બન્યા. સમાજમાં અનેક સાધુઓ બનવા લાગ્યા, કારણ કે લોકોની વૃત્તિ બદલાઈ ગઈ. વૃત્તિ બદલાતાંની સાથે પેટ ભરવા માટે અનેક ઢોંગ ધતીંગ સમાજમાં પેસવા લાગ્યાં. આથી અનેક ઢોંગી ધુતારા, સાધુ સંન્યાસી બન્યા. સમાજની અજ્ઞાનતાનો દુરુપયોગ કરવાની ઉત્તમ તકનો તેમણે લાભ લીધો.

સમાજ તેમની તરફ આકર્ષાયો. પણ તેમનું પોલ કયાં સુધી ચાલે ? ધીમે ધીમે તેમનું પોલ ખૂલતાં સમાજમાંનું અગ્રસ્થાન તેમણે ગુમાવ્યું.

બ્રાહ્મણ બાળયોગીઃ—જગતમાં ધાર્મિક મનુષ્યો કેમ જણાતા નથી ?

નર્મદાઃ—સમાજના ભોમિયારૂપ ગણાતા બ્રાહ્મણો ધર્મ ભ્રષ્ટ અને કર્મ ભ્રષ્ટ થયા. જયાં કર્મ નથી, ત્યાં ધર્મ હોયજ શાનો ? કર્મ અને ધર્મથી બ્રાહ્મણો ભ્રષ્ટ થયા. તેઓ વિષયવાસનામાં રચ્યા પચ્યા રહેવા લાગ્યા. ઈશ્વર પ્રાપ્તિને બદલે કામિની કાંચનની પ્રાપ્તિ અર્થે અનેક નીચ ધંધાઓ તેઓ કરવા લાગ્યા. આથી બંને રીતે તેઓ ભ્રષ્ટ બન્યા. પછી બીજી જ્ઞાતિનું તો કહેવું જ શું ? સમાજના આગળ પડતા મનુષ્યો જે રસ્તો લે, તે રસ્તે અન્ય અજ્ઞાન સમાજ ગાડરીઆ પ્રવાહની પેઠે દોરાય, એ પૂર્વકાળની રીતિ છે.

મોટાઓનું અંધ અનુકરણ કરવાથી જ જગતમાં સડાઓ પેઠા. સડાઓની સાથેજ ધર્મનો લોપ થયો. ધાર્મિક પુસ્તકોનું વાચન, મનન અને નિદિધ્યાસન બંધ થયું. પુસ્તકોના વાચનને બદલે તેમની પૂજા કરવી શરૂ થઈ. આથી સત્યજ્ઞાનની શોધ બંધ થઇ. ધર્મને નામે દેવમંદિરોમાં, યાત્રાધામોમાં અને અન્ય પવિત્ર સ્થાનોમાં અનાચાર, અત્યાચાર અને છળકપટ થવા લાગ્યાં. આથી જ્ઞાની લોકોનો દેવમંદિરો અને યાત્રાધામો તરફનો કુદરતી પ્રેમ ઘટતો ગયો.

ધાર્મિક ચર્ચાઓ અને આખ્યાનોનું સ્થાન હોટલો અને સિનેમાગૃહોએ લેવા માંડયું. ધાર્મિક પુસ્તકના વાંચનને બદલે દૈનિક પત્રોનું વાચન શરૂ થયું. દેવમંદિરમાં દેવદર્શને જવાનું સ્થાન નાટક સિનેમા અને હોટેલોએ લીધું. આથી ધર્મમાં શિથિલતા આવી. પવિત્રતાનું નામ નિશાન રહ્યું નહિ. પવિત્રતાનો નાશ થતાં ભ્રષ્ટાચાર દાખલ થયો. ભ્રષ્ટાચારથી ધર્મનો લોપ થયો. ધર્મની સાથે લક્ષ્મીનો લોપ થયો. ધર્મના લોપની સાથે સર્વ વસ્તુનો નાશ થયા વિના રહેતો નથી. ધર્મનો નાશ થયો હોય, તેવા સ્થળે ધાર્મિક મનુષ્યો જડે ખરા કે? બેટા! કળિયુગ તો સ્વપ્નવત્ ચાલ્યો જશે, માટે તારે અકળાવું નહિ.

બ્રાહ્મણ બાળયોગી:—કળિયુગ તો લાંબા આયુષ્યવાળો છે, તો સ્વપ્નવત્ શી રીતે ચાલ્યો જશે તે સમજાવો.

નર્મદા મૈયા:—બેટા! શાન્તિ રાખ. જો મનુષ્ય કળિયુગના સમયમાં ધર્મનો આશ્રય લઈ ચાલશે, તો તે સુખી થશે. ધર્મને બદલે અધર્મનો રસ્તો લેશે, તો પાપના પૂંજ થશે. પાપના પૂંજ થતાં આયુષ્ય ઘટશે. આમ થવાથી અનેક વખત જન્મ મરણનું દુઃખ તેને સહન કરવું પડશે કળિયુગ તો અધર્મનો રાજા છે, આથી મનુષ્યો અધર્મ તરફ વધારે વળે છે. અધર્મનું શું પરિણામ આવે છે, તેનું એક દૃષ્ટાંત હું તને કહું, તે તું ધ્યાનથી સાંભળ.

એક નગર હતું. તેમાં એક ધનાઢય શેઠ રહેતો હતો. તે સર્વ રીતે સુખી હતો. ધનદોલત એટલી બધી હતી કે

જેથી શેઠને મરણ સમયે ચિંતા થવા લાગી; કારણ કે શેઠને એકજ નાનો અણસમજુ પુત્ર હતો. આથી આખા ઘરનું સુકાન તેના હાથમાં સોંપવું એ અયોગ્ય લાગવાથી તેમની ચિંતામાં વધારો થવા લાગ્યો. દિવસે દિવસે શેઠની સ્થિતિ ખરાબ થવા લાગી. આથી એક દિવસ શેઠે પોતાના પુત્રને પોતાની મરણ પથારી પાસે બોલાવી કહ્યું, બેટા! ઈશ્વર કૃપાથી આપણી પાસે ઘણું ધન છે, પણ જો વિવેકથી વાપરીશ તો જિંદગી સુધી ખૂટશે નહિ. શિખામણ આપ્યા પછી થોડા દિવસે શેઠ ગુજરી ગયા. પુત્રે પિતાનું સારી રીતે ક્રિયાખર્ચ કર્યું. પુત્ર દિવસે દિવસે મોટો થવા લાગ્યો. ઉંમરની સાથે સાથે મિત્રો પણ વધ્યા. મિત્રો હલકી કોટિના હતા. સોબત તેવી અસર એ સૂત્ર મુજબ એનામાં દુર્ગુણોનું બીજારોપણ થયું. દિવસે દિવસે એ બીજને પોષણ મળતાં તે વૃદ્ધિ પામ્યું. એનાં કડવાં ફળ એને ચાખવાં પડયાં. દિવસે દિવસે અનેક નીચ ધંધાઓમાં, નાટારંગમાં અને મિત્રોને ખુશ કરવામાં એના ધનનો વ્યય થવા લાગ્યો. સટ્ટામાં લાખો રૂપીઆનું પાણી થવા માંડયું, છતાં એની આંખ ઉઘડી નહિ. આખરે એને ઘરબાર વેચવાનો સમય આવ્યો. વિવેક વગરના વેપારમાં પાપ થાય છે. પાપ વધતાં લક્ષ્મીનો નાશ થાય છે, તે પ્રમાણે એનું બન્યું. ઘરબાર વેચવાથી એના કાકતાલીય મિત્રો નાસી ગયા. એને ટુકડા રોટલા માટે ઘેર ઘેર ભટકવાનો વખત આવ્યો, ત્યારે એને કરેલાં કર્મો માટે પશ્ચાતાપ થયો. કહેવાનું તાત્પર્ય એ છે, કે ગમે તેટલું ધન હોય, પણ જો તે ધનને વિવેકપૂર્વક વાપરવામાં ન આવે તો તે જલદી ખૂટી જાય છે. તેમ

આયુષ્યનું પણ તું જાણ. જ્યારથી સમાજમાં અનેક કુરિવાજ, કુરૂઢિયો, અનાચાર, અત્યાચાર, ભ્રષ્ટાચાર વગેરેથી પાપના પૂંજ વધવા લાગ્યા છે, ત્યારથી આયુષ્ય ઘટયાં અને સમાજમાં સડો પેઠો. બેટા! શેઠની લક્ષ્મી સ્વપ્નવત્ ચાલી ગઈ તેમ કળિયુગનું પણ જાણ.

બ્રાહ્મણ બાળયોગીઃ—મૈયા! બ્રાહ્મણોના ડૂબતા વહાણને તારવાનો કોઈ ઉપાય હોય તો કૃપા કરી મને બતાવો.

નર્મદામૈયાઃ—બેટા! વેદાધ્યયનદ્વારા સત્જ્ઞાન પ્રાપ્ત કરી, સાચો ગૃહસ્થાશ્રમી બની, સેવા અને સત્કર્મોથી જગતને સાચું જીવન જીવવાનો આદર્શ તેમની સામે રજુ કરી, તેમને તેમ કરવા પ્રેરણા કર.

---

# અધ્યાય ૧૫ મો.



બ્રાહ્મણુ બાળયોગીઃ—મૈયા! આપનું કહેવું યથાર્થ છે, પણુ મારે ગૃહસ્થાશ્રમી બનવું નથી, કારણુ કે આ યુગમાં બ્રહ્મક્ષેત્ર અને બ્રહ્મબીજ પલટાયેલી કોઈ બાળા સાથે મારે પાનું પડે તો બ્રહ્મબીજ અપવિત્ર બને, અને અપવિત્ર બનતાં મારે સર્વનાશનું બી વાવવા જેવું બને. માટે મને કૃપા કરી એ માર્ગ બતાવશો નહિ.

નર્મદામૈયાઃ—બેટા! બ્રહ્મક્ષેત્ર અપવિત્ર બન્યું છે, એમ તું માનીશ નહિ. કારણ કે અપવિત્ર વસ્તુને પવિત્ર બનાવનાર ઈશ્વરનું નામ છે. જપથી સર્વ પાપ બળી જાય છે. એનું એક દૃષ્ટાંત તને કહું તે તું ધ્યાનપૂર્વક સાંભળ.

એક પવિત્ર નગરમાં એક બ્રાહ્મણુ રહેતો હતો. તે સર્વ વાતે સુખી હતો, પણુ સંતાન તરફનું તેને દુઃખ હતું. બ્રાહ્મણુ ભણેલો ગણેલો હતો અને જ્યોતિષ વિદ્યામાં પ્રવિણુ હતો. સ્ત્રી પણુ સુશીલ હતી. આખા નગરમાં તે જોષીના નામથી પ્રખ્યાત હતો. બંને પોતાનો સમય ઈશ્વર ચિંતનમાં વ્યતિત કરતાં હતાં. બ્રાહ્મણુની ઉંમર ૬૦ વરસની થવા આવી હતી, છતાં કંઈ સંતાન ન હતું, પણુ ઇશ્વર

કૃપાથી ૭૦ વરસની ઉંમરે તેમને એક સંતાન પ્રાપ્ત થયું. જોષીએ જોષ જોઈ બાળકનું ભવિષ્ય ભાખ્યું, કે તે પંદર વરસનો થતાં મૃત્યુ પામશે. આ વાત જોષીએ પોતાની સ્ત્રીને પણ કરી નહિં, કારણ કે સ્ત્રી સ્વભાવ કજીયાનું ઘર હોય છે. બ્રાહ્મણને ચિંતા થવા લાગી, કે હવે મારે શું કરવું ? વૃદ્ધાવસ્થા અને ચિંતાથી તેનું શરીર નબળું પડવા લાગ્યું.

પુત્ર દિવસે દિવસે મોટો થતો ગયો. તે સર્વગુણ સંપન્ન હતો. તે પાંચ વરસનો થતાં પિતાએ તેને યજ્ઞોપવિત સંસ્કાર કરી, ગુરુને ઘેર વિદ્યા ભણવા મોકલ્યો. પાંચ વરસમાં તો તે પોતાની આવડત અને સદ્‌ગુણોદ્વારા પોતાના ગુરૂની કૃપાનું પાત્ર બન્યો. દસ વરસનો થતાં તેણે ગુરૂકૃપાથી ઘણી વિદ્યા પ્રાપ્ત કરી. પિતાએ પુત્રને દીર્ઘાયુષી બનાવવાના અનેક પ્રયત્નો કરવા માંડયા. પુત્ર દસ વરસનો થતાં તેના સદ્‌ગુણોની કીર્તિ ચોતરફ ફેલાવા લાગી. અનેક બ્રાહ્મણો તેનું માગું કરવા આવવા લાગ્યા. આથી પિતાને વધારે ચિંતા થવા લાગી. પુત્રનાં ઘણાં માગાં આવ્યાં, છતાં પિતાએ તે સ્વીકાર્યાં નહિ, કારણ કે પિતા તેના આયુષ્યથી માહિતગાર હતા. કોઈની પુત્રી વિધવા બને, તે પિતાને યોગ્ય લાગ્યું નહિ, આથી પિતાએ બધાં માગાંનો અસ્વીકાર કર્યો. પુત્ર દિવસે દિવસે મોટો થતો ગયો. તેની ઉંમર પંદર વરસની થવા આવી હતી.

વૃદ્ધ બ્રાહ્મણ સ્ત્રીની આજ્ઞા લઈ, પરદેશ કમાવા ગયો. જતા પહેલાં સ્ત્રીને ઘર સંબંધી યોગ્ય સૂચનાઓ આપી

અને કહ્યું, કે મારા આવ્યા સિવાય પુત્રના વેવિશાળ સંબંધી કંઈ કરશો નહિ. આમ સૂચના કર્યા પછીથી તે વિદાય થયો.

મુસાફરીમાં તાપ અને ઉંમરના અતિપણાથી વૃદ્ધ બ્રાહ્મણ થાકી ગયો હતો. તેને તરસ પણ ખૂબ લાગી હતી. આથી તે એક ગામની ભાગોળે કુવા પર પાણી પીવા ગયો. તેણે પાણી પીધું અને આરામ લેવા એક વૃક્ષ નીચે બેઠો. એવામાં નજીકના ગામમાંથી બે યુવાન બાળાઓ પાણી ભરવા માટે તે કુવા પર આવી. બંને સહિયરો પોતાના ભાવિ પતિ સંબંધી ચર્ચા કરતી કરતી પાણી સીંચતી હતી. બે પૈકી એક બ્રાહ્મણ બાળા હતી તે બોલી, બ્હેન! તારા પતિને હવે આરામ થયો હશે? સાથેની સુથારની બાળા બોલી, બ્હેન! ઇશ્વરની ઈચ્છા હશે તેમ થશે. આપણું એમાં શું ચાલે? આ સાંભળી બ્રાહ્મણબાળા બોલી, બ્હેન સાવિત્રી જેવીએ યમરાજા પાસેથી પોતાના પતિને પાછો મેળવ્યો હતો. આપણે પણ તેજ કોટિની કેમ ન બની શકીએ? આપણામાં પણ સ્ત્રીશક્તિ છે, માટે આપણે પણ આ શક્તિનો ઉપયોગ કરી ઉત્તમપદ મેળવવું જોઇએ. આ સાંભળી સુથારબાળા બોલી, બ્હેન! આપણાથી એમાંનું કંઇજ થઈ શકે નહિ. ઇંદ્રનું ઇંદ્રાસન ડોલાવવાની આપણામાં શક્તિ છે? બ્રાહ્મણ બાળાને રીસ ચઢતાં તે બોલી, બેન! તો પછી રોગગ્રસ્ત પતિને રોગ મુક્ત કરવા એ કંઇ નાના બાળકના ખેલ છે? આ ચર્ચા ચાલતી હતી. તે પેલા બ્રાહ્મણે સાંભળી. બ્રાહ્મણબાળાના શબ્દોથી વૃદ્ધ

બ્રાહ્મણનો થાક અને ભૂખ મટી ગયાં. તરતજ તે ઉભો થયો અને પેલી બાળાઓની પૂઠે પૂઠે તે ચાલવા લાગ્યો. તે બધાં ઘેર પહોંચ્યાં. બ્રાહ્મણ પણ બ્રાહ્મણબાળાની પાછળ ગયો.

બ્રાહ્મણબાળાના ઘરની નજીક એક વિશાળ ચોક હતો. તે ચોકના ઓટલાના એક ખુણા પર જઇને આરામથી બેઠો બેઠો તે પુત્રના વેવિશાળ માટે પેરવી કરવા લાગ્યો. બપોર થવા આવ્યા હતા. ભૂખ અને થાકની પીડાએ વૃદ્ધ બ્રાહ્મણને વધારે દુઃખી બનાવ્યો. વિચાર વમળમાં ગોથાં ખાતાં ખાતાં તે વિચાર સાગરમાં ઘણે દૂર નીકળી ગયો. એવામાં બ્રાહ્મણ બાળાનો વૃદ્ધ પિતા આવ્યો. વૃદ્ધ હાથ પગ ધોઈ જમવાની તૈયારી કરતો હતો તેવામાં તેની નજર પેલા ઓટલા પર બેસી વિચાર સાગરમાં ગોથાં ખાતા વૃદ્ધ બ્રાહ્મણ પર પડી. તેણે વૃદ્ધ બ્રાહ્મણને પૂછયું કે આપ કોણ છો? અને કયાંથી આવ્યા છો? મુસાફર બ્રાહ્મણે કહ્યું, કે હું પરદેશી બ્રાહ્મણ છું, અને પરદેશ કમાવા ગયો હતો, ત્યાંથી હું મારા વતન તરફ જવા ઇચ્છા રાખું છું. વતન અહીંથી દૂર છે, તાપનો સમય છે. ભૂખ, થાક અને વૃદ્ધાવસ્થાની પીડાથી આરામ લેવા અહીં આવી બેઠો છું. આ સાંભળી વૃદ્ધે પેલા મુસાફર બ્રાહ્મણને બોલાવી અતિથિ સત્કાર કર્યો. ભોજન સામગ્રી તૈયાર કરાવી બ્રાહ્મણને જમાડયો. જમતાં જમતાં બંનેએ સુખદુઃખની વાતો કરી દુઃખનો ભાર ઓછો કરવા પ્રયત્ન કર્યો. સંતાન સંબંધી પણ વાતચીત કરી. મુસાફર બ્રાહ્મણને

એક પુત્ર હતો, અને પેલા વૃદ્ધ બ્રાહ્મણને એક પુત્રી હતી. વાતચીતમાં બંનેનાં માબાપોને ઘણો આનંદ થયો.

એક બીજાની સાથે સગપણની સ્નેહગાંઠથી જોડાય એવી તેમના મનમાં ઇચ્છા થઈ. પુત્રીની માતાને પણ ખૂબ સંતોષ થયો. બ્રાહ્મણને બેચાર દિવસ સુધી ઘેર રાખ્યો સારી રીતે તેમણે અતિથિ સત્કાર કરી તેને સંતોષ આપ્યો. બ્રાહ્મણે ઘેર જવાની તૈયારી કરી. જવાની રજા માગી પણ ચતુર બ્રાહ્મણીએ આગ્રહ કરી એકાદ દિવસ વધારે રોકાવાને વિનંતિ કરી. વિનંતિને માન આપી બ્રાહ્મણ એક દિવસ વધારે રોકાયો.

બીજે દિવસે પેલા બ્રાહ્મણે પોતાની પુત્રીની સંમતિ લઈ મુસાફર બ્રાહ્મણના પુત્ર સાથે વેવિશાળ માટે વાતચીત કરી. પ્રથમ પેલા મુસાફર બ્રાહ્મણે આનાકાની કરી પણ આખરે અતિ આગ્રહને વશ થઈ તેણે હસતે મોંએ તેમનું માગું સ્વીકાર્યું. વેવિશાળ સંબંધી વાટાઘાટ કરી મુસાફર બ્રાહ્મણ હરખાતો હરખાતો તેમની રજા લઈ ઘર તરફ જવા નીકળ્યો. પેલા બ્રાહ્મણને તો હરખનો પાર જ ન હતો.

લાંબી મુસાફરી હોવાથી દસ પંદર દિવસે તે ઘેર પહોંચ્યો. બ્રાહ્મણ સ્ત્રી સ્વામિને જોઈ, હર્ષઘેલી દોડતી આવી અને નમસ્કાર કરી તેમને કુશળ પૂછ્યા. કુશળ સાંભળી તેને હર્ષાશ્રુ આવ્યાં. પોતાના પતિને નાહવા ધોવા માટે પાણી આપી, રસોઈ તૈયાર કરી ખૂબ આગ્રહથી જમાડયા.

જમતાં જમતાં બ્રાહ્મણે પુત્રના વેવિશાળ સંબંધી થયેલી વાતચીત કહી. આથી તો બ્રાહ્મણી સ્રીના હરખનો પાર ન રહ્યો.

મુસાફર બ્રાહ્મણને વિદાય કર્યા પછી બ્રાહ્મણબાળા બેઠી બેઠી વિચાર કરવા લાગી, કે મુસાફર બ્રાહ્મણે જરૂર કુવા પરની વાતચીત સાંભળી હશે. તેનું આ પરિણામ આવ્યું હોય એમ લાગે છે. મારા સંસ્કારોએ જ કદાચ મને એ બુદ્ધિ તો નહિ સુઝાડી હોય? હશે, નારાયણની ઇચ્છા. ભાવિના ગર્ભમાં શું લખાયું હશે તે તો ઈશ્વર જાણે. બનવાકાળ આગળ કોઈનું ચાલતું નથી. ભાવિ કોઇથી મિથ્યા થનાર નથી. આમ વિચાર કરતી કરતી બ્રાહ્મણબાળા નિંદ્રાદેવીને આધીન થઇ. જાગૃત થતાંજ પાછી વિચાર સૃષ્ટિમાં તે રમણ કરવા લાગી.

લગ્નતિથિ નજીક આવતી હોવાથી બંને સ્થળે ધામધૂમ મચી રહી હતી. છતાં બ્રાહ્મણબાળાના મનમાં અનેક તરંગો આવતા અને સમાઇ જતા. ભાવિદુઃખના સૂચનથી તે ગભરાતી. બીજી બાજુ લગ્ન મંડપ બંધાયા, ચોઘડીયાં અને શરણાઈના સૂર સંભળાવા લાગ્યા. હસ્ત-મેળાપની ઘડી જેમ જેમ પાસે આવતી ગઇ તેમ તેમ તેનું હૃદય વધારે ધડકવા લાગ્યું. લગ્નવિધિ પૂર્ણ થઈ છતાં બાળાના મુખ પર આનંદની આછી રેખા સરખી પણ જણાઈ નહિ. શોક અને દુઃખથી હૃદય ભરાઈ આવ્યું. મુખ પર અકુદરતી હાસ્ય લાવી બાળાએ પોતાના હૃદયમાં આનંદ છે એવો દેખાવ કરવાનો ખોટો પ્રયત્ન કર્યો. ધડકતે

હૃદયે બાળાએ ગોત્ર પૂજા કરી. પૂજા કરતાં કરતાં ઇશ્વરી સંકેત મુજબ બાળાને પોતાના પતિના ભાવિમાં શું શું બનવાનું છે, તેની ખબર પડી. ખબર પડતાંજ તે ત્યાંથી વિદાય થઈ, એક એકાંત જગ્યાએ જઇ બેઠી. ભાવિ દુઃખોમાંથી મુક્ત થવાના માર્ગો શોધવામાં તે તલ્લીન થઇ ગઇ. વિચારોમાં તે પોતાના શરીરનું પણ ભાન ભૂલી ગઈ. જાણે કોઇ દેવી સમાધિમાં મગ્ન થઈ બેઠી હોય તેમ તે દેખાવા લાગી. વિચારમાંથી મુક્ત થતાં તે સફાળી ઉભી થઇ, પોતાના સસરા પાસે જઇ નમન કરી બનવાની સર્વ હકીકત તેમને કહી અને તેમાંથી બચવાના બધા માર્ગો પણ તેણે બતાવ્યા. છેવટે તેણે કહ્યું, કે જ્યારે તમારા દીકરાને તાવ આવે ત્યારેજ મને તેડજો.

બીજે દિવસે જાનને વિદાય કરી બાળા સહિત તેના કુટુંબનાં સર્વ માણસો ઘેર આવ્યાં.

એક માસ આનંદમાં ને આનંદમાં પસાર થઇ ગયો. જેમ જેમ દિવસો પસાર થતા ગયા તેમ તેમ બાળાનું ઉગ્ર તપ વધવા લાગ્યું. અન્ન, જળનો ત્યાગ કરી પતિની સાચા હૃદયથી તે ભક્તિ કરવા લાગી.

બાળાએ માતાપિતા પાસે એકાંત ઓરડીની માગણી કરી. માતાપિતાએ પુત્રીની ઇચ્છાને વશ થઈ એક ઓરડી બનાવી આપી. બાળાએ ગોમૂત્ર અને છાણથી ઓરડીને લીંપી સુંદર બનાવી. તેમાં તે એકચિત્તે ઇશ્વર ધ્યાન કરવા લાગી. પોતાને માટે માબાપ જરાએ ચિંતા ન રાખે એવી

તેમને સૂચના કરી. પોતાને જે જે સાધનો ભક્તિ માટે જોઈએ, તે બધાં સાધનો પુરાં પાડવાની માતાપિતા પાસે માગણી કરી. માબાપે પુત્રીની માગણીનો સ્વીકાર કરી, સર્વ સામગ્રી તેઓ પુરી પાડવા લાગ્યાં. બાળાએ ઉગ્ર તપ કરવા માંડયું. તપ કરતાં કરતાં બે માસ પસાર થઈ ગયા. ભક્તિ અને સંયમથી બાળાની સર્વ વૃત્તિઓ સ્થિર થવા લાગી.

ત્રીજે માસે બાળાએ એકાગ્રચિત્તે પવનદેવનું ધ્યાન ધરવા માંડયું. શુદ્ધ અંતઃકરણની પ્રાર્થના પવનદેવે સાંભળી. માસના અંતભાગમાં પવનદેવ પ્રસન્ન થયા. સુંદર સ્વરૂપ ધારણ કરી પવનદેવે બાળાને દર્શન આપ્યાં અને વરદાન માગવા કહ્યું. બાળાએ ગદ્ગદ્ કંઠે પવનદેવને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા. બાળા હાથ જોડી તેમની સામે આવી ઉભી રહી ને બોલી, કૃપાળુ ! જ્યારે હું આપને બોલાવું ત્યારે જલદી આવશો, એટલુંજ હું આપની પાસે માગું છું. પવનદેવે ખુશી થઈ બાળાએ કરેલી માગણી સ્વીકારી. બાળાએ પવનદેવની પૂજા કરી તેમને વિદાય દીધી.

બીજે માસે અગ્નિદેવ, વરુણદેવ અને અન્નદેવની પ્રાર્થના કરી તેઓને પ્રસન્ન કરી વરદાન મેળવ્યાં. દેવો પ્રસન્ન થયા. તેઓ તેની સતોગુણી ભક્તિ માટે ધન્યવાદ આપી અંતર્ધ્યાન થયા.

તપ કરતાં કરતાં છ માસ વીતી ગયા. બાળાના કહેવા મુજબ પોતાના પતિને તાવ આવ્યો. એટલે પોતાના

સસરાએ તેને તેડું મોકલ્યું. બાળા સાસરે ગઇ. સ્વામિના શયનખંડમાં જઇ સઘળી હકીકત તેણે જાણી લીધી. તેણે શયનખંડની અંદરની સર્વ વસ્તુઓ દૂર કરાવી ગોમૂત્ર અને છાણથી લીંપી તેને સ્વચ્છ અને પવિત્ર બનાવ્યો. ઘીનો દીવો સળગાવી એકચિત્તે હાથમાં માળા લઇ તેણે પવનદેવનું સ્મરણ કરવા માંડ્યું. સ્મરણ થતાં દેવનું આગમન થયું. દેવે કહ્યું, બેટા! મને બોલાવવાનું કારણ શું તે તું મને જણાવ. આ સાંભળી બાળા બોલી, મહારાજ! આજની રાત તમને મારા સ્વામીનું રક્ષણ કરવાનું કાર્ય સોંપું છું. કાલે રાતના સાત વાગે એટલે મને મારો સ્વામી પાછો સોંપજો. વાયુદેવે બાળાની માગણીનો સ્વીકાર કર્યો.

વાયુદેવે ચોકી કરવાનું કામ માથે લીધું. રાતના બાર થવા આવ્યા એટલે યમરાજાના દૂતો બ્રાહ્મણ પુત્રને લેવા આવ્યા. દૂતોને વાયુદેવે પૂછયું, કે આપ કોણ છો અને શા માટે આવ્યા છો? આ સાંભળી દૂતો બોલ્યા, મહારાજ! અમે યમરાજાના દૂતો છીએ. આ બ્રાહ્મણ પુત્રને લેવા માટે અમારા મહારાજાએ અમને આજ્ઞા કરી છે, એટલે તેને લેવા આવ્યા છીએ. દૂતોનું આ વચન સાંભળી વાયુદેવે જવાબ આપ્યો, કે હે દૂતો! તમે એ બ્રાહ્મણ પુત્રને તમારા રાજા પાસે નહિ લઈ જઈ શકો. કારણ કે એ મારા આશ્રમ નીચે છે, માટે તમે પાછા જાઓ. આ સાંભળી દૂતો ગભરાયા અને ત્યાંથી વિદાય થયા. વાયુદેવનો સમય પુરો થતાં વાયુદેવે બાળાનો સ્વામી તેને સહીસલામત સોંપ્યો.

દૂતોએ એ સ્થાને બનેલી સઘળી હકીકત યમરાજાને કહી. યમરાજાએ બીજે દીવસે જઈ અધુરૂં કાર્ય પુરૂં કરવાનો હુકમ કર્યો. હુકમનો અમલ કરવા યમદૂતો તૈયાર થયા અને બ્રાહ્મણ પુત્રના શયનખંડ નજીક આવીને જુએ છે, તો ત્યાં અગ્નિદેવને ચોકી કરતાં તેમણે જોયા. આથી ગભરાઇને તેઓ ત્યાંથી ચાલ્યા ગયા.

ત્રીજે દિવસે બાળાએ વરુણ દેવનું સ્મરણ કર્યું. સ્મરણ થતાંજ વરુણદેવ બાળાની સેવામાં હાજર થયા અને કહેવા લાગ્યા, બ્હેન! મારૂં સ્મરણ કરવાનું કારણ શું છે, તે તું મને જણાવ. બાળાએ સઘળી હકીકત વરુણ દેવને કહી. પછી દેવે કહ્યું, બ્હેન! તું જરાએ બીક રાખીશ નહિ. મારી ચોકી દરમ્યાન તારા સ્વામીનો કોઇ વાળ સરખો પણ વાંકો કરી શકનાર નથી. બાળાને આનંદ થયો. સ્વામીને વરુણદેવના આશ્રય નીચે સોંપી એકચિત્તે ઈશ્વરનું ધ્યાન તે કરવા લાગી. આવેલા યમદૂતો વરુણદેવને જોતાંજ પાછા ગયા. સમય પુરો થતાં વરુણદેવે બાળાને બોલાવી તેના સ્વામીને સોંપી ત્યાંથી વિદાય થયા.

ચોથા દિવસે અન્ન દેવનું સ્મરણ કર્યું. સ્મણુ થતાંજ અન્નદેવ પધાર્યા. બ્રાહ્મણ બાળાએ પોતાના સ્વામીનું રક્ષણ કરવાનું કાર્ય અન્નદેવને સોંપ્યું. અન્નદેવે તેનો સ્વીકાર કર્યો. રાત્રિના બાર વાગ્યા એટલે અકળાયેલા યમદૂતો આવ્યા. બ્રાહ્મણપુત્રના શયનખંડમાં જઇને જુએ છે, તો ત્યાં અન્નદેવને ચોકી કરતાં તેમણે જોયા. આ જોઇને દૂતોને નવાઈ લાગી.

ધડકતે હૃદયે દૂતો અન્નદેવ પાસે ગયા અને પ્રણામ કરી ઉભા રહ્યા અને બોલ્યા, કૃપાનિધાન! કૃપા કરી આ બ્રાહ્મણપુત્રને અમારી સાથે લઈ જવા દો, કારણ કે અમારા મહારાજાએ એને અમારી સાથે લઈ જવાની આજ્ઞા કરી છે. દૂતોનું આ વચન સાંભળી અન્નદેવ કોપાયમાન થયા અને તેમને ત્યાંથી તાત્કાલિક ચાલ્યા જવાને ફરમાવ્યું. અન્નદેવની આજ્ઞા થતાં જ તેઓ ત્યાંથી ચાલ્યા ગયા. તેમણે યમરાજા પાસે જઈને બનેલી સઘળી હકીકત કહી સંભળાવી. આ સાંભળી યમરાજા બ્રહ્મા પાસે ગયા. બ્રહ્માએ વિધાતાને બોલાવ્યાં અને બ્રાહ્મણપુત્રના આયુષ્ય સંબંધી પૂછપરછ કરી. વિધાતાએ આવી બ્રહ્માને સર્વ બીના જણાવી. ત્રણેએ ખૂબ વિચાર કર્યો. વિચાર કરી ત્રણે જણ ત્યાં ગયાં અને જઈને જુએ છે, તો બ્રાહ્મણબાળા તપ કરતી જણાઈ. આ જોઈને વિધાતાને આનંદ થયો અને તરત જ આશીર્વાદ આપ્યો કે 'અખંડ સૌભાગ્ય'. આ વચન સાંભળી યમરાજા અને બ્રહ્મા ગભરાયા અને બોલ્યા, કે તમે આ શું કર્યું? જેને આપણે લેવા આવ્યા છીએ તેની પત્નિને તમે અખંડ સૌભાગ્યનું વરદાન આપ્યું. હવે શું કરવું? જે થવાનું હતું તે થઈ ગયું. આમ બોલી વિધાતા બાળા પાસે ગયાં અને બનેલી સઘળી હકીકત તેમણે બાળાને કહી. આ સાંભળી બાળા બોલી, માતાજી! આપની કૃપાથી જ મને અખંડ સૌભાગ્ય પ્રાપ્ત થયું અને આપે મને દર્શન આપ્યાં તે માટે હું આપની ભવોભવની ઋણી છું. બ્રાહ્મણબાળાએ યમરાજા અને બ્રહ્માને જોઇ નમસ્કાર કર્યા, તેણે તેમની પાસે માગણી કરી કે,

મારો આવતો જન્મ પણ બ્રાહ્મણને ઘેર થાય. બ્રહ્મબીજ અને બ્રહ્મક્ષેત્ર બદલાય નહિ એવી મારી ઈચ્છા છે. બ્રહ્માએ કહ્યું, 'તથાસ્તુ'. આશીર્વાદ આપી ત્રણે જણ વિદાય થયાં. બ્રાહ્મણબાળાએ પોતાના પતિને દીર્ઘાયુષી કર્યો, જેથી તેનાં માતપિતાને ખૂબ આનંદ થયો. બાકીનું જીવન તેમણે ઇશ્વર ભક્તિમાં પૂર્ણ કર્યું.

નર્મદામૈયાઃ—બાળયોગી! જે કન્યાએ તપ કરી એના પતિને બચાવ્યો અને પ્રભુને પ્રસન્ન કરી આવતો જન્મ બ્રાહ્મણને ઘેર માગ્યો હતો તે કન્યાને બીજો અવતાર ધારણ કર્યે આજ પંદર વરસ થવા આવ્યાં છે. તેણે તારા જેવો પતિ મેળવવા વરદાન મેળવ્યું છે. માટેજ પ્રભુએ તને પ્રેરણા કરી છે અને તેને લઇને તું મારી પાસે આવ્યો છે. આ બધા સંજોગો ઈશ્વરના છે. માટે હે યોગી! તે બાળા તારા યોગ્ય છે. વળી તે બ્રહ્મબીજ સાચવનાર છે. તારે માટે બ્રહ્મધર્મ સાચવવાનો સમય હવે નજીક આવતો જાય છે. તે સમયમાં તે કન્યા તને મદદ કરશે, માટે હે ભાઇ! મારી ઇચ્છા છે, કે તું ગૃહસ્થ બની, બ્રહ્મધર્મનો ઉદ્ધાર કર.

બ્રાહ્મણ બાળયોગીઃ—મૈયા! આપ મને આટલે સુધી પહોંચેલાને ગૃહસ્થ બનવાની કેમ ફરજ પાડો છો? તે આપ કૃપા કરી મને જણાવો.

નર્મદામૈયાઃ—હે યોગી! હું તને ગૃહસ્થાશ્રમી બનવાની ફરજ પાડું છું, તેનું કારણ એટલું છે, કે એક

પાંખથી પક્ષી ઉડી શકતું નથી. જેથી તેને બીજી પાંખની જરૂર છે. તારી એક પાંખે તું ઉડી શકીશ નહિ. જગતમાં અનેક શુભ કાર્યો તારે કરવાનાં છે. એ શુભ કાર્યો કરવામાં તારે બીજી પાંખની જરૂર છે માટે જ હું તને ગૃહસ્થાશ્રમી બનવાની ફરજ પાડું છું. આ જગતની અંદર ગૃહસ્થાશ્રમી બની મનુષ્ય જે જે પ્રાપ્ત કરે છે, તે મહાન યોગીઓથી પણ થઈ શકતું નથી.

ગૃહસ્થાશ્રમી થવું એટલે ભોગવિલાસમાં રચ્યા પચ્યા રહેવું અથવા તો અનેક જાતના ભોગો ભોગવી દેહને જર્જરિત કરી નાખી સંતાનોના ઢગલા ઉત્પન્ન કરવા એમ નથી. એ સાચા ગૃહજીવનનાં લક્ષણો નથી. ગૃહસ્થ બની સંયમી જીવન જીવી સેવાનાં શુભ કાર્યોમાં તન, મન અને ધનથી યોગ્ય ફાળો આપી, ચિત્તની સર્વ વૃત્તિઓને ઈશ્વર તરફ વાળી, જે મનુષ્ય નીતિમય જીવન વ્યતિત કરે છે, તે સાચો ગૃહસ્થાશ્રમી છે. માટે હે ભાઇ ! તું એવો ગૃહસ્થાશ્રમીબની જગતના અજ્ઞાન જીવોને સાચા ગૃહસ્થાશ્રમી બનવાનો ઉત્તમ માર્ગ તારા જીવનથી તેઓને બતાવ, કે જેથી તારો ગૃહસ્થાશ્રમ સફળ થાય. તારા કલ્યાણ સાથે જગતનું પણ કલ્યાણ તું કરી શકીશ. જગતનું કલ્યાણ એક હાથે નહિ થઈ શકે, કારણ કે જગતમાં જુદાં જુદાં અનેક ક્ષેત્રો છે. એ ક્ષેત્રોના ઉદ્ધારના અનેક જુદા જુદા માર્ગો છે. એ માર્ગોમાં એકલવાયા પ્રયાણ કરતાં અનેક મુશ્કેલીઓ આવશે. જગતમાં પુરુષ અને પ્રકૃતિ એવાં બે જુદાં ક્ષેત્રો છે. પુરુષ ક્ષેત્રનોજ માત્ર તું ઉદ્ધાર કરી શકે

પણ પ્રકૃતિ ક્ષેત્રના ઉદ્ધારના કાર્યમાં આદર્શ ગૃહિણીની જરૂર પડે, માટે જ હું તને આદર્શ ગૃહસ્થ બનવા ફરજ પાડું છું. આદર્શ ગૃહિણી તારા જીવનમંત્રના આદર્શને રગે રગમાં ઉતારી સમાજને તેમ કરવા પ્રેરણા કરશે. જેથી તમારા બંનેના સહકારથી સમાજનો ઉદ્ધાર થશે. તું યોગી છે અને યોગી તરીકે જ તારી કીર્તિ પ્રસરશે. જ્યારે તું નર્મદા પુત્ર તરીકે ખ્યાતિમાં આવીશ, ત્યારે તારી કીર્તિ ચારે દિશામાં ફેલાશે. માટે મારી શિખામણ ધ્યાનમાં લઈ તે પ્રમાણે જીવન જીવવા પ્રયત્ન કર અને તું સર્વ પ્રકારે સુખી થઈશ.

બ્રાહ્મણ બાળયોગીઃ—માતાજી! આપ મને બધા ભોગ ભોગવવાની કેમ ફરજ પાડો છો?

નર્મદા મૈયાઃ—ભોગ ભોગવવામાં પાપ નથી પણ ભોગમાં રચ્યા પચ્યા રહી ભોગને જ વળગી રહેવામાં પાપ છે. ભોગ ભોગવવાથી તને જુદા જુદા અનુભવો થશે અને તે દ્વારા તને સાચું જ્ઞાન મળશે. ઈશ્વરે અનેક વસ્તુ મનુષ્યના સુખને માટે બનાવી છે, પણ અજ્ઞાની મનુષ્ય તેનો ખોટો ઉપયોગ કરી તેમાં ફસાઈને જીવનનો અંત આણે છે. ભોગ ભોગવે છતાં ભોગથી નિઃસ્પૃહી રહે તેને સાચો મનુષ્ય જાણવો. કમળ પાણીમાં રહે છે, છતાં તેને પાણીની અસર થતી નથી. તે જ પ્રમાણે તું ભોગની વચમાં રહે અથવા તો તું ભોગ ભોગવે તે છતાં ભોગથી અલિપ્ત રહે તેમાં જ તારી સાચી માણસાઈ છે. ઇશ્વરે ભોગ ભોગવવા માટે જુદી જુદી ઇંદ્રિયો બનાવી છે. ઇંદ્રિયો માટે જુદી

જુદી ભોગની વસ્તુઓ બનાવી છે. જીભ માટે જુદા જુદા સ્વાદ, આંખ માટે જુદા જુદા રંગ વગેરે ઈશ્વરે બનાવ્યું છે. જુદાં જુદાં ફળોનો સ્વાદ જીભથી જાણી શકાય છે, નહિ કે તેનો ગર શરીરે ચોળવાથી. માટે તું જુદી જુદી ઇંદ્રિયોના ભોગની વસ્તુઓનો ઉપભોગ કરી જુદા જુદા અનુભવો મેળવી સાચો જ્ઞાની બન. ભોગવિલાસનાં સાધનો પાસે હોવા છતાંએ જે મનુષ્ય તેનો ઉપભોગ પોતાના સુખને માટે ન કરે તે સાચો ત્યાગી છે. ભોગવિલાસનાં સાધનો હોય છતાં બીજાના કહેવાથી તેનો ઉપયોગ ન કરવો અથવા તો ફરજ પાડવામાં આવે કે આનો તું ઉપયોગ કરીશ નહિ તો તેમાં સાચો ત્યાગ નથી. કારણ કે ઇંદ્રિયો મનથી સર્વ વિષયો ભોગવી લે છે. જ્યાંસુધી સાચા હૃદયથી બુદ્ધિપૂર્વક તેનો ત્યાગ કરવામાં ન આવે ત્યાંસુધી ખરેખરો ત્યાગ કર્યો છે, એમ કહેવાયજ નહિ. એક માણસને અમુક વસ્તુ મળતી નથી એટલે એ એમ ન કહી શકે કે તેણે તેનો ત્યાગ કર્યો છે. વસ્તુ સાન્નિધ્યમાં હોય છતાં સમજપૂર્વક તેનો ઉપયોગ પોતાને માટે ન કરવો તે ત્યાગ કહેવાય. સાચા વૈરાગ્ય સિવાય ત્યાગ ટકતો નથી. માટે વૈરાગ્યની જરૂર છે.

વાંઢાને સ્ત્રી નથી મળતી એટલે એ એમ ન કહી શકે કે હું બ્રહ્મચારી છું. કારણ કે તેનામાં બ્રહ્મચારીનું એક પણ લક્ષણ હોતું નથી. એનું ચિત્ત આખો દિવસ કામિની મેળવવામાંજ રચ્યું પચ્યું રહે છે.

એક રાજાને જંગલમાં ચોર લૂંટી લે તે વખતે રાજા એમ ન કહી શકે, કે મેં ગરીબ માણુસોને વસ્ત્ર અને ધનનું દાન કર્યું છે. કારણુ કે રાજાને તો લૂંટારાઓએ ફરજ પાડી છે કે તારાં વસ્ત્ર અને ધન તું અમને આપી દે. શિક્ષાની બીકથી રાજાએ તેમ કર્યું; સ્વેચ્છાએ કે રાજીખુશીથી રાજાએ કપડાં આપ્યાં નથી. એટલે રાજા ત્યાગી છે અથવા તો દયાળુ છે, એમ ન કહી શકાય. તેમ ભોગનું પણુ તું જાણુ. તારી પાસે ભોગ ભોગવવાના હોય છતાં સ્વેચ્છાથી તેનો ત્યાગ કરે તોજ તું ત્યાગી કહેવાય.

ગરીબ માણુસને ખાવાનું ન મળે એટલે તે એમ ન કહી શકે, કે હું ઈશ્વર પ્રાપ્તિ માટે ઉપવાસ કરૂં છું. તેને ખાવાની સર્વ સામગ્રી પુરી પાડવામાં આવે છતાં તે તેનો ઉપભોગ ન કરે તો જાણુવું કે તે સાચો ત્યાગી છે. પણુ વસ્તુ પ્રાપ્ત થતાંજ તેનો ઉપભોગ કરવા મંડી પડે ત્યારે જાણુવું કે તે સાચો ભોગી છે. બીજા શબ્દોમાં કહીએ તો તે ઢોંગી છે. માટે હે ભાઈ ! તું જગતની સર્વ વસ્તુઓમાં રચ્યો પચ્યો રહી ઇશ્વર પ્રાપ્તિ માટે પ્રયત્ન કરીશ તો દુઃખી થઇશ નહિ. જગતની સર્વ વસ્તુઓમાં ઈશ્વર-દર્શન કરવાની જ્યારે તારામાં શક્તિ આવશે ત્યારેજ ઈશ્વરની લીલાનું રહસ્ય તારાથી સમજાશે. વ્યાવહારિક બંધનોમાં બંધાવા છતાં જે તેનાથી વિરક્ત રહી શકે છે તેજ સાચો ગૃહસ્થાશ્રમી, તેજ સાચો યોગી છે. સાચા ગૃહસ્થનો એક ઇતિહાસ તને કહું તે તું ધ્યાનથી સાંભળ.

---

# અધ્યાય ૧૬ મો.

---

## યોગ વિષય.

પૂર્વે એક રાજા હતો. તે એક દિવસ જમી પરવારી પોતાના શયનખંડમાં એકાંતમાં બેઠો હતો. બેઠાં બેઠાં તેના મનમાં વિચાર આવ્યો, કે હું સર્વ રીતે સુખી છું. મારે રાણીઓ છે. અનેક દાસ દાસીઓ, નોકરચાકર છે કુબેર જેટલી ધન સંપત્તિ છે. રત્ન સમાન બાળકો છે. સ્વતંત્ર છું, ધર્મિષ્ઠ છું અને ઈજ્જતદાર પણ છું. રક્ષણ કરવા અનેક રક્ષકો છે. ઈશ્વર કૃપાથી હું સર્વ રીતે સુખી છું. આનું કારણ શું હશે? આ જગતમાં ઘણાઓને દુઃખનો પાર જ હોતો નથી અને કદાચ સુખ હોય તો નહિ જેવું જ હોય છે, પણ મારે તો કોઈ જાતનું દુઃખ જ નથી, તેનું કારણ શું? વિચાર કરતાં કરતાં તેને આનું કારણ જાણવાની એક યુક્તિ સૂઝી આવી. તરત જ તેણે પોતાના એક નોકરને બોલાવી રાજગોરને બોલાવ્યા. રાજગોરને દૂરથી જોતાં રાજાએ ઉભા થઇ તેમનો યોગ્ય સત્કાર કરી ગાદી પર બેસાડ્યા અને તેમની સામે આવી ઉભો રહી પોતાના મનમાં ઉદ્ભવેલા વિચારો જણાવ્યા. રાજગોરે જવાબ

આપ્યો, રાજન્! આપ પૂર્વના યોગી પુરુષ છો. એ યોગને લીધે તમે સુખી છો. આ સાંભળી રાજા બોલ્યો, મહારાજ! મારે આવતા જન્મમાં પણ આવું જ સુખ જોઇએ, તો મને મળશે? આગળના અવતારમાં મેં યોગ પાળ્યો હતો, તેને લઇને આ અવતારમાં હું બધી વાતે સુખી છું. તો હું આ અવતારમાં યોગ ધારણ કરૂં તો કેમ? રાજગોરે જવાબ આપ્યો કે રાજન્! જરૂર આપને સુખ મળશે. આ સાંભળી રાજા એકદમ ઉભો થયો અને બોલ્યો, મહારાજ! હું આજથી આ રાજપાટનો ત્યાગ કરૂં છું. આ શબ્દો રાજા બોલતો હતો, તેવામાં તરત જ રાજગોર બોલી ઉઠયા, કે હે રાજન્! તમે કઈ જાતનો યોગ સ્વીકારવા ઇચ્છા ધરાવો છો? યોગ તો બે જાતના છે. એક તો ગૃહસ્થાશ્રમ અને બીજો સંન્યસ્થાશ્રમ. આ સાંભળી રાજા બોલ્યો, ગુરુદેવ! બે યોગમાંથી જે સારો હોય, તે મને બતાવો. ગુરુ કહે, બંને સારા છે, પણ સંસારમાં રહી યોગ પાળી શકવો બહુ કઠણ છે. ભગવાં ધારણ કરી જીવન કલ્યાણ કરવું તે સહેલું છે. એ બેમાંથી આપને જે યોગ્ય લાગે તે પસંદ કરો.

રાજા તો ઉંડા વિચારમાં પડી ગયો, ને વિચારમાં ને વિચારમાં હુકમ છોડયો, 'આજથી આપણા ગામમાં જે કોઇ બ્રાહ્મણ, સાધુ, સંન્યાસી આવે તેમને સીધા મારી પાસે લાવો. ગૃહસ્થાશ્રમ મોટો કે સંન્યસ્થાશ્રમ મોટો, તે વિષે હું તેમની સાથે ચર્ચા કરીશ. જો તેઓ કોઈ સંન્યસ્થાશ્રમ મોટો છે, એમ સિદ્ધ કરી દેશે તો મારે

રાજપાટ છોડીને સંન્યાસ લેવો. પણ જો ગૃહસ્થાશ્રમ મોટો છે, એવું નક્કી થશે, તો તેઓનાં ભગવાં ઉતરાવી તેમને સંસાર મંડાવીશ.

રાજાનો હુકમ છૂટયો, કે તરત જ રાજાના સિપાઇઓ એક પછી એક સાધુ સંન્યાસીઓને હાજર કરવા લાગ્યા. રાજાની કચેરી તો ગૃહસ્થાશ્રમ ને સંન્યાસ્થાશ્રમની ચર્ચાનું સ્થાન બની ગઈ. રાજાએ પોતાના શાસ્ત્રજ્ઞાનથી ભલભલા સાધુ સંન્યાસી અને બ્રાહ્મણોને હરાવ્યા. કેટલાકને સંસારમાં નાખ્યા. થોડાએક સાચા સંન્યાસીઓ અને બ્રાહ્મણો નગર છોડી ચાલ્યા જવા લાગ્યા. ચાર છ માસમાં તો આખા નગરમાં બ્રાહ્મણ કે સંન્યાસી નામે રહ્યો નહિ. અન્નક્ષેત્રો અને ધર્મશાળાઓ ઉજ્જડ થઈ ગયાં.

રાજાની આ હકીકત દેશપરદેશ ફેલાઇ ગઇ કે રાજા નિર્દોષ બ્રાહ્મણોને, સંન્યાસીઓને અને સાધુઓને કનડીને પાપનું પોટલું બાંધે છે. રાજનગરમાં બ્રાહ્મણ, સંન્યાસી કે સાધુનો અવર જવર લગભગ બંધ થઈ ગયો, પણ રાજાના મનનું સમાધાન થયું જ નહિ.

એવામાં એક બ્રાહ્મણ પોતાનાં સગાંસ્નેહીને મળવાને તે નગરમાં આવ્યો. સગાંસ્નેહી તથા કુટુંબીજનોએ તેને રાજ-આજ્ઞાથી વાકેફ કર્યો અને તરત જ તે ત્યાંથી વિદાય થાય એવી તેઓએ તેને વિનંતિ કરી. પણ પોતાના સ્નેહીઓને દુઃખમાં સબડતા જોઈ, તેને ત્યાંથી ચાલ્યા જવાની જરાએ ઇચ્છા થઈ નહિ. એવામાં આવેલા અતિથિનો આદર સત્કાર કરવા રાજદરબારમાંથી પોલીસનું તેડું આવ્યું. પેલો

બ્રાહ્મણ તો એની જ રાહ જોતો હતો. તરત જ તે ઉઠયો અને રાજાના દરબારમાં જ્યાં બધાને કેદી તરીકે રાખેલા હતા ત્યાં ગયો. રાજાએ આવેલા બ્રાહ્મણને યોગ્ય આસન આપી બેસાડયો અને તેને પેલા બે યોગના પ્રશ્નો પૂછયા અને કહ્યું કે, એ બેમાંથી જે સારો હોય તે મને બતાવો. આ સાંભળી મહારાજે મનમાં વિચાર કર્યો કે 'રાજા, વાજા અને વાંદરાં' ગમે ત્યારે વંકાઇને બેસે, માટે અત્યારે તો આ શુભ પ્રસંગ આવ્યો છે, તેનો લાભ લઈ લેવા જેવો છે. આ હજારો કેદી બ્રાહ્મણોના પૂણ્યનું ફળ તો મને મળશે જ માટે ગમે તેમ કરી મારે રાજાના મનનું સમાધાન કરવું જોઇએ. મહારાજે કહ્યું, હે રાજન્! તમારો સવાલ બહુ ગંભીર છે. આ સવાલનો જવાબ હું આપું એથી શું? જ્યાં સુધી માણસને તેનું સાચું જ્ઞાન નથી થતું ત્યાં સુધી બધી વસ્તુઓ ખોટી સમજવી. અનુભવ વગરનું જ્ઞાન એ સાચું જ્ઞાન નથી. હું તમને ગૃહસ્થાશ્રમ મોટો છે, એમ કહું, પણ જ્યાં સુધી આપ એ આશ્રમનો અનુભવ ન કરો ત્યાં સુધી બધું નકામું છે. આજે જે યોગને હું સારો કહી તમારી પાસે પળાવું, તે કાલે આપને નાપસંદ આવે. માટે હે રાજન્! જો તમારી ઇચ્છા સારા નરસા યોગની પસંદગી કરવાની હોય તો આવતી કાલે જોઇતી સાધન સામગ્રી લઈ, આ નગરથી સો માઇલ દૂર જંગલમાં ચાલ્યા જાવ. ત્યાં ઈશ્વર કૃપાથી તમારી ઈચ્છા પૂર્ણ થશે.

બ્રાહ્મણનાં આવાં વચનો સાંભળી રાજાના મનમાં તેમ કરવાની ઈશ્વરી પ્રેરણા થઇ. રાજાએ નોકરોને જોઇતાં

સાધનો માટે હુકમ છોડયો. જે જે સાધનો જોઇએ તે સઘળાં રાજાની તહેનાતમાં લાવી તેમણે હાજર કર્યાં. બીજે દિવસે રાજાએ વહેલા ઉઠી, સર્વ સાધન સામગ્રી લઈ બ્રાહ્મણે બતાવેલી દિશા તરફ પ્રયાણ કર્યું. સવાર થતાં સુધીમાં તો તે પચાસ માઇલ દૂર ચાલ્યો ગયો. બપોર સુધીમાં તો બીજા પચાસ માઇલનું અંતર તેણે કાપી નાખ્યું. બપોરનો સમય થવા આવ્યો હતો. તેને ભૂખ અને થાક લાગ્યાં હતાં. ઘોડો પણ થાકી ગયો હતો. આથી આરામ કરવાની ઈચ્છાથી તેણે ઘોડાને એક ઝાડ નીચે બાંધી, જંગલમાંથી ઘાસ લાવી તેને નાખ્યું અને પોતાની પાસે જે સામગ્રી હતી તેના વડે પોતાની ક્ષુધા મટાડી તે ઝાડ નીચે આરામ લેવા બેઠો. થાકથી તેનું આખું શરીર દુખતું હતું. એવામાં દુઃખ અને થાકથી રાજાને ઉંઘ આવી ગઇ.

ઝાડ નીચે બે કલાક પસાર કરી રાજા જાગ્યો અને જોયું તો આકાશ એકાએક વાદળથી છવાઇ ગએલું જણાયું. રાજાએ ઘોડાને તૈયાર કરી સ્વાર થઇ પ્રયાણ આદર્યું. થોડે દૂર ગયો એટલામાં તો પવન જોરથી ફુંકાવા લાગ્યો. આકાશ વાદળોથી ઢંકાઈ ગયું, વીજળીના કડાકા થવા લાગ્યા. થોડીવારમાં મુશળધાર વરસાદ વરસવા લાગ્યો, આથી રાજા પાસેની સર્વ સાધન સામગ્રી પલળી ગઈ. ચોમેર વરસાદ વરસતો હતો, જેથી કઈ દિશા તરફ જવું, તે પણ જણાતું ન હતું. જમીન પાણીથી છવાઇ ગઇ હતી. શું કરવું તેનું પણ રાજાને ભાન ન રહ્યું. રાજા કંટાળી ગયો

અને કોઈ ઝાડ નીચે આશ્રય લેવાનો તેણે વિચાર કર્યો. ઘોડો પણ પાણી ડહોળી ડહોળીને થાકી ગયો હતો. રાજા તો ક્યારનોય થાકી ગયો હતો. એવામાં તેની નજર એક વડના ઝાડ પર પડી. એટલે તરતજ તેણે પોતાના ઘોડાને તે તરફ દોડાવ્યો.

ટાઢ, થાક અને ભૂખથી બંને થાકી ગયા હતા, આથી બંને ઝાડના થડ પાસે બેભાન સ્થિતિમાં પડી ગયા. રાજાને જરા ભાન આવતાં વિચાર આવ્યો કે મારે કોઈ જાતનું દુઃખ ન હતું, પણ અત્યારે મારા દુઃખનો પાર નથી. અત્યારે ઈશ્વર સિવાય મારો કોઇ બેલી નથી. મારૂં પ્રારબ્ધ હશે તેમ થશે. આમ વિચાર કરતાં કરતાં તે તદ્દન બેભાન બની ગયો.

વડલાની ઉપર ગીધનો માળો હતો. તેમાં ગીધ, ગીધણ અને બે બચ્ચાં હતાં. ગીધણ બચ્ચાંને લઈ સૂતી હતી. તેણે અવાજ સાંભળ્યો એટલે તે સફાળી જાગી અને પોતાના સ્વામિને જગાડયો અને બોલી, સ્વામિનાથ! નીચે કોઈ પારધી આવ્યો જણાય છે. ગીધે કહ્યું, અત્યારે પારધી કેવો? ગીધ અને ગીધણ કાન દઇને બેભાન થઇને પડેલા ઘોડાના અને રાજાના શ્વાસોચ્છવાસ સાંભળવા લાગ્યાં ત્યારે તેમને જણાયું કે વડલાની નીચે કોઈ પારધી નથી, પણ દુઃખનાં માર્યાં કોઇ પ્રાણીઓ આવી પડયાં છે. ગીધણ બોલી, આપણા આ મહેમાનને કયાંકથી અગ્નિ લાવી આપો તો સારૂં. ગીધે જવાબ આપ્યો કે હમણાં વરસાદના દિવસો છે, અને કોઇ જગા પર દવ પણ લાગતો નથી, એટલે અગ્નિ કયાંથી લાવું?

ગીધણ:—સ્વામિનાથ! વડલાની ટોચે જઈ જરા દૂર દૂર નજર કરો. ગીધ વડલાની ટોચે ચઢયો અને જુએ છે તો ઘણે દૂર એક તાપણું જણાયું.

ગીધ:—જો પેલું ઘણે દૂર તાપણું દેખાય છે, ત્યાં હું જાઉં છું. તું બચ્ચાંને સાચવજે. ગીધે પત્નિને યોગ્ય સૂચના આપી અને સાધુ સંન્યાસીઓ તાપતા હતા તે તરફ તે ઉડયો. સળગતા તાપણામાંથી લાકડાનો એક કકડો ચાંચમાં ભરાવીને તે લાવ્યો અને વડલાના થડ પાસે પડતો મૂકયો. તરત જ ગીધણે પોતાનાં બચ્ચાંને ઝાડની બખોલમાં મૂકયાં અને જયાં સળગતો લાકડાનો કકડો પડયો હતો, તેના પર પોતાનો માળો તોડી ફેંકયો. અગ્નિમાં લાકડાં અને ઘાસ પડતાં તેનો ભડકો થયો. રાજા ધીમે ધીમે તાપણા પાસે ગયો. ગરમીથી રાજા અને ઘોડાને ચેતન આવ્યું. રાજાએ ભીંજાએલાં કપડાં ઝાડની ડાળે નીચોવી સુકવી દીધાં. રાજાને જરા હોશ આવ્યા. શરીરમાં ગરમીને લીધે સ્ફૂર્તિ આવી. બ્રાહ્મણ પરનો તેનો અંતરનો ક્રોધ પણ કંઇક ઓછો થયો.

રાજાને ભૂખ પણ લાગી હતી. અત્યાર સુધી ટાઢને લીધે ભૂખ દબાઇ ગઈ હતી, પણ હવે તો પેટમાં કાંઈક કાંઈક થવા લાગ્યું. દિવસ હોત તો ગમે ત્યાંથી કાંઈક લાવીને ભૂખ મટાડત, પણ રાત્રી હોવાથી રાજાનું કાંઈ ચાલે તેમ ન હતું. ચાલાક ગીધણ રાજાની પરિસ્થિતિ સમજી ગઈ અને બોલી, પાછા તમે ઉંઘી ગયા કે? ગીધ બોલ્યો, ના ના, કેમ શું છે? તમે દેવતા તો લાવી આપ્યો પણ એ તો ભૂખ્યો હોય તેમ જણાય છે. વળી એ

રાજા હોય તેમ જણાય છે. કે જેણે કદી ટાઢ તડકો કે ભૂખ-તરસ વેઠયાં પણ ન હોય! આંપણે આંગણે મહેમાન ભૂખ્યો ન રહે. ગીધ બોલ્યો, આપણે ત્યાં સાંજે માંસનો કકડો વધ્યો હતો ને? ગીધણ બોલી ના, એ તો બે બચ્ચાં લડતાં લડતાં ખાઈ ગયાં; ઘરમાં તો કાંઇ જ નથી. ગીધ બોલ્યો, અત્યારે હું બીજું કયાંથી લાવું? ગીધણ નમ્રતાથી બોલી, મહેમાનને ભૂખ્યો રાખીને આપણે આ હુંફમાં સૂઇ રહીએ તો આપણો ગૃહસ્થાશ્રમ લાજે. ગીધ બોલ્યો, મારે શું કરવું તે તું બતાવ. ગીધણ બોલી, મને એક રસ્તો સૂઝે છે. તમે આ બે બચ્ચાંને સાચવો અને હું અહીંથી પડતું મૂકું, એટલે રાજા મને શેકીને ખાઇ જશે. કદાચ દયા લાવીને મને બચાવવાનો પ્રયત્ન કરે તેટલા માટે હું અધવચથીજ જીભ કરડી નાખીશ, એટલે મને ખાધેજ છુટકો. ગીધણની આ સૂચના ગીધે ઉપાડી લીધી. ગીધે કહ્યું, જો મરવું જ હોય તો પછી હું મરૂં. બચ્ચાં નાનાં છે ને માની હૂંફ વિના તરફડી મરશે, માટે મને જ પડતું મૂકવા દે.

ગીધે ગીધણની વિદાય લીધી. પોતાનાં નાનાં બચ્ચાંઓને જંગલમાં આનંદથી ભટકી સુખે દિવસો પસાર કરવાની સૂચના કરી. ગીધણને બચ્ચાંની કાળજી રાખવા કહ્યું અને તે નીચે પડયો. અધવચથી જ તેણે જીભ તો કચરી હતી; એટલે તાપણામાં પડતાં તે મરણ પામ્યો. પંખીને તાપણામાં પડતું જોયું એટલે રાજા ધ્રૂજી ઉઠયો. અરેરે! બચાવો, કોઇ એને બચાવો! ગીધની પાંખ ઝાલીને તેણે તેને

બહાર કાઢયો, ત્યાં તો તે મરી ગએલો જણાયો. રાજાએ ગીધનાં બધાં પીછાં સાફ કરી તેના માંસને તાપણા પર શેકયું અને તે આરોગી ગયો. થોડું ખાવાથી રાજાની ભૂખ વધારે ઉપડી.

ગીધણ વિચાર કરવા લાગી કે મારે હવે જીવીને શું કરવું ? મારો સ્વામી જે માર્ગે ગયો, તે માર્ગે મારે જવુંજ જોઇએ. આમ વિચાર કરે છે, એવામાં નીચેથી રાજાનો અવાજ સંભળાયો. ગીધણ બેઠી બેઠી વિચાર કરતી હતી, આથી તેનો જીવ હાથ રહ્યો નહિ. મારે આંગણે આવેલો અતિથિ ભૂખ્યો રહે ? પ્રભુ ! આ બચ્ચાં તારાં છે, ને તું સંભાળજે. મારી રક્ષા કેટલી નભે ? તેણે બચ્ચાંને જગાડયાં અને સૂચના કરી કે અમે જે રસ્તે અમારૂં જીવન વ્યતિત કર્યું તે મુજબ તમે પણ કરજો. આમ કહી તેમના ગાલ પર ચૂંમી લીધી, એક બે આંસુથી તેમના ચહેરા ભીંજવ્યા. છેવટે બખોલ બંધ કરી તે નીચે પડી. તે પડી અને મરી ગઈ. ગીધણનું માંસ પણ રાજાએ ખાધું અને રાત જેમ તેમ કાઢી.

બીજે દિવસે સવાર થતાં રાજા ઘર તરફ જવા નીકળ્યો તે દસ માઇલ ગયો, એટલામાં તેને એક ભીલ મળ્યો. ભીલે રાજાને ઉભા રહેવાની સૂચના કરી અને કહ્યું, રાજાજી ! આપ આમ કઈ તરફ પ્રયાણ કરી રહ્યા છો ? રાજા આ સાંભળી વિસ્મય પામ્યો અને બોલ્યો, કેમ અલ્યા, તું કેમ આવું બોલે છે ? આ સાંભળી ભીલ બોલ્યો, મહારાજ ! અહીંથી થોડે દૂર એકચક્રા

નગરી છે. ત્યાંના રાજાને એક કુંવરી છે. તેનો સ્વયંવર રચાયો છે. તેમાં આપને પણ જવાનું નિમંત્રણ હશે, માટે કૃપા કરી ઘર તરફ ન જતાં એકચક્રા નગરી તરફ જાવ. આ સાંભળી રાજાને નવાઈ લાગી. તરતજ રાજાએ પોતાનો ઘોડા તે તરફ દોડાવ્યો. તે થોડે દૂર ગયો એટલામાં તેને એક જોગી મળ્યો. તેની સાથે તેણે વાત-ચીત કરવી શરૂ કરી. બંને થોડે દૂર સુધી સાથે સાથે વાતો કરતા ચાલ્યા. થોડે દૂર ગયા એટલે બીજો રસ્તો આવ્યો. જોગી ઉભો રહ્યો અને રાજા આગળ ચાલવા લાગ્યો. જોગી થોડીવાર ઉભો રહ્યો અને ત્યાર પછીથી તે રાજાની પાછળ પાછળ ધીમે ધીમે જવા લાગ્યો. રાજાએ પાછળ જોયું, તો જોગીને આવતો જોયો, એટલે તેણે પોતાનો ઘોડા થોભાવ્યો. એટલામાં તે ત્યાં આવી પહોંચ્યો. તરતજ તેણે તેને પૂછયું. યોગીરાજ ! આપ આમ કયાં જાઓ છો ? આ સાંભળી જોગી કાંઈ બોલ્યો નહિ. આખરે રાજાએ કહ્યું, કે મહારાજ ! જો આપને મારી સાથેજ આવવાની ઈચ્છા હોય તો આ મારા ઘોડા ઉપર બેસી જાઓ. જોગીએ તેમ કરવા ના પાડી. બંનેએ ધીમે ધીમે આગળ ચાલવા માંડયું. બંને સાથે સાથે વાતો કરતા કરતા સ્વયંવર રચાયો હતો, તે નગરીમાં આવી ચઢયા.

શહેરમાં રાજકુંવરીનો સ્વયંવર હતો એટલે માણસોનો પારજ નહોતો. હૈયે હૈયું દબાય. દેશ પરદેશના કુંવરોને તેડાવેલા, તેમના તંબુઓ ગઢની બહાર તણાયા હતા. રાજનગરને રાજલક્ષ્મીથી શણગારવામાં આવ્યું હતું. દરવાજે

દરવાજે નોબત શરણાઇ વાગતી હતી. રાજમહેલની શોભાનો તો પારજ નહોતો. રાજા અને જોગી બંને જણ સ્વયંવર મંડપ તરફ ચાલ્યા. નગરની બહાર એક મોટો મંડપ ઉભો કરવામાં આવ્યો હતો. મંડપને સારી રીતે શણગારવામાં આવ્યો હતો.

જોગી અને રાજા બંને મંડપમાં દાખલ થયા. રાજાને બેસવાનું આસન તો ખાલી હતું. ત્યાં રાજા બેઠો અને જોગીને બેસવાની તેણે વ્યવસ્થા કરી આપી. બંને સાથે બેઠા બેઠા સ્વયંવર મંડપની અનુપમ શોભા નિહાળી રહ્યા હતા. એવામાં રાજકુંવરી વરમાળા લઈ મંડપમાં દાખલ થઇ રાજકુંવરીના પિતાએ કન્યાની પ્રતિજ્ઞા સ્વયંવરમાં પધારેલા ભૂપતિઓને કહી સંભળાવવા કુળગુરુને વિનંતિ કરી. આજ્ઞા થતાં કુળગુરુએ ઉભા થઈ સર્વ સભાજનો સમક્ષ કન્યાની પ્રતિજ્ઞા કહી સંભળાવી: મંડપની પાસે એક મોટો ચૂલો છે, તેના પર બાસઠ મણ તેલની કઢાઇ ચઢાવેલી છે. ઉકળતી કઢાઇમાં પડીને જે બહાર નીકળશે તેને આ રાજકન્યા વરમાળા પહેરાવશે. રાજગુરુ તરફથી પ્રતિજ્ઞાનું નિવેદન થતાં જ રાજાઓ અને અન્ય ગૃહસ્થો ચકિત થઈ ગયા, અને પુતળાની માફક બેઠા બેઠા વિચાર કરવા લાગ્યા. સર્વ સભાજનો વિચારમાં તલ્લીન બની ગયા. બાર વાગવા આવ્યાં છતાં સભાજનોમાંથી એ કામ કરવાને કોઇએ હામ ભીડી નહિ. ચાર વાગવા આવ્યા છતાં કોઈ ઉઠયું નહિ. આથી રાજકુંવરીનો પિતા ગભરાવા લાગ્યો. શું કરવું તેની તેને સૂઝ પડી નહિ. આથી

રાજાના દુઃખનો પાર જ રહ્યો નહિ. રાજાએ ફરીથી કુળગુરુ પાસે કન્યાના પણનું નિવેદન કરાવ્યું, છતાં સભામાંથી કોઇ ઉઠતું જણાયું નહિ.

પેલા રાજા સાથે આવેલા યોગીએ ઉભા થઇ રાજાને કહ્યું, કે રાજન્! સભામાં પધારેલા રાજાઓમાંથી કોઈ એ કાર્ય નહિ કરે, તો રાજકુંવરીની પ્રતિજ્ઞા જશે અને તેની આખી જિંદગી નકામી જશે, માટે રાજાઓ સિવાય એ કાર્ય બીજો કોઇ કરે, તો એ કાર્ય કરનારને રાજકુંવરી વરમાળા પહેરાવશે? રાજાએ તરત જ એ હકીકત રાજકુંવરીને કહી સંભળાવી. આ સાંભળી રાજકુંવરી બોલી, પિતાશ્રી! આ સભામાં પધારેલામાંથી ગમે તે એ કાર્ય કરશે, તેને હું ખુશીથી વરમાળા પહેરાવીશ. એ કામ કોઈ જેવા તેવાથી બને તેમ નથી, માટે ગમે તે એ કાર્ય કરે એવી છૂટ આપો. કન્યા તરફથી પરવાનગી મળતાં યોગી એકદમ ઉભો થયો અને સભા વચ્ચે આવી બોલ્યો, પધારેલા રાજવીઓ! રાજકન્યાની જિંદગી જોખમમાં છે, છતાં કોઇ એ કાર્ય કરવા ઉઠતું નથી, માટે એ કાર્ય કરવા હું આપની પાસે રજા માગું છું. પધારેલા સઘળા રાજાઓએ યોગીને તેમ કરવા હા પાડી.

રજા મળતાં યોગીએ સર્વ સાધનો દૂર મૂકયાં. હાથ પગ ધોઇ ઉકળતા તેલની કઢાઈની પ્રદક્ષિણા કરી ને તેમાં નહાવા પડયો. દસ મિનિટ સુધી યોગી તે કઢાઈમાં નાહ્યો. રાજઆજ્ઞા થતાં તે તેમાંથી બહાર નીકળ્યો. બહાર નીકળ્યા પછી રાજાના નોકરોએ યોગીને સુગંધીદાર પદાર્થોથી

નવરાવ્યો. રાજાના નોકરોએ ધોએલાં વસ્ત્રો તેની પાસે લાવી મૂક્યાં, છતાં તેણે તે પહેર્યાં નહિ. પણ તરત જ તેણે લંગોટી પહેરી લીધી. રાજકન્યાએ આવી તેના ગળામાં વરમાળા પહેરાવી. રાજમહેલમાં અને આખા ગામમાં આનંદ આનંદ થઇ રહ્યો. રાજાએ પોતાની યોગ્યતા પ્રમાણે કન્યાદાન કર્યું.

બીજે દિવસે રાજાએ પોતાની કન્યાને તેની સાથે લશ્કર, અને દાસદાસીઓ સહિત વળાવી. આ બધું જોઇ તેની સાથે આવેલા પેલા રાજાને નવાઈ લાગી. યોગી અને રાજા બંને કન્યા સહિત વિદાય થયા. બંનેને છૂટા પડવાનો રસ્તો આવ્યો, એટલે રાજાએ યોગીને નમસ્કાર કર્યા. બંને ત્યાંથી છૂટા પડયા.

રાજા થોડે દૂર ગયો, એટલે યોગીએ રાજાને બોલાવ્યો અને કહ્યું, રાજન્! પુરુષ પોતની સ્ત્રીનું દાન બીજા પુરુષને કરે તો તેમાં વાંધો નથી. કારણ કે મનુ ભગવાનના સમયની એ રીતિ છે. આમ રાજાને સમજાવી યોગીએ પોતાની પત્નિ, દાસદાસીઓ, અને નોકરચાકર સહિત રાજાને સોંપી અને આશીર્વાદ આપ્યા કે તું સુખી થા !

રાજા પોતાને ઘેર નવી રાણી સહિત આવ્યો એટલે આખા ગામમાં વાત ફેલાઇ ગઈ, કે રાજા નવી રાણી લાવ્યા છે. આ હકીકત પેલા બધા કેદી સંન્યાસીઓ, બ્રાહ્મણો અને સાધુઓએ જાણી.

રાજા નિત્યકર્મથી પરવારી પેલા નવા આવેલા બ્રાહ્મણ કેદી પાસે ગયો અને કહ્યું, હે મહારાજ ! મને મારા સવાલનો જવાબ આપો. આ સાંભળી પેલો બ્રાહ્મણ બોલ્યો, રાજન્ ! આપ આ નવી રાણી કયાંથી અને કેવી રીતે લાવ્યા, તે મને અથઇતિ કહો.

રાજાએ બનેલી સર્વ હકીકત બ્રાહ્મણને કહી સંભળાવી. આ સાંભળી બ્રાહ્મણ બોલ્યો, મહારાજ ! આપના સવાલનો જવાબ આપને મળી ચૂકયો છે.

રાજા બોલ્યો, મહારાજ ! મને તો એ બાબતની ખબર નથી. આ સાંભળી બ્રાહ્મણ બોલ્યો રાજન્ ! તમે પેલા યોગીને જોયો હતો. સ્વયંવરમાં તેને રાજકુંવરીએ આવી વરમાળા પહેરાવી, તે તમે જાતે જોયું છે. જો તેણે ધાર્યું હોત તો તે કુંવરીને પરણીને ગૃહસ્થાશ્રમી બની શકત, અર્ધું રાજપાટ મેળવી શકત, સિંહાસનનો ભોક્તા બની શકત અને તમારા જેવો ઐશ્વર્યવાન ગણાત, પણ તે યોગી હતો. સંસારીના વિષયોને ઘોળીને તે પી ગયો હતો, એટલે એને એ વાસના ન હતી. એથી તેણે સર્વસ્વનો ત્યાગ કર્યો અને ત્યાંથી નાઠો.

સંસારનાં સુખો પોતાની મેળે ગળામાં પડવા આવે તો પણ તેમાંથી છૂટીને પોતાના માર્ગે રહેવું, એ સાચો ત્યાગ છે. બે પૈસાના ગેરૂથી સાચો ત્યાગ આવતો હોત તો આખી દુનિયા તરી જાત.

જેમ તમે પેલા ત્યાગીનો સંન્યાસ જોયો તેમ પેલાં પંખીનો ગૃહસ્થાશ્રમ પણ તમે અનુભવ્યો છે. જે ગીધ-

ગીધણને શેકીને તમે ખાધાં, તેમણે ગૃહસ્થાશ્રમના ધર્મને અનુસરીને તમને અગ્નિ લાવી આપ્યો હતો. તમને ભૂખ્યા દેખીને, પોતે મરીને તમને માંસ આપ્યું હતું. આ સાંભળી રાજા સ્તબ્ધ થઈ ગયો અને બોલ્યો. મહારાજ! આપ શું કહો છો? બ્રાહ્મણ બોલ્યો, રાજન્! હું સત્ય બોલું છું. ગૃહસ્થાશ્રમ માંડયા પછી તેના ધર્મો બજાવવાના આવે, ત્યારે શરીર કે મન સંતાડવું, એ યોગ્ય નથી. ગીધગીધણે ધાર્યું હોત તો સુખેથી તેઓ પોતાના માળામાં સૂઈ રહેત અને સવાર પડયે પોતાને કામે લાગત, પણ ગૃહસ્થ અને ગૃહિણીથી એમ શી રીતે સુવાય? બીજાની ખાતર મરતાં શીખવવા માટે તો માણસ ગૃહસ્થાશ્રમ માંડે છે. ગમે તે સ્ત્રી પુરુષ સાથે રહી વંશ વૃદ્ધિ કરે, તેથી ગૃહસ્થાશ્રમ પુરો થતો નથી. શરીર અને મનને પારકાની સેવામાં ગાળી નાખ્યે જ સાચો ગૃહસ્થાશ્રમ પળાય છે.

રાજન્! સંન્યાસ જોવો હોય તો આનું નામ સંન્યાસ અને ગૃહસ્થાશ્રમ જોવો હોય તો આ ગૃહસ્થાશ્રમ. આ બંને સરખા છે. સાચો સંન્યાસ કે સાચો ગૃહસ્થાશ્રમ એ બેમાં કોઇ વધારે ઓછો નથી. જેનું વલણ સંન્યાસ તરફ હોય તે ભગવાં પહેરે અને જેનું મન ગૃહસ્થાશ્રમ તરફ હોય તે ધોળાં પહેરે. બંને પોતપોતાના ધર્મમાં જાગતા રહે, એટલે બંને મોટા છે. બંનેમાં બેદરકાર રહે તો કોઇ મોટો નથી. હવે કહો રાજન્! આપને આપના પ્રશ્નનો જવાબ મળ્યો?

રાજા સ્તબ્ધ થઈ બેઠો હતો, તે જાગી ગયો. તેણે પેલા બ્રાહ્મણના ચરણમાં પોતાનું માથું મૂકયું અને બોલી ઉઠયો, મહારાજ! મારા મનની ભેદબુદ્ધિને દૂર કરી, આજે મને સાચો માર્ગ બતાવ્યો છે.

માણસ જયાં ઉભો હોય ત્યાં પોતાનો ધર્મ આચરે, અને બીજાનો ધર્મ વધારે મનોહર લાગે તોપણ પોતાનું સ્થાન છોડી ત્યાં ન દોડે, એ વાત આજ મારાથી યથાર્થ સમજાય છે.

રાજાએ સઘળા કેદીઓની પૂજા કરી, યોગ્ય દાન દક્ષિણા આપી અને તેમની માફી માગી તેમને છોડી દીધા.

---

# અધ્યાય ૧૭ મો.



## સાચો ગૃહસ્થાશ્રમ.

નર્મદામૈયાઃ—બેટા ! પક્ષીના જેવો સાચો ગૃહસ્થાશ્રમી બનજે. તને સાચો ગૃહસ્થ જોવાની મારી ઇચ્છા છે. માટે બેટા ! મારી આજ્ઞા માથે ચઢાવી તદનુસાર વર્તન કરીશ તો તું જરૂર સુખી થઈશ. માતાના આ શબ્દો સાંભળી બાળયોગીને નવાઈ લાગી. આખરે આજ્ઞાને વશ થઈ તે તેમ કરવા તૈયાર થયો. તે પહેલાં માતાએ બાળ-યોગી માટે કન્યા રત્ન શોધી રાખ્યું હતું. યોગીની ઇચ્છા થતાં જ માતાએ કન્યાના પિતાને પુત્રીના લગ્ન માટે પ્રેરણા કરી. થોડા દિવસમાં કન્યાના પિતા અને કન્યા નર્મદા કિનારે જ્યાં બાળયોગી અને નર્મદામૈયા રહેતાં હતાં તે સ્થાન પર આવી પહોંચ્યાં. બંનેએ માતાને નમસ્કાર કર્યા. માતાએ પુત્રીના વેવિશાળ સંબંધી વાતચીત કરી. કન્યાના પિતાને આ સાંભળી ઘણો જ હર્ષ થયો, અને કહેવા લાગ્યો કે, માતાજી ! આ પુત્રીના પૂણ્યને લીધે જ આપનાં દર્શન થયાં. આપનાં દર્શન કરવા અનેક સંન્યાસીઓ અને ભાવિક ભકતો તપશ્ચર્યા અને પરકંમા કરે છે, છતાં

આપનાં દર્શન થતાં નથી. તપ કરવામાં વરસોનાં વરસ વીતી જાય છે, છતાં આપનાં દર્શન થતાં નથી. પણ અમારાં ધનભાગ્ય કે અમને આપનાં દર્શન થયાં. આપ તો પતિતપાવિની છો. પતિતોનો ઉદ્ધાર કરનાર છો. માટે અમારે તમારી આજ્ઞાનું પાલન કરવું, તે અમારી ફરજ છે. તરત જ માતાની આજ્ઞાથી કન્યાને બાળયોગી સાથે માતાની સમક્ષ પરણાવી. કન્યાને યોગ્ય વર મળ્યો. આથી પિતાને અતિ આનંદ થયો. બાળયોગીને કન્યારત્ન સોંપી તેનાં માતાપિતા અતિ આનંદથી ઘર તરફ રવાના થયાં.

નર્મદામૈયાએ બાળયોગીને રહેવાની સર્વ વ્યવસ્થા કરી આપી. માતાએ તેમને યોગ્ય આશીર્વાદ આપ્યા, અને ત્યાંથી વિદાય થયાં.

માતાની આજ્ઞાનુસાર બાળયોગીએ પોતાનો ગૃહસ્થાશ્રમ નર્મદા કિનારે માંડયો. પતિપત્નિ પોતાનો ઘણોખરો સમય માતાની ભક્તિમાં વ્યતિત કરતાં. બાકીના સમયમાં ગૃહકાર્ય કરી, દુઃખી માણસોનાં દુઃખ ઓછાં કરવા પોતાનાથી બનતું તેઓ કરતાં. સેવાના ફળરૂપે માતાએ બાળયોગી અને તેની પત્નિને ફરીથી દર્શન આપ્યાં. બંનેએ ઘણા જ હર્ષથી માતાને નમસ્કાર કર્યા અને હાથ જોડી ઉભાં રહ્યાં. આ જોઇ માતાને હર્ષ થયો અને બોલ્યાં, બેટા! નર્મદા કિનારે અનેક મહા સમર્થ ઋષિઓ ગૃહસ્થાશ્રમ ભોગવી ઉચ્ચ પદવી પામ્યા છે. વ્યાસને ત્યાં શુકદેવજી જન્મ્યા, તે કયાં ઓછા સમર્થ હતા?

બેટા! તમે બંને તપેશ્વરી છો. તમારૂં બ્રહ્મબીજ અને બ્રહ્મક્ષેત્ર પવિત્ર છે. માટે તમારા કુળ અને તપને દીપાવે તેવા યોગ્ય અધિકારીનો તમારે ત્યાં જન્મ થશે. તે બ્રહ્મબીજ અને બ્રાહ્મણ ધર્મનો ઉદ્ધાર કરશે માટે બેટા! ગભરાયા સિવાય તમારા જીવનને ભક્તિ અને સત્સંગનો રંગ લગાડો. માયાનો રંગ ન લાગે તેને માટે ખાસ કાળજી રાખજો. માયાપતિનો સત્સંગ કરજો પણ માયાનો સંગ કરશો નહિ. માયાના સંગથી જ માણસની અધોગતિ થાય છે. માયાના સંગથી જ અનેક સંન્યાસી અને તપેશ્વરીનાં તપ પર પાણી ફરી વળ્યું છે. માયાના સંગે કરી અનેક રાજાઓએ રાજપાટ છોડી ઘેરઘેર ભીખ માગી છે. ભાઈ ભાઈમાં વેર કરાવનાર માયા છે. માટે બેટા! માયાથી અળગાં રહી, માયાની લીલાના રંગ જોજો, પણ માયાના રંગમાં રંગાશો નહિ. માયાના સંગથી કોઈને સ્વર્ગીય સુખ મળ્યું નથી અને મળશે પણ નહિ. માયાએ તો અનેક રાજ્યોને ધૂળમાં મિલાવી દીધાં છે. સાચા ધર્મ અને કર્મનો ત્યાગ કરાવનાર માયા છે.

હે બાળયોગી! જ્યારથી બ્રાહ્મણોએ સાચા ધર્મ અને કર્મનો ત્યાગ કર્યો છે, ત્યારથી તેઓ દુઃખી છે. જ્યારથી તેમણે માયાનું શરણ લીધું છે ત્યારથી તેઓ એમના હાથે કરી દુઃખી છે. કારણ જે મનુષ્ય કર્મ કર્યા સિવાય મહાન થવાની ઇચ્છા રાખે છે, તે કદાપિ મહાન થઇ શકતો નથી. અને અંતે એ મહાન થવાની વાસનાનો કીડો તેના આંતર જીવનને કરડી કોરી ખાય છે. અંતે તે સર્વ રીતે દુઃખી થાય છે. માટે બેટા!

નિર્વાહ પુરતો માયાનો સંગ કરજે. અર્થ કરજે પણ ગર્થ કરીશ નહિ. બીજું બ્રાહ્મણનો ઉદ્ધાર કરવા તું તારાથી બનતું કરજે. જ્યાં સુધી સમાજના મુગટરૂપ બ્રાહ્મણોનો ઉદ્ધાર નહિં થાય, ત્યાં સુધી સમાજનો ઉદ્ધાર થશે નહિ. માટે જગતનો ઉદ્ધાર કરવા તારી સર્વ શકિતનો ઉપયોગ કરજે. તું સંસારથી લુબ્ધ નહિ થાય તેનો મને ભરોસો છે. આ કિનારે અનેક તપ કરનાર થઈ ગયા છે. પણ તેમનાં તપ, વૈભવ અને રાજ મેળવવાને અર્થેજ હતાં; નહિ કે પ્રભુના દર્શન કે મોક્ષ અર્થે. માટે હે વીરા! તું સાંભળ. જ્યાં સુધી આ સૃષ્ટિપર તપ અને સાચી ધર્મભાવના રહેશે, ત્યાં સુધી તપ અને ધર્મના સહવાસમાં આવનાર અધર્મી ધર્મી બની જશે. કામ, ક્રોધ, લોભ, મોહ, માયા, મત્સર જેનાં ગળી ગયાં છે એવા પવિત્ર પુરુષો આ જગતમાં છે. તું એમ ન સમજીશ કે જગત પર બધે અધર્મનું સામ્રાજ્ય સ્થપાયું છે. જ્યાં સુધી એકજ વ્યક્તિ ધર્મને અનુસરી ચાલનારી રહેશે, ત્યાંસુધી જગત પર બ્રહ્મબીજ અને બ્રહ્મક્ષેત્ર પવિત્ર રહેશે. જે વ્યક્તિ બ્રહ્મબીજ, કર્મ અને ધર્મને સાચવશે, તેજ વ્યક્તિ મોક્ષપદને પામશે. જગત હજુ નિર્વીર્ય બની ગયું નથી. પૃથ્વીને નક્ષત્રી કરનાર પરશુરામ જેવા અનેક હજી પડયા છે.

હે બેટા! કામ, ક્રોધ, લોભ અને અભિમાનથી અંધ બનેલા મનુષ્ય પર એક ધાર્મિક પુરુષ શી અસર કરે છે, તેનું એક સુંદર દ્રષ્ટાંત હું તને આપું.

સીકંદર પાદશાહ હિન્દુસ્તાનને જીતતો જીતતો છેક દિલ્હી સુધી આવી પહોંચ્યો. તેણે પ્રજાને અનેક રીતે હેરાન કરી ગામનાં ગામ ઉજ્જડ કર્યાં. દિલ્હી જીતી તે સૌરાષ્ટ્ર તરફ વળ્યો. પાદશાહના ત્રાસથી પ્રજા ત્રાસી ગઈ. પ્રજા પોતાનાં જાનમાલ બચાવવા દોડધામ કરી રહી. એવામાં ત્યાંના રાજાને ખબર આપવામાં આવી કે પાદશાહે તેમને લડવાનું કહેણુ મોકલાવ્યું છે. સૌરાષ્ટ્રમાં આવેલું એ રાજ ઘણુંજ નાનું હતું. ત્યાંના રાજાએ પાદશાહની માગણી સ્વીકારી. પણ વિચાર કર્યો કે એકાદ બે દિવસમાં અહીં ભયંકર યુદ્ધ થશે અને નિર્દોષ મનુષ્યો અને પ્રાણીઓનાં લોહી આ સ્થાન પર રેડાશે. સ્ત્રીઓ વિધવા બનશે અને બાળકો નમાયાં બની જશે. વસ્તીનો નાશ થતાંજ આ નાનકડું રાજ સ્મશાનભૂમિ બની જશે. શું કરવું તેનો એકાંતમાં બેસી રાજા વિચાર કરવા લાગ્યો. રાજા ધર્મીષ્ઠ હતો, આથી લડાઈ ન કરવી એવી દૃઢ ઈચ્છા રાજાએ પ્રજાને જાહેર કરી. પ્રજાને આથી અતિ હર્ષ થયો.

પ્રજાએ પાદશાહનું સ્વાગત કરવા આખા નાનકડા શહેરને શણગારી દીધું. બીજે દિવસે પાદશાહ પોતાના લશ્કર સાથે આવી પહોંચ્યો. રાજાએ અને પ્રજાએ પાદશાહનું સ્વાગત કર્યું. રાજા પોતાના નાનકડા રાજમાં પાદશાહને લઈ ગયો. પાદશાહે જોયું, કે કોઇ સ્થળે કચેરી કે જેલ જેવું જણાતું નથી, તેનું શું કારણ હશે? તેનો તે મનમાં વિચાર કરવા લાગ્યો. રાજા પોતાના રાજ મહેલના ચોગાનમાં પાદશાહને લઈ ગયો. ચોગાનને અનેક રીતે સુશોભિત બનાવવાના પ્રયત્નો કરવામાં આવ્યા હતા.

રાજાએ અને પાદશાહે પોતાનું યોગ્ય આસન લીધું. બેસીને બંને વાતો કરવા લાગ્યા. નાસ્તાની ગોઠવણુ પહેલેથી કરી રાખી હતી એટલે રાજાનો હુકમ થતાં અનેક જાતનાં ફળોની રકાબીઓ ભરીભરીને પાદશાહની તહેનાતમાં ગોઠવી દીધી. બંનેએ ઇચ્છા મુજબનો ફળાહાર કર્યો. હાથ ધોઈ મુખવાસ લેવાની તૈયારી કરે છે એટલામાં રાજાની રાણી સંકેત મુજબ પાદશાહ અને રાજા જ્યાં બેઠા હતા, ત્યાં આવી પહોંચી અને પૂછવા લાગી, સ્વામીનાથ! આપણે ત્યાં પધારેલા પાદશાહ માટે કઇ જાતની રસોઇ કરવી છે, તેની અમને સમજણુ પાડો કે જેથી આપની આજ્ઞા મુજબ બધી રસોઈ તૈયાર કરાવી રાખીએ. આ સાંભળી રાજા હસ્યો, અને બોલ્યો, એમાં વળી અમને પૂછવાનું શું હોય? તમારી ઇચ્છામાં આવે તેમ કરજો. છતાં રાણીની હઠને લીધે રાજાએ કહ્યું, કે સોનાની દાળ, રૂપાનો ભાત, સાચા મોતીનું ચુરમું અને પ્રવાળનું શાક કરજો. રાજાનો હુકમ થતાંજ રાણી ઘેર ગઇ અને સંકેત મુજબની રસોઇ તૈયાર કરવાના કામમાં ગુંથાઇ ગઈ.

રાજારાણીના આ સંકેતભર્યાં વચનોથી પાદશાહને નવાઈ લાગી. રાજાના વચનનો ગૂઢ અર્થ સમજવાનો તે પ્રયત્ન કરવા લાગ્યો. પાદશાહ વિચારવમળમાં ખૂબ અટવાયો, છતાં કંઇ માર્ગ જડયો નહિ. તે વિચારની ધૂનમાં અને ધૂનમાં નિદ્રા દેવીનું શરણું લેવાની તૈયારી કરતો હતો, એવામાં રાજાના ગામથી દસ માઇલ દૂર આવેલા એક નાનકડા ગામના બે ફરીયાદી રાજાની સામે ન્યાયની દાદ માગવા આવ્યા.

રાજાએ બંને ખેડુતોને શાન્ત પાડયા અને પૂછયું, તમારી શી ફરીયાદ છે? રાજાની આજ્ઞા થતાંજ એક ખેડુત બોલી ઉઠયો, મહારાજ! ગઇ સાલ મેં મારૂં ખેતર બે હજાર રૂપીઆ લઇ આ પટેલને વેચાતું આપ્યું છે. આ સાલ સારો વરસાદ થયો એટલે પેલો પટેલ હળ લઇને પોતે વેચાતા રાખેલા ખેતરમાં ખેડવા ગયો. ખેડ કરતાં કરતાં ખેતરમાંથી સાત સોનાની ઇંટો જડી આવી છે. એ ઇંટો લઇને આ પટેલ મારા ઘેર આપવા આવ્યો. તેની સર્વ હકીકત સાંભળી એટલે મેં તેને સમજાવ્યો કે ભાઇ! મેં તો તને ખેતર વેચાતું આપ્યું છે. એટલે જે જે વસ્તુઓ તને તેમાંથી પ્રાપ્ત થાય, તે બધી તારી છે, માટે તે તું લઇ જા. મેં તેને આ બાબત માટે ખૂબ સમજાવ્યો, છતાં તે એકનો બે થયો નહિ, અને પોતાની ઇચ્છા મુજબ વર્તવાની તેણે હઠ લીધી. આથી અમારે તમારો આશરો લેવાની જરૂર પડી છે.

રાજાએ બંને પક્ષની દલીલો ખૂબ ધ્યાનપૂર્વક સાંભળી. તે વિચારમાં લીન થઇ ગયો. બંને ફરીયાદીને બીજે દિવસે આવવાની સૂચના કરી. બંનેએ રાજાને ઉભા થઈ નમસ્કાર કર્યા અને ઘેર ગયા. ફરીયાદીને વિદાય કર્યા પછી રાજા ખૂબ વિચારમાં પડી ગયો. પાદશાહનું સ્વાગત કરવાનું તો કયાંએ રહ્યું અને રાજાએ ધૂનમાં ને ધૂનમાં બપોર પસાર કર્યા. એવામાં રાણી તરફથી જમવાના સમાચાર મળ્યા. પણ પાદશાહને પેલાં વચનોએ ખૂબ અકળાવ્યો હતો. તેનો નિકાલ કરવા તેણે રાજાને સૂચના કરી.

પાદશાહને સમજાવવા રાજા તૈયાર થયો અને બોલ્યો, પાદશાહ! આપની ધન મેળવવાની લોભવૃત્તિથી આપ આપનો મુલક તજી અહીં આવ્યા છો. આપની ઈચ્છા છે, કે જેટલું ધન આ દેશમાંથી મેળવાય તેટલું મેળવવું. તેટલા માટે આપ અનેક ગરીબ પ્રજાને રંજાડી તેમના જાનમાલ લૂંટી હેરાન કરી રહ્યા છો. ગરીબ બિચારી પ્રજાને કનડવાથી કોઈ પુરુષ જગતમાં મહાન થઈ શકયો છે? શું આપ પણ એ ગરીબ પ્રજાને કનડી મહાન થઈ શકશો ખરા? હજારો નિર્દોષ પ્રજાની હાય ઘડીના છઠ્ઠા ભાગમાં તમારી સત્તાને ધૂળમાં મિલાવી દેશે. માટે હે પાદશાહ! ઇશ્વરનો ડર રાખી ગરીબ પ્રજાને તમારા ઘાતકી વર્તનથી દૂર કરવા, દયાનું શરણું સ્વીકારી, તેમના તરફ સદ્ભાવ રાખી, તેમના કચડાતા જીવનનો ઉદ્ધાર કરવા તમારાથી બનતું તમે કરો, જેથી ઇશ્વર તમારા વર્તનથી રાજી થાય. સોનું મેળવવાથી જ તમને સંતોષ થતો હશે એમ ધારીને મેં મારી સ્ત્રીને સોનાની દાળ, રૂપાનો ભાત, મોતીનું ચુરમું અને પ્રવાળનું શાક, એ આપના તરફ નહિ થતાં હોવાથી બનાવવા હુકમ કર્યો છે. આપની ધન મેળવવાની લાલસાએ તો અવધી કરી છે. એટલે અમને એમ લાગ્યું, કે પાદશાહ આટલા બધા સોનાને પોતાને દેશ લઈ જઈ ખાતા હશે. એટલા માટેજ મેં મારી પત્નિ પાસે સોનાની દાળ, રૂપાનો ભાત, મોતીનું ચુરમું અને પ્રવાળનું શાક સંકેત મુજબ તૈયાર કરાવ્યાં છે. પાદશાહ! અમારે ત્યાં તો વન વગડે સોનું પાકે છે. કહેતા હો તો ખોદાવી મંગાવું. આજે જ એક ફરીયાદીએ

આવી મારી આગળ ફરીયાદ કરી હતી, તે આપે બરાબર સાંભળી છે. લોકો પોતાનું ધન વન વગડે દાટી મૂકે છે, છતાં કોઈ કોઇની વસ્તુ લેતું નથી. માટે જો આપની ઇચ્છા હોય, તો હું ત્યાંથી સોનું મંગાવી આપું. રાજાના આ શબ્દોએ પાદશાહને ચઢેલો નિશો ઉતાર્યો. પાદશાહને ભૂખ લાગી હતી, છતાં પેલા બે ફરીયાદીનો ન્યાય રાજા કેવી રીતે આપે છે, તેનો ખુલાસો રાજા પાસેથી સાંભળવાની પાદશાહની ઇચ્છા થઈ, એટલે પાદશાહે રાજાને પૂછયું, કે રાજાજી! પેલા ફરીયાદી આવ્યા હતા, તેનો ચુકાદો આપ કેવી રીતે આપશો તે જરા મને કહો.

પાદશાહનાં આ વચન સાંભળી રાજાને ખૂબ આનંદ થયો. રાજા હસ્યો અને બોલ્યો, પાદશાહ! આપના પ્રશ્નનો નિકાલ કાલે આ સ્થાન પર થશે, માટે એ ખુલાસો સાંભળવાનું કાલ પર મુલત્વી રાખી જમવા ઉઠો. રાજાના અતિ આગ્રહથી પાદશાહે ભોજન કર્યું. ભોજન કરતાં કરતાં પણ પાદશાહના મનમાંથી ફરીયાદીના ખુલાસાનું ભૂત ખસ્યું નહિ, એટલે ભોજન સામગ્રીની મિઠાશની મઝા પાદશાહથી અનુભવાઇ નહિ.

આખી રાત પાદશાહને તે વિષે અનેક સ્વપ્નો આવ્યાં અને કલ્પનાના અનેક તરંગો પર પાદશાહને બેસાડી, પાદશાહને તે તરંગો ઘણે દૂર ઘસડી ગયા. પ્રાતઃકાળ થયો, છતાં પાદશાહ જાગ્યો નહિ. કારણ કે આખી રાત વિચારોએ તેને નિદ્રાદેવીનું શરણું સ્વીકારવા દીધું ન હતું. પ્રાતઃકાળ થતાં સજા ઉઠયો. નાહી ધોઇ સંધ્યાપૂજાથી

પરવારી જ્યાં પાદશાહ સૂઈ રહ્યો હતો ત્યાં તે ગયો. તેણે પાદશાહને જાગૃત કર્યો. દાતણપાણીથી પરવારી બંને રાજમહેલના ચોગાનમાં જ્યાં ગઈ કાલે પાદશાહનું સ્વાગત કર્યું હતું તે સ્થાન પર આવીને બેઠા.

બે ફરીયાદી રાજાની હજુરમાં આવી નમસ્કાર કરી ઉભા રહ્યા. રાજાએ તેઓને યોગ્ય આસન પર બેસવા સૂચના કરી. આથી બંને આસન પર બેઠા. રાજાના કુટુંબના માણસો, ભાયાતો અને અન્ય પ્રજાજનો પણ ત્યાં નિયત કરેલા સ્થાન પર વારાફરતી આવીને બેસી ગયા. રાજા શો ન્યાય આપશે, એને માટે સર્વ આતુર હતા. રાજાએ આડકતરી રીતે તે બંનેને કેટલાં અને શું શું સંતાન છે, તે પૂછીને નક્કી કરી રાખ્યું હતું. છતાં સભાજનોના દેખતાં જે ખેડુતને સોનાની સાત ઈંટો જડી હતી તેને પૂછયું, તમારે સંતાનમાં શું છે? તેણે નમ્રતા-પૂર્વક જવાબ આપ્યો, રાજાજી! મારે એક તેર વરસની કુંવારી પુત્રી છે. ત્યાર પછી રાજાએ ખેતર વેચનાર ખેડુતને પૂછયું, તમારે સંતાનમાં શું છે? તે નમ્રતાથી હાથ જોડી બોલ્યો, મહારાજ! મારે એક પુત્ર છે અને તેની ઉંમર લગભગ સોળ વરસની થવા આવી છે. આવી જાતના પ્રશ્નોથી સભાજનોને અને પાદશાહને નવાઈ લાગી. પણ રાજાના આ ગુઢ પ્રશ્નોનો હેતુ કોઈ સમજી શકયું નહિ. છેવટે રાજાએ નિકાલ કર્યો કે, જેને સોનાની ઈંટો જડી છે, તે પોતાની પુત્રી ખેતર વેચનાર સખ્સના પુત્ર સાથે પરણાવે અને જડેલી સોનાની

સાત ઇંટો તે કન્યાદાનમાં આપે. એટલે વરપક્ષના માણુસો તેનો સ્વીકાર કરે, કારણુ કે કન્યાદાનમાં આપેલી ગમે તે વસ્તુ વર પક્ષના માણુસો લઇ શકે છે. માટે તે વસ્તુ તેમને સોંપવી. રાજાનો આવો અદલ ઇન્સાફ જોઈ પાદશાહ અને સભાજનો આશ્ચર્યચકિત થયા અને રાજાની બુદ્ધિનાં વખાણુ કરવા લાગ્યા.

લડવા આવેલો પાદશાહ રાજાના આવા વર્તનથી ખુશી થયો. તેણે બીજે દિવસે પોતાના લશ્કરને દિલ્હી તરફ રવાના કર્યું. જ્યારે પાદશાહે રાજા પાસે જવાની રજા માગી ત્યારે રાજાએ ખૂબ ધામધૂમથી તેને ભાવભીની વિદાય દીધી. બંને ખૂબ ભેટયા અને છૂટા પડતી વખતે આંસુ લાવી ભીની આંખે વિદાય થયા.

પાદશાહ રાજાનો ભાવ સમજી ગયો. પાદશાહમાં જે કંઈક લોભવૃત્તિ જેવું હતું તે રાજાના થોડા વખતના સહવાસથી નાશ પામ્યું. તેનામાં સુકાઇ ગયેલી ધર્મભાવના ફરીથી જાગૃત થઇ. આથી રાજાને હર્ષ થયો. જતી વખતે પાદશાહને રાજાએ કહ્યું, કે પાદશાહ ! હજુ તમારે જો સોનાની જરૂર હોય અથવા તો માનવ સંહાર કરી ધન પ્રાપ્ત કરવાની આપનામાં લાલસા હોય તો તેમ કરવાની તમને તક આપવામાં આવે છે. રાજાનાં આવાં દીન વચનો સાંભળી ઘાતકી પાદશાહના હૃદયમાં દયાની લાગણીનો અખંડ શ્રોત વહેવા લાગ્યો. આથી એકદમ પાદશાહના જીવનમાં અનેરો ફેરફાર થઈ ગયો.

પાદશાહે નમ્રતાથી જવાબ આપ્યો, રાજાજી ! આપના સહવાસથી મારામાં નવજીવન અને નવચેતન પ્રગટયું હોય એમ મને લાગે છે. મારી સર્વ સ્વાર્થી-વૃત્તિઓમાં આપના સદ્‌ગુણો અને સતૃજ્ઞાનના પ્રભાવથી અનેરૂં ઓજસ પ્રગટયું છે. માટે હે રાજા! હવે તારાં વાગ્બાણોથી મારા કોમળ અંતઃકરણને વધારે વિંધવા પ્રયત્ન કરીશ નહિ, નહિ તો મારૂં પ્રાણ પંખેરૂં આ સ્થૂલદેહ છોડીને ચાલ્યું જશે. પાદશાહનાં દયાર્દ્ર વચનો સાંભળી રાજાને ઘણી લાગણી થઈ આવી. એક પણ શબ્દ ઉચ્ચાર્યા સિવાય રાજાએ ભાવભીની વિદાય દીધી. આથી પાદશાહને અતી હર્ષ થયો. બંને વિખુટા પડયા, છતાં બંનેનાં હૃદય સ્નેહની સાંકળના અંકોડાથી જોડાએલાં હતાં. સ્થૂલદેહ બંનેના દૂર હતા છતાં તેમનાં પ્રેમી હૃદય નજીક હોય તેમ થવા લાગ્યું.

રાજા ઘેર આવી પોતાના દિવસો ગરીબોની સેવા કરવામાં પસાર કરવા લાગ્યો.

પાદશાહ વિદેશી અને વિધર્મી હોવા છતાં તેનામાં આ ભાવના જાગૃત થઇ તો બ્રાહ્મણો તો સંસ્કારી માબાપનાં સંતાન છે, તો તેમના જીવનમાં પરિવર્તન થતાં શી વાર લાગે? સાચા હૃદયના પ્રયત્નોથી અસંભવિત વસ્તુ પણ સંભવિત બનાવી શકાય છે.

---

# અધ્યાય ૧૮ મો.

---

બાલયોગી:—માતાજી ! આ કળિયુગ સર્વ સ્થળે વ્યાપી ગયો છે. તેણે નાના અને મોટા સર્વને વશ કર્યા છે. એને ભજવાથી જ માણસ સર્વ રીતે સુખી થાય છે. તો પછી ધર્મ અને સર્વવ્યાપક ઇશ્વરને સંભાળવાની શી જરૂર ?

નર્મદામૈયા:—બેટા, યોગીરાજ ! તારૂં કહેવું કંઈક અંશે સત્ય છે. કારણ કે અજ્ઞાન મનુષ્ય જે વસ્તુથી તત્કાલ ફાયદો થાય તેનું શરણું સ્વીકારે છે. કળિયુગનું પણ તેમજ છે. જે મનુષ્ય ધર્મ અને નીતિનો ત્યાગ કરી કળિયુગના ગુણોને અનુલક્ષીને ચાલે છે, તે સર્વ રીતે આ કળિયુગમાં સુખી થાય છે. પણ જે મનુષ્ય ધર્મ અને નીતિનો ત્યાગ કરતો નથી અને પોતાનું કર્તવ્ય બજાવ્યેજ જાય છે, તેને આ સંસારમાં દુઃખ પડે છે, એમ બીજા માને છે. જે મનુષ્ય સાચા હૃદયથી ધર્મ અને નીતિનો માર્ગ લે છે તે આ લોક અને પરલોકમાં યશ મેળવે છે. ધર્મ અને નીતિ ઉપર ચણાયેલી ઈમારત લાંબા સમય સુધી ટકી રહે છે. ધર્મ અને નીતિથી ચાલનારને

કેટલુંક સુખ તો તજવુંજ પડે છે. પણ આખરે તો ધર્મ અને નીતિએ ચાલનારનોજ જય થાય છે. બેટા ! જ્યારથી આ જગતમાં ધર્મ અને નીતિનો લોપ થયો છે ત્યારથી પ્રાણી માત્ર સર્વ રીતે દુઃખી છે. આખરે તેમનો સર્વ નાશ થવાનો એમાં જરાએ સંશય નથી. તું ધર્મ અને નીતિને રસ્તે ચાલીશ તો જરૂર તારી કીર્તિ ચારે દિશામાં ફેલાશે. કળિયુગની સત્તા સર્વવ્યાપી છે. જે તેનું શરણું લે છે તે બાહ્ય રીતે સુખી થાય છે. જેમ પવનથી પાદડાં ઉડી જઇ દૂર દૂર ચાલ્યાં જાય છે તેમ અનીતિ અને અધર્મનાં પાન નીતિ અને ધર્મનો પવન વાતાં આપો આપ ઉડી જાય છે. કળિયુગની સત્તાનું બળ કયાં સુધી ચાલે ? તેનું એક દ્રષ્ટાંત તને હું કહું તે તું ધ્યાનથી સાંભળ.

એક મોટું નગર હતું. તેમાં એક ગરીબ બ્રાહ્મણ રહેતો હતો. તેની સ્થિતિ ઘણી જ દયાજનક હતી. ખાવાને અન્ન અને પહેરવાને કપડાં ન હતાં. બ્રાહ્મણ દરરોજ સવારમાં નાહી ધોઇ ગામમાં ભિક્ષા માગવા જતો ભિક્ષામાં તેને જે કંઈ મળતું તેનાથી તેનું પુરતું પોષણ થતું ન હતું. આથી તેને ઘણો દિવસ તો અન્ન સિવાય ચલાવવું પડતું હતું. ધણીધણીઆણી આમ પરાણે ગુજરાન ચલાવતાં હતા.

બ્રાહ્મણની ઉંમર લગભગ સાઠ વરસની થવા આવી હતી, છતાં કંઇ સંતાન ન હતું. આથી તેમને સંતાન તરફનું પણ દુઃખ હતું. એવામાં ઈશ્વર કૃપાથી તેમને એક પુત્ર થયો. આંથી બંને ઇશ્વરનો પાડ માનવા લાગ્યાં.

ભવિષ્યમાં ગુજરાનની ઉપાધિ નડશે તેની ચિંતા તેમને થવા લાગી. બ્રાહ્મણ સ્ત્રી ચાલાક હતી. તેને એક યુક્તિ સૂઝી. તે પોતાના સ્વામિ પાસે ગઇ અને કહેવા લાગી, સ્વામિનાથ! તમે વૃદ્ધ છો, જ્ઞાનિ છો. જો તમે પરદેશ કમાવા જાવ તો જરૂર આપણે સુખી થઈએ. કારણ કે તમે વૃદ્ધ છો અને જ્ઞાનિ છો એટલે ભાવિક લોકો તમારા તરફ જ્ઞાનથી ખેંચાશે અને તમારા તરફ ભક્તિભાવ દર્શાવશે.

સ્ત્રીના પ્રેમાળ શબ્દોથી વૃદ્ધ બ્રાહ્મણમાં જુવાનીનો જુસ્સો આવ્યો અને તરત જ તે પરદેશ જવા તૈયાર થયો. પરદેશ જવાની આગલી રાત્રે બંનેએ ખૂબ વાતોચીતો કરી. બ્રાહ્મણે પોતાના નાના બાળકને ખૂબ રમાડયો. અશ્રુભરી આંખે છેલ્લું ચુંબન લીધું અને પછી તે પરદેશ જવા નીકળ્યો.

ઘણે દૂર તેને જવાનું હતું, રસ્તો ઘણો વિકટ હતો, બપોર થવા આવ્યા હતા. તાપ, ભૂખ અને થાકની પીડા દૂર કરવા એક વૃક્ષ નીચે તે નાસ્તો કરવા બેઠો. નાસ્તો કરી આરામ લેવા માટે વૃક્ષના થડ પર માથું રાખી તે ઉંઘી ગયો. અનેક સ્વપ્નની પરંપરામાં બ્રાહ્મણ ખૂબ અટવાયો. જાગૃત થતાં અને સ્વપ્નની સૃષ્ટિ નાશ પામતાં સ્વપ્નનાં સુખોનો નાશ થયો. આથી તેનું મન જરા ખીન્ન બન્યું. પણ ગરીબાઈએ બ્રાહ્મણને સ્વપ્ન સુખોમાંથી મુક્ત કરી પરદેશ જવાની મંદ પડેલી પ્રેરણાને ઉત્તેજિત કરી. તરત જ તે ઉઠયો અને જલદીથી પહોંચવાને સ્થાને જવા તે તરફ ઉતાવળે પગલાં ભરવા લાગ્યો.

સાંજ પડવા આવી હતી. ગામ થોડે દૂર હોય, એવો ઝાંખો ખ્યાલ આવતો હતો. એવામાં એકાએક દૂર કુતરાં ભસવાના અવાજો આવવા લાગ્યા. ગુમાવેલી ધીરજ તેનામાં પાછી આવી, અને જલદીથી તે ગામ પહોંચી ગયો.

એક શિવાલયના ઓટલા ઉપર જઇ તે બેઠો. તેના પર ખરી પડેલાં ઝાડનાં પાનની પથારી થઈ ગઇ હતી. આથી વધારે ખરાબ સ્થિતિ શિવાલયમાં હતી. શિવાલયનું ચોગાન વિશાળ હતું. પણ કોઇ તેનો ઉપયોગ કરતું હોય તેમ લાગ્યું નહિ. તરતજ તેણે ઓટલાના એક ભાગમાંથી પડેલાં પાનને દૂર કર્યાં અને તે આરામથી ત્યાં બેઠો. સાથે લાવેલું થોડું ભાથું હતું તે તેણે ખાધું. પોતાની પાસે જે વસ્ત્ર હતાં, તેની પથારી બનાવી તે ત્યાં સૂઈ ગયો.

બીજે દિવસે સવારમાં વહેલો ઉઠી તેણે શિવાલયમાંથી બધો કચરો સાફ કરી નાખ્યો. શિવને પવિત્ર જળથી તેણે સ્નાન કરાવ્યું. ચોગાનમાંથી થોડાં ફૂલ લાવી તેણે ભાવથી ચઢાવ્યાં. આમ બે ચાર દિવસ પસાર થયા. ગામના લોકોએ આ વાત જાણી. ભાવિક લોકોના મનમાં અતિ આનંદ થયો. લોકોનાં ટોળેટોળાં શિવના ભક્તનાં અને શિવનાં દર્શન કરવા આવવા લાગ્યાં. થોડા દિવસમાં તો લોકોની ઠઠ જામવા લાગી. મહારાજને ખાવાને અન્ન પણ ઠીક મળવા લાગ્યું.

આમ એકાદ માસ પૂરો થવા આવ્યો એટલે બ્રાહ્મણની ઇચ્છા પોતાની વૃદ્ધ પત્નિ અને બાળકને મળવા જવાની

થઈ. પણ ઘેર શું લઇને જાય ? આથી તેને ચિંતા થઇ. બીજે દિવસે બ્રાહ્મણ નિત્ય નિયમ કરતાં જરા વહેલો ઉઠી નદીએ સ્નાન કરવા જંતો હતો. પૂર્ણિમાનો ઝાંખો પ્રકાશ પૃથ્વીને શોભાવી રહ્યો હતો. બ્રાહ્મણ વિચારવમળમાં ગોથાં ખાતો ખાતો જતો હતો, એવામાં તેની નજર ચળકતા પથ્થર પર પડી. તરતજ તે ત્યાં ગયો અને ત્યાંથી બે ચળકતા પથ્થર ઉપાડી લાવ્યો. સ્નાનાદિકથી પરવારી પેલા બે પથ્થરને જોવા તે બેઠો. પાછળથી તેને જણાયું કે તે તો રત્નો છે. આથી બ્રાહ્મણને ઘણો હર્ષ થયો. પણ રત્નોને કયાં સંતાડવાં તેની ચિંતા તેને થવા લાગી.

બીજે દિવસે શિવની પૂજા કરી ત્યાંથી ઘર તરફ જવા તે નીકળ્યો. રસ્તો વિકટ હતો, આથી તેના હૃદયમાં અનેક તર્કવિતર્ક થયા. અનેક નવીન સૃષ્ટિઓ રચી તેણે અનેક હવાઈ કિલ્લાઓ બાંધ્યા. ઘર આવતાંજ સર્વ કલ્પનાની સૃષ્ટિ અદૃશ્ય થઇ ગઈ.

ઘેર આવી સર્વ કુશળ જાણી તે ઘણો ખુશી થયો. તે પોતાના પુત્રને ભેટયો. સ્વામીને જોતાં સ્ત્રી બોલી, સ્વામીનાથ ! એકાદ માસમાં તમે એટલું બધું શું કમાઇને જલદીથી ઘેર પાછા ફર્યા ? આમ કરશો તો ભૂખે કયાં સુધી આપણે દિવસો પસાર કરી શકીશું ? માટે પાછા જાઓ અને આપણા જીવન નિર્વાહ માટે થોડું ધન કમાઈ લાવો.

સ્ત્રીનાં આવાં મર્મ વચનો સાંભળી બ્રાહ્મણને જરા ખોટું લાગ્યું, પણ બોલ્યો, મને રસ્તામાંથી બે રત્નો

જડયાં છે. તેમને કયાં સંતાડી રાખવાં એની મને ચિંતા થવા લાગી એટલે તે લઇને હું આ તરફ રવાના થયો. આ સાંભળી બ્રાહ્મણ સ્રીને અચંબો થયો અને મુખ પરની જે વિશાદની છાયા હતી, તે એકદમ દૂર થઈ ગઈ. અને તે બોલી, સ્વામીનાથ! તે બે રત્નો કયાં છે? તરતજ બ્રાહ્મણે બે રત્નો પત્નિની પાસે મૂકી દીધાં. આથી પત્નિના આનંદનો તો પારજ રહ્યો નહિ. તે આનંદના ઉલ્લાસમાં આવી ગઈ અને બોલી, હવે આપણી ભીડ ભાગશે ખરી! તરતજ તે ત્યાંથી ઉઠી અને રત્નોને પોતાના સ્વામીના પલંગના પાયા નીચે ખાડો ખોદી દાટી દીધાં.

ધન પ્રાપ્તિના આનંદમાં ને આનંદમાં એકાદ માસ વીતી ગયો. એવામાં એક દિવસ બ્રાહ્મણને સખત તાવ આવ્યો. સ્રીએ બ્રાહ્મણની ખૂબ સેવા ચાકરી કરી છતાં બ્રાહ્મણની બિમારી દિવસે દિવસે વધવા લાગી. બ્રાહ્મણને લાગ્યું કે બીમારીમાંથી આપણે બચી શકીશું નહિ. થોડાજ વખતમાં તેનું મૃત્યુ થશે એવી બીક તેના હૃદયમાં પેસી ગઇ.

બીજે દિવસે તેણે એ ગામના એક ગૃહસ્થ શેઠને બોલાવ્યા. બ્રાહ્મણનું તેડું થતાં જ શેઠ આવ્યા. બ્રાહ્મણ સ્રીએ શેઠનું સ્વાગત કર્યું. શેઠે તેમને બોલાવવાનું કારણ પૂછયું. બ્રાહ્મણ બોલ્યો, શેઠ કાકા! આપ તો લક્ષ્મીના પુત્ર છો, ધાર્મિક છો અને સાથે દયાળુ પણ છો. માટે મારી આટલી વિનંતિ ધ્યાન પર લો તો અમારા ઉપર ઘણોજ ઉપકાર કર્યો ગણાશે.

બ્રાહ્મણનાં આવાં દીન વચનોથી શેઠનું હૃદય પીગળ્યું અને બોલ્યા, તમારી શી ઇચ્છા છે? બ્રાહ્મણ બોલ્યો, શેઠ કાકા! હું થોડા દિવસમાં મરી જઇશ, માટે આ મારી સ્ત્રી અને આ પાંચ માસનો બાળક આપને સોંપુ છું. મારી પાસે આ બે રત્નો છે તે પણ હું આપને સોંપું છું. જેમ જેમ આ સ્ત્રી તથા બાળકને પૈસાની જરૂર પડે તેમ તેમ થોડી થોડી રકમ તેમને તેમાંથી આપતા રહેશો. આમ બોલી તરતજ પેલા બ્રાહ્મણે પેલાં બે રત્નો શેઠના હાથમાં મૂકયાં. શેઠે કહ્યું, મહારાજ! હવે તમે તમારી સ્ત્રી તેમજ પુત્રની કોઇ જાતની ચિંતા રાખશો નહિ. સુખેથી મૃત્યુનું શરણું લેજો; કોઇ જાતની મનમાં ચિંતા રાખશો નહિ. બ્રાહ્મણે કહ્યું કે, રત્નોની વાત મારા કુટુંબના કોઇ માણસને કહેશો નહિ. શેઠે સર્વ વાતનો સ્વીકાર કર્યો અને ત્યાંથી વિદાય થયા.

શેઠના ગયા પછીથી બે ચાર દિવસમાંજ બ્રાહ્મણનું મૃત્યુ થયું. બ્રાહ્મણ સ્ત્રીને અતિ શોક થયો. ગરીબોની કુટુંબના માણસો પણ દરકાર કરતા નથી. તેવી જ સ્થિતિ આ ગરીબ બ્રાહ્મણ સ્ત્રીની થઈ.

મરણ થયે ત્રણ દિવસ થઈ ગયા છતાં કુટુંબના વડિલ સરખા પણ સામું જોવા આવ્યા નહિ. આથી સ્ત્રીને બેવડું દુઃખ થવા લાગ્યું. સાત દિવસ થયા છતાં પેલા શેઠ પણ આવ્યા નહિ. આથી બ્રાહ્મણ સ્ત્રીની ચિંતામાં વધારો થયો. મરણ થયાને આજે આઠ દિવસ થયા હતા. તરતની રાંડેલીથી દિવસે તો ઘરની બહાર જવાય

નહિ; એટલે તેણે આઠમો દિવસ રાહ જોવામાં વિતાવ્યો, પણ કાંઈ શુભ પરિણામ આવ્યું નહિ. છેવટે તે થાકી અને પેલા શેઠને ત્યાં રાત્રે જવા તૈયાર થઇ.

શેઠને ઘેર જઇને જુએ છે, તો શેઠના ઘરનાં બારી બારણાં બંધ હતાં. તેણે નીચે ઉભી રહી ખૂબ બૂમો મારી. આ બધી બૂમો શેઠ અને શેઠાણીએ સાંભળી, પણ કોઈએ તેને ઉત્તર આપ્યો નહિ. બ્રાહ્મણ સ્ત્રીની ઘણી બૂમો સાંભળી આખરે શેઠ કંટાળ્યા અને આંખો ચોળતા ચોળતા ઉંઘી ગયાનો ડોળ કરી સફાળા જાગી ઉઠયા હોય તેમ આવીને બારણાં ઉઘાડયાં.

શેઠે જાણી જોઇને પૂછયું, કે તમે કોણ છો? આટલી મોડી રાતે અહીં આવવાનું કારણ શું? આ સાંભળી ગભરાતા હૃદયે બ્રાહ્મણ સ્ત્રી બોલી, શેઠ! હું આપના મહારાજની પત્નિ છું. મારા પતિએ મરતા પહેલાં આપને બોલાવી બે રત્નો આપ્યાં છે, તેના બદલામાં થોડાં નાણાં મારા સ્વામીના ક્રિયાખર્ચ માટે લેવા હું આવી છું. આ સાંભળી શેઠ બોલ્યા, ગોરાણી! તમારૂં મગજ સ્થિર હોય તેમ મને લાગતું નથી, કારણ કે રત્નો સંબંધી હું તો કંઈ જાણતો નથી. તમે તો ગરીબ છો; તમારે ત્યાં રત્નો હોય એ વાતજ મારા માનવામાં આવતી નથી. આટલી મોડી રાતે આમ એકલાં રખડો છો, તે તમારા જેવાં માટે યોગ્ય ન ગણાય, માટે છાનાંમાનાં અહીંથી ચાલ્યાં જાઓ.

આ સાંભળી બ્રાહ્મણ સ્ત્રી ગભરાઈ ઉઠી અને બોલી, શેઠ! જરા ઇશ્વરનો તો ડર રાખો. અમારા જેવાં ગરીબના પૈસા લઈને શું આપ સુખી થશો? માટે કૃપા કરી મારાં બે રત્નો પાછાં આપી દો. આ શબ્દો સાંભળી શેઠ બોલ્યા, તું તો ગાંડા જેવી લાગે છે. ઘડીકમાં પૈસા અને ઘડીકમાં રત્નોની માગણી કરે છે.

આમ બંને રકઝક કરે છે. એવામાં શેઠાણી મેડી-એથી દોડતાં નીચે આવ્યાં ને બાઇને ધમકાવા લાગ્યાં. બાઈ તો બેબાકળી બની ગઈ અને રડવા લાગી. તે બોલી, શેઠ! તમારા જેવા ગૃહસ્થો આમ કરશે, તો પૃથ્વી રસાતળ જશે. માટે દયા લાવી મને નાણું આપો. આ સાંભળી શેઠ ખીજાયા અને બોલ્યા, તારા જેવી તો હજારો આવશે. આમ કોઇના પર આરોપ મૂકતાં શરમાતી નથી. ભિખારણ છે એટલેજ આવા ભિખારણવેડા કરે છે. તારા ધણીનું બારમું કરવું હોય તો કરજે, તેમાં નાહકની મારો જીવ શા માટે ખાય છે? આમ વગર મફતની કોઈ શાહુકારને ચોંટી પડે એટલે તે આબરૂનો માર્યો આપી દેશે, એમ તું ધારીશ નહિ. શેઠે તરતજ પોતાની વાણીયા બુદ્ધિનો ઉપયોગ કર્યો.

એકદમ નજીકના આડોશીપાડોશીને તેણે બોલાવ્યા, અને કહેવા લાગ્યો કે ભાઈઓ! આ વગર મફતની બલા મને વળગી પડી છે. મને ઠગવા આવી છે. મને તો કોઇ દિવસ સાંભળતુંયે નથી કે એના ઘરમાં એક રાતી પાઇ સરખી પણ હોય. છતાં મારી પાસે બે રત્નોની માગણી

કરે છે. માટે મારે શું કરવું? આવેલા ભાઈઓ તો કંઇ બોલ્યા નહિ. બ્રાહ્મણ સ્ત્રીએ તો હૈયાફાટ રોવા અને કૂટવા માંડયું. નિર્જન વન વગડામાં હૈયાફાટ કરુણ રૂદનની કોઈના પર કંઈ અસર થતી નથી તેમ આ બ્રાહ્મણ સ્ત્રીના રૂદનનું થયું! આખરે તે કંટાળી અને રડતી રડતી ઘેર ગઈ.

આમ આખી રાત્રિ તેણે રડવામાં પસાર કરી. સવાર થતાંજ કુટુંબના બે ચાર માણસોને તે બોલાવી લાવી અને બનેલી સર્વ હકીકત તેમને કહી સંભળાવી. છતાં કોઇએ તેની હકીકત સાચી માની નહિ. આખરે તેણે પેલાઓને કહ્યું કે, મારા ઘર ઉપર કોઈ થોડા રૂપીઆ ધીરો તો હું કોર્ટમાં જઈ આ વાતનો ફેંસલો મેળવીશ.

એક દયાળુ ગૃહસ્થે તે બાઇને બસો રૂપીઆ ઘર પર ધીર્યા. શેઠ પર કોર્ટમાં કેસ ચાલ્યો. ન્યાયાધીશે કહ્યું કે, બાઇ! આખરે ધર્મનો જ જય છે, માટે ધર્મ માથે રાખી બોલો. બ્રાહ્મણી બોલી, સાહેબ! હું ધર્મ માથે રાખી અને મારા એકના એક પુત્રના સોગન ખાઇ કહું છું કે મારા પતિએ તેમના મૃત્યુ પહેલાં થોડા દિવસ અગાઉ આ શેઠને બે રત્નો આપ્યાં હતાં. ન્યાયાધીશને બાઈની આ હકીકત સત્ય લાગી એટલે તેમણે બાઈના પક્ષનો એકતરફી ચુકાદો આપ્યો.

દૈવ સંજોગે બ્રાહ્મણ સ્ત્રીનો બાળક ગુજરી ગયો. વળી પેલા શેઠે ન્યાયાધીશના ચુકાદા ઉપર ફરીથી દાવો ભર્યો.

આથી બ્રાહ્મણ સ્ત્રીના દુઃખની તો અવધિ જ ન રહી. બાળક જેવો બાળક ગયો, લક્ષ્મી ગઈ અને જે થોડીઘણી આબરૂ હતી તે પણ ચાલી ગઈ. એટલે તે સર્વ રીતે હેરાન હેરાન થઈ ગઈ. લોકો હાંસી કરવા લાગ્યા. બાઈ તો હૈયાફાટ રડતી રડતી બાળકના મૃત દેહને ઉપાડી રોતી કકળતી ગામની બહાર આવેલા એક જુના શિવાલયમાં પેઠી. ત્યાં જઈ શિવના બાણુ આગળ બાળકના શબને મૂકી છૂટે મોંએ કરુણસ્વરે તે રૂદન કરવા લાગી. બાઇ ગાંડાની માફક વર્તવા લાગી. તેને રાત કે દિવસનું પણ ભાન ન રહ્યું.

રાત્રિના નવ થવા આવ્યા, એટલે સત્‌યુગ અર્ધ્ય લઈ મહાદેવની પૂજા કરવા આવ્યો. આવીને જુએ છે તો એક બાઇ પોતાના બાળકના મૃતદેહને શિવની મૂર્તિ પાસે મૂકીને હૈયાફાટ રડે છે. બાઈને રૂદન કરતી જોઈ તે બોલ્યો, બ્હેન ! તું કેમ રડે છે? આ શબ્દો સાંભળી બાઇ શાન્ત રહી ને કહેવા લાગી, આપ કોણ છો? અને આટલી મોડી રાતે અહીં આવવાનું કારણ શું? સતયુગે જવાબ આપ્યો, કે હું પહેલાયુગનો રાજા છું. હું શિવની પૂજા કરવા આવ્યો છું. આ સાંભળી બાઇએ સત્‌યુગને ખૂબ કાલાવાલા કર્યા. આખરે સત્‌યુગે જવાબ આપ્યો કે બ્હેન! એ કામ મારાથી નહિ બને, પણ મારા સત્ય વચનથી તારૂં કાર્ય કરનાર તને અહીં જ મળશે. બાઇએ તેમને પ્રણામ કર્યા.

બીજો પ્રહર થવા આવ્યો એટલે ત્રેતાયુગ શંકરની પૂજા કરવા તે શિવાલયમાં આવ્યો. ત્યાં તેણે તે બાઇને

રોતી જોઇ અને પૂછયું, બ્હેન! તું કેમ રડે છે? બાઇએ સર્વ હકીકત તેમને કહી સંભળાવી. આ સાંભળી બીજાયુગનો રાજા બોલ્યો, બ્હેન! આ તો ચોથાયુગના રાજાનું રાજ છે. એટલે તારૂં દુઃખ અમારાથી મટાડાય તેમ નથી. માટે તું અહીં જ બેસજે, તારૂં કાર્ય જરૂર થશે. ત્યાર પછીથી ત્રીજા યુગનો રાજા આવ્યો અને તે પણ પહેલા બેની માફક કહીને વિદાય થયો.

છેવટે ચોથાયુગનો રાજા કળિયુગ, શંકરની પૂજા કરવા આવ્યો. તેણે બાઇને રડતી જોઇ અને સર્વ હકીકત તેની પાસેથી જાણી લીધી. કળિયુગે કહ્યું, કે તું મારા કહેવામાં રહે, તો તું સર્વ વાતે સુખી થઈશ. બાઇ તેમ કરવા તૈયાર થઈ. કળિયુગે બાઇને એક યુક્તિ બતાવી અને કહ્યું, બ્હેન! તું ફરીથી કોર્ટમાં જજે અને ન્યાયાધીશ પાસે જઇ કહેજે, કે હું જુઠું બોલી હતી. મારા ધણીએ ચાર રત્નો શેઠને આપ્યાં હતાં અને મેં બે કહ્યાં તેથી મારો છોકરો મરણ પામ્યો. માટે હું ફરીથી કહું છું કે મારા ધણીએ ચાર રત્નો આપ્યાં હતાં. એ સાચું ન હોય તો આ છોકરો એને એ સ્થિતિમાં રહે ને સાચું હોય તો મારો છોકરો જીવતો થાય. આ હકીકત તું ન્યાયાધીશને કહેજે અને તે વખતે હું ત્યાં આવી તારા પુત્રને સજીવન કરીશ. આમ કહી કળિયુગ વિદાય થયો.

બ્રાહ્મણ સ્ત્રી બાળકનું શબ લઇ પોતાને ઘેર આવી, હૈયાફાટ રડવા લાગી. આ સાંભળી આડોશીપાડોશી આવી

પહોંચ્યાં અને કહેવા લાગ્યાં, કે બાઇ ! આમ રડ્યા કરીશ એટલે શું તારો મરેલો પુત્ર સજીવન થશે ? માટે હે બાઇ ! તારો આ મરેલો બાળક અમને સોંપી દે કે જેથી અમે તેનો અગ્નિસંસ્કાર કરી આવીએ. બાઇએ તો કોઈનું કહેવું કંઇ સાંભળ્યું નહિ, અને રડયા જ કર્યું.

લોકોનાં ટોળેટોળાં તેને ઘેર આવવા લાગ્યાં, તેમ તેમ બાઈ વધારે ને વધારે રડવા લાગી. લોકોએ તેને સમજાવી, છતાં તે એકની બે થઇ નહિ. આખરે બધાંના સમજાવ્યાથી બાઇ છાની રહી અને કહેવા લાગી, ભાઇઓ ! હું ગરીબ છું. શેઠે મારાં ચાર રત્નો પચાવી પાડયાં છે. માટે મારા પર કૃપા કરી મારી વહારે ધાઓ. મારી મીલ્કત છે તે સર્વ વેચી દઇને તમે સરકારમાં ન્યાયને માટે લડો. જ્યાંસુધી તમે મને સહાય નહિ કરો ત્યાંસુધી મારાથી એમાંનું કંઈ થઈ શકે તેમ નથી.

આ સાંભળી એક વૃદ્ધા બોલી, બ્હેન ! આજસુધી તો તું કહેતી હતી કે શેઠને બે રત્નો આપ્યાં છે અને હવે કહે છે કે ચાર રત્નો આપ્યાં છે. એ બેમાં શું સત્ય છે તે અમારાથી જાણી શકાતું નથી. પહેલાં બે રત્નો માટે તું લડી, તેમાં તેં તારો પુત્ર ગુમાવ્યો અને ઘરબાર વેચીસાટીને તું ભિખારણ બની બેઠી. જુઠી વસ્તુને સાચી કરવાના મિથ્યા પ્રયત્નો હવે તું જવા દે તો વધારે સારૂં. આમ લડયા કરીશ તેથી તારાં ધનમાલ અને બાળક કંઈ પાછાં આવવાનાં નથી. માટે મારૂં કહ્યું તું માનીશ, તો સર્વ રીતે સુખી થઇશ. હું તો તને નમ્રતાથી કહું

છું કે બ્હેન ! આ મિથ્યા બકવાદ છોડી દે અને શાન્તિ ધારણ કરી બનેલી સર્વ હકીક્ત ભૂલી જઇ ઇશ્વર-ભક્તિમાં તારા અસ્થિર મનને પરોવીશ તો તું સુખી થઇશ.

આ સાંભળી બ્રાહ્મણ સ્ત્રી બોલી, બ્હેન ! હું જે કહું છું તે ખરૂં છે. માટે મારાં દીન વચનો સાંભળી મારી વહારે ધાઓ.

ટોળામાંથી બેચાર દયાળુ માણસો તેની વહારે ધાવાને તૈયાર થયા. બીજે દિવસે તેઓ ન્યાય માગવા ન્યાયાધીશ પાસે ગયા. ન્યાયાધીશે બાઈની હકીકત સાંભળી. કચેરીના માણસો પણ બાઈની વિચિત્રતા જોઇ હસવા લાગ્યા. બાઈએ પોતાના મૃત્યુ પામેલા છોકરાને સાથે જ રાખ્યો હતો, આથી ન્યાયાધીશને પણ કંઇક નવાઈ જેવું લાગ્યું. ન્યાયાધીશે બાઇને પ્રશ્નો પૂછવા માંડયા.

ન્યાયાધીશઃ—બાઈ, તમારે ફરીથી આ કોર્ટનો આશરો લેવાનું કારણ શું ?

બાઈઃ—સાહેબ ! પહેલી વખત હું ભૂલથી જુઠું બોલી હતી. ખરી રીતે મારા ધણીએ આ શેઠને ચાર રત્નો આપ્યાં હતાં અને મારાથી બે બોલાઈ ગયાં. આથી મારો પુત્ર મરણ પામ્યો.

ન્યાયાધીશઃ—તમારા ધણીએ બેને બદલે ચાર રત્નો આપ્યાં છે, તેની ખાતરી શી ?

બાઈ:—સાહેબ, રત્નો આપ્યાં ત્યારે હું અને મારા સ્વામી બેજ હાજર હતાં, બીજું કોઈ હાજર ન હતું. વળી મારા સ્વામીની એવી ઇચ્છા હતી, કે રત્નોની વાત કોઇને જાહેર ન કરવી. અમે ગરીબ હતાં અને ન્યાતના લોકો પરાણે મારી પાસે મારા સ્વામીના ક્રિયા-ખર્ચમાં વધારે ખર્ચ ન કરાવે અને પાછળથી થોડાં વધેલાં નાણાંથી અમારા બે જીવનું સારી રીતે ગુજરાન ચાલી શકે એ શુભ ઈચ્છાથી મારા સ્વામીએ કોઇને એ હકીકત કહી ન હતી.

ન્યાયાધીશ:—શેઠને ચાર રત્નો આપ્યાં છે તેનો કંઇ પુરાવો આપશો?

બાઈ રડતી રડતી બોલી, સાહેબ! આ મારો એકનો એક પુત્ર છે, તે મૃત્યુ પામ્યો છે. જો તે સજીવન થાય તો મારા સ્વામીએ ચાર રત્નો શેઠને આપ્યાં છે તે સાચું ગણવું.

ન્યાયાધીશ તથા સાથે કામ કરનાર અને બીજા શ્રોતાઓ આ સાંભળી આશ્ચર્ય પામ્યા. બાઇને ન્યાયાધીશે કહ્યું, કે જો તું કહે છે, તે પ્રમાણે થશે તો તને તારાં ચાર રત્નો શેઠ પાસેથી પાછાં અપાવવામાં આવશે.

ન્યાયાધિશનો હુકમ થતાં બાઈએ કળિયુગના કહેવા પ્રમાણે કર્યું અને તરતજ મૂએલા છોકરાએ રડવાનું શરૂ કર્યું. કચેરીના સર્વ માણસોને બાઇના સત્યપણા માટે દયા આવી અને શેઠની લૂચ્ચાઈ માટે તેને ધિક્કારવા લાગ્યા.

ન્યાયાધીશે શેઠને બોલાવ્યા અને જુબાની લેવા માંડી. શેઠ તો ધ્રૂજવા લાગ્યા અને બોલ્યા, સાહેબ! આ કળિયુગના જમાનામાં સત્યવક્તા જુઠા ઠરે છે અને જુઠા સાચા બની બેસે છે. આપ મને જુઠો શી રીતે ઠરાવો છો? બાઇ તો ઘડીકમાં બે કહે છે અને ઘડીકમાં ચાર કહે છે. તેના બોલવામાં કયાં ઠેકાણું છે? સાહેબ, જો આપ બાઇના કહેવા ઉપર ભરોસો રાખી મારા ઉપર આરોપ મૂકશો તો મારી આજ સુધીની સાચવી રાખેલી શાહુકારી ધૂળ ભેગી મળી જશે. અમારા ઉપર કોઈ વિશ્વાસ રાખશે નહિ. હું તો નિર્દોષ છું અને રહીશ.

ન્યાયાધીશે કહ્યું, શેઠ! તમને કોઈ ચોર ઠરાવતું નથી. તમે નિર્દોષ છો એ વાત પણ કદાચ અમે સાચી માનીએ છીએ. ન્યાયાધીશ આખરે ખૂબ વિચાર કરી બોલ્યા, શેઠ! મારી ઇચ્છા છે કે અમારા અમલદારો આપના ઘરની તપાસ કરે અને ત્યાંથી જો રત્નો ના મળે તો તમે નિર્દોષ છો. આ હકીકત સાંભળી શેઠ ધ્રૂજવા લાગ્યા.

અમલદારોએ ન્યાયાધીશના કહેવાથી શેઠના ઘરની જપ્તી કરી તો તેમાંથી બે રત્નો મળ્યાં. અમલદારો બે રત્નો લઇ ન્યાયાધીશ પાસે આવ્યા. સર્વજનો શેઠની ધૂર્તતા જોઈ તેને ધિક્કારવા લાગ્યા.

ન્યાયાધીશઃ—શેઠ! આ બે રત્નો માટે તમારે કંઈ કહેવું છે? શેઠ તો ધ્રૂજતા ધ્રૂજતા કાંઇ બોલ્યા ચાલ્યા

સિવાય એક બાજુ પર ઉભા રહ્યા. આથી ન્યાયાધીશને શેઠના ઉપર વધારે ક્રોધ ચઢયો અને બોલ્યા, ગરીબોનું લોહી ચૂસી જીવનારાઓ! તમારૂં આવું પોલ ક્યાં સુધી ચાલશે ? ગરીબોને લૂંટી બંગલા બંધાવવા છે! ગરીબોને લૂંટી મોટરો અને ઘોડાગાડીઓમાં ફરી ભોગવિલાસ ભોગવવા છે, મીલમાલિકો બનવું છે, મોટા મોટા ઈલ્કાબો મેળવવા છે અને સ્વાદિષ્ટ ભોજનો જમવાં છે! ગરીબોને છેતરી વૈભવો ભોગવવા છે. સાચાનાં જુઠાં કરવાં છે. તમારૂં આવું પોલ ક્યાં સુધી નભશે ? ન્યાયાધીશના આ શબ્દો બાણની પેઠે શેઠને સાલવા લાગ્યા. આ બધું શેઠે નીચે મૂખે સાંભળ્યા કર્યું, અને એક પણ શબ્દ ઉચ્ચાર્યો નહિ.

ન્યાયાધીશઃ—કસાઈને જીવતા ઢોરને મારતાં દયા નથી આવતી, તેમ તમને જીવતા મનુષ્યોનું લોહી ચૂસી લેવામાં જરાએ દયા આવતી નથી. બાઈના પૂર્વના પૂણ્યે કરી, તેના ઉપર બીજાઓને દયા આવી અને તેઓએ તેને મદદ કરી, જેથી તે ન્યાય મેળવી શકી. પણ ઘણા ગરીબ બિચારા જેઓ સમાજમાં તદ્દન ગરીબ છે, તેવા કેટલાયે સાચા માણસો તમારા જેવા શેઠોની આવી માયાવી જાળમાં ફસાઈ સમાજની આંખે જુઠા દેખાતા હશે. ન્યાયાધીશે શેઠને ઉદ્દેશીને કહ્યું, કે તમે તો આ ગરીબ બાઈની સમાજમાં ઘણી અપકીર્તિ કરી છે. તેને તમે ઘણી હેરાન કરી છે. એના નિસાસા તમને લાગ્યા.

પ્રભુએ કૃપા કરી આ બાઈને તારી લીધી. આખરે ધર્મનો જય થયો અને શેઠનો અધર્મને લીધે પરાજય થયો

ન્યાયાધીશે કહ્યું, કે આ શેઠને જેટલી શિક્ષા કરીએ તેટલી ઓછી છે. કારણ કે આવા કેટલાએ ગરીબ લોકોને તેમણે લૂંટયા હશે, રંજાડયા હશે અને કેટલાનાં ઉનાં આંસુઓની હાય તેમણે લીધી હશે. ઇશ્વરે તેમને યોગ્ય બદલો આપવાની ઈચ્છાથી જ આ સ્થિતિ પ્રાપ્ત કરાવી છે.

કોર્ટ આ શેઠને ફરમાવે છે કે તેમનાં ધનમાલ, જમીન, જાગીર સર્વ વેચી સાટીને આ બાઇનાં બે રત્નોની કિંમત તેઓ પુરી કરી આપે.

આ સાંભળી શેઠ ધ્રૂજતે સ્વરે બોલ્યા, નામદાર! હું નિર્દોષ છું. મેં એ બાઇનાં રત્નો લીધાં નથી. છતાં નામદાર કોર્ટ મને જે ફરમાન કરે છે, તે મારા જેવા માટે યોગ્ય નથી. કારણ કે ફરમાન મુજબ જો બે રત્નો એ બાઇને આપવામાં આવે તો હું તદ્દન નિરાધાર બની જાઉં, કારણ કે એ બે રત્નોની કિંમત મારી સર્વ મિલ્કત વેચી સાટીને આપે અને તે ઉપરાંત મારાં છોકરાં આખી જિંદગી સુધી કમાઇને એ બાઈને આપે તો પણ પુરી થઇ રહે તેમ નથી. હું નામદાર કોર્ટને અરજ કરૂં છું, કે મારા ઉપર દયા લાવી આવી ભારે શિક્ષામાંથી મને મુક્ત કરે.

ન્યાયાધીશઃ—શેઠ તમે નિર્દોષ છો, એ માનવામાં આવતું નથી. એ બાઇનાં બે રત્નો લીધેલાં તમે કબુલ કરો છો. પહેલાં તો તમે તદ્દન ના જ પાડતા હતા. પણ જ્યારે

તપાસ થઈ ત્યારે તમે તે બાબત કબુલ કરો છો. માટે તમે ગુન્હેગાર છો. નામદાર કોર્ટ તમને જે શિક્ષા ફરમાવે તે યોગ્ય છે. તમારી મિલ્કત વેચી નાખવામાં આવશે અને તમને સરકારે ચણાવેલા સુશોભિત મહેલોની દિવાલોમાં પૂરવામાં આવશે. ત્યાં નિરાંતે તમારા મિત્ર કળિયુગની માળા ફેરવજો.

શેઠ:—હે ધર્મરાય! તમે જે કહો છો તે સત્ય છે. હું કળિયુગનો મિત્ર છું એ વાત ખરી છે. પણ કળિયુગે મારી મિત્રતા તોડી નાખી છે, મારૂં સર્વસ્વ લૂંટાવ્યું છે અને મને યોગ્ય શિક્ષા અપાવી છે. મારાં બાળબચ્ચાંને મારાથી અલગ રખાવ્યાં છે. આજ સુધી મારી અજ્ઞાનતાને લીધે મારાથી એની માયાવી જાળ સમજાતી ન હતી. પણ હવે હું બરાબર સમજ્યો કે આ બધા પ્રતાપ કળિયુગના હતા. તેણે જ મને ફસાવી મારી આ સ્થિતિ કરી છે. વૃદ્ધાવસ્થામાં સુખ મળશે એ ઇચ્છાથી મેં આ સર્વ કર્યું હતું, પણ સુખ તો કયાંયે ચાલ્યું ગયું અને તેને બદલે મારે દુઃખ ભોગવવું પડશે. મારાં બાળબચ્ચાંને દુઃખી જોઇશ, એથી મારા દુઃખમાં વધારો થશે. એક વૃદ્ધાવસ્થાનું દુઃખ અને બીજું બાળબચ્ચાંની કંગાલ સ્થિતિ, એ બે દુઃખો મને ચિંતારૂપી અગ્નિથી બાળી મૂકશે. મારૂં શું થશે તે તો ઇશ્વર જાણે! આખરે ધર્મનો જ જય થાય છે, તેનું ભાન મને આ ઘડીએ થયું.

આમ શેઠ પશ્ચાતાપ કરવા લાગ્યા. સારૂં થાય છે, ત્યારે મૂર્ખ માનવી એમ સમજે છે કે મારા

નસીએ થયું અને દુઃખ આવે છે ત્યારે પરમાત્માએ મોકલ્યું. વિપત્તિ સાચા જ્ઞાનની માતા છે. વિપત્તિથી ઈશ્વર યાદ આવે છે. વિપત્તિથી માણુસને અવનવા અનુભવ થાય છે. વિપત્તિથી સત્સંગ કરવાની પ્રેરણા મળે છે. આમ એક વિચારથી બીજા વિચારમાં શેઠનું મન અટવાવા લાગ્યું. જેલખાનામાં તેમને સ્વપણાનું ભાન થયું. આત્માને ઓળખવાની તેમને સાચી તક મળી. તેમણે કળિયુગને ઓળખ્યો.

કળિયુગની છાયામાં રહેનારને સર્વ રીતે સુખ મળે છે, પણ એ સુખ ઝાંઝવાના નીર જેવું છે. જ્યારે મનુષ્યને સત્યજ્ઞાન પ્રાપ્ત થાય છે ત્યારે જ તેને બધું સમજાય છે. મનુષ્ય જન્મે છે ત્યારથી કળિયુગની નિંદા કરે છે. કળિયુગનાં લક્ષણોથી દૂર રહેવા સમાજને તે બોધ કરે છે. છતાં બોધ કરનાર જ તેની માયાવી જાળમાં આબાદ ફસાઈ જાય છે. તે વૈભવો અને લક્ષ્મી પ્રાપ્ત કરવા, અનેક કાળાંધોળાં કરે છે. લક્ષ્મી પ્રાપ્ત થતાં જ કળિયુગ તેને હાથમાં રમાડે છે અને આનંદ કરાવે છે. પણ તે ધર્મ, નીતિ, સત્ય અને ઇશ્વરને ઉંચે મૂકાવે છે. અનેક નીચ કાર્યો આપણી અજ્ઞાનતાનો દુરુપયોગ કરી આપણી પાસે તે કરાવે છે. દરેક મનુષ્યને તેની માયામાં ફસાવવા તે યત્ન કરે છે. કોઇ વીરલા જ તેમાંથી મુક્ત રહી શકે છે. આવું સત્ય જ્ઞાન શેઠને જેલની કોટડીની દિવાલોમાં થયું. બેઇમાની મનુષ્યોને કળિયુગ શિક્ષા કરે છે.

ચાર યુગના ચાર રાજા છે. તેમનો ઉપરી સર્વવ્યાપક ઇશ્વર છે. ચક્રવર્તી રાજાના હાથ નીચે અનેક નાના મોટા રાજાઓ હોય છે. તે બધાઓને તેની આજ્ઞા મુજબ વર્તન કરવું પડે છે. તેની આજ્ઞાની વિરુદ્ધ વર્તન કરનારને યોગ્ય શિક્ષા કરવામાં આવે છે. તેજ પ્રમાણે ચાર યુગના ચાર રાજા ઇશ્વરના તાબામાં છે. તેમાં છેલ્લા યુગનો રાજા સર્વવ્યાપકને ન ગણતાં તે પોતાને જ સર્વવ્યાપક ગણે છે. જન્મ આપનાર, પ્રારબ્ધ ઘડનાર, પાલનપોષણ કરનાર, સૃષ્ટિની રચના કરનારને કળિયુગના માયાવી અલ્પ સુખને લીધે આપણે ભૂલી જઇએ છીએ.

ધર્મ તો હરેક માણસને વહાલો હોય છે પણ તેનું યોગ્ય રીતે પાલન કરવામાં કંટાળો આવે છે. કળિયુગમાં જે મનુષ્ય ધર્મ અને ઇશ્વરને ભૂલી અમનચમન ઉડાવે છે તે સર્વને કળિયુગ પકડી પકડીને ઈશ્વરને સોંપવાનોજ. પ્રભુના ચોરોને પકડનાર ન્યાયી યુગ તો કળિયુગ છે. સત્ય એજ પ્રભુ અને પ્રભુ એજ સત્ય. આખરે ધર્મનો જય અને પાપનો ક્ષય.

---

# અધ્યાય ૧૯ મો.

---

બાળયોગી:—હે માતા, આ કળિયુગ પણ તપથી જ યુગનો રાજા થયો છે. તે સર્વવ્યાપકના હાથ નીચે રહી સર્વ દુનિયાને દોરે છે. દુનિયા એના કબજામાં રહે, પણ દુઃખી થાય તેનું પાપ કળિયુગને લાગે. ત્યારે તો કળિયુગને પણ ફેર જન્મ મરણના ચક્કરમાં પડવું પડતું હશે, નહિ વારૂ ? આ પ્રશ્ન પૂછવાનું કારણ એ છે કે આપે મને પહેલાં કહ્યું હતું કે પ્રભુ સર્વવ્યાપક છે અને તેમનાં પત્નિ માયા છે. એ બે સિવાય બીજું કશું છેજ નહિ. તો એ કર્તા સિવાય બીજાં બધાં બે જણનાં અંગ છે. મારી એ શંકા દૂર કરો.

નર્મદા:—કળિયુગમાં અનેક જાતનાં પાપ થાય છે. તેનું ફળ કળિયુગને ભોગવવું પડતું નથી. કારણ કે પ્રારબ્ધનો ઘડનાર મનુષ્ય જાતે છે. મનુષ્ય જેવાં કર્મ કરે છે, તેવાં ફળ તેને ભોગવવાં પડે છે. ન્યાય તો પ્રભુનો અને કળિયુગનો એકજ છે. કળિયુગમાં પણ સૌ સૌના હાથે કરે તેવું પામે છે. કળિયુગ કોઈને જોરથી કોઈ કાર્ય કરાવતો નથી. જે કરે તે ભોગવે. હરેકને મન અને બુદ્ધિ ઈશ્વરે આપેલાં છે. તેનો સદુપયોગ કરી તે કર્મ કરે, તો

તે સુખી થાય. પણ અભિમાનને વશ થઇ મનુષ્ય અધર્મ કરે છે, તો તેનું પાપ કરનારનેજ ભોગવવું પડે છે. કળિયુગ સાચા મનુષ્યની અનેક રીતે કસોટી કરે છે. જંગલમાં તપ કરનારને અનેક દુઃખો કળિયુગ દે છે, છતાં સાચો તપસ્વી તેનાથી ડરતો નથી. એવા વિજયી મનુષ્ય પર કળિયુગ પોતે છત્ર ધરે છે. બોડાણા ભક્તની તેણે અનેક રીતે કસોટી કરી. એ કસોટીમાંથી તે સારી રીતે પસાર થયા, જેથી તેમનું નામ જગતમાં અમર થઇ ગયું. નરસિંહ મહેતાની પણ તેણે કસોટી કરી અને તેમને મોક્ષ આપ્યો. કળિયુગની આકરી કસોટીમાંથી જે મનુષ્ય પાર ઉતરે છે, તે માણસને ત્યાં કળિયુગ નોકરી કરે છે. તેનું સર્વ રીતે રક્ષણ પણ તે કરે છે. કળિયુગ પોતે પાપ કર્મ કરતો નથી, કારણ કે પાપનાં ફળ એને ભોગવવાં પડે. કળિયુગ તો ઘણો આકળો છે. છતાં તપેશ્વરી, દાનેશ્વરી અને ધર્મિષ્ઠને માટે તે બહુજ સારો છે. કારણ કે કળિયુગમાં કરેલાં કર્મનાં ફળ તો તરતજ મળે છે. પણ સત્ સમાન સુખ નહિ. માટે હે બાળયોગી! મનુષ્ય જેવી કરણી કરે છે તેવાં ફળ તેને ભોગવવાં પડે છે. તેનું એક દૃષ્ટાંત તને કહું તે તું ધ્યાનથી સાંભળ.

એક ગામમાં એક બ્રાહ્મણ રહેતો હતો. તે સર્વ રીતે સુખી હતો. બ્રાહ્મણની ઉંમર ચાલીસ વરસની થવા આવી હતી, એવામાં દૈવયોગે તેની પત્નિનું મૃત્યુ થયું. આ વખતે તેને ચાર સંતાન હતાં. આથી બ્રાહ્મણ પર એકાએક આફત આવી પડી. તે દુઃખના દરિયામાં

ડૂબી ગયો તેનાથી કોઈ રીતે આ ભવસાગરમાંથી નીકળાય તેમ ન હતું. આથી તેણે સુખ મેળવવાનાં મિથ્યા વલખાં મારવાં શરૂ કર્યાં. વિચારો બદલાતાં ભાગ્ય પણ બદલાય છે. એ સૂત્રાનુસાર તેના વિચારોમાં નીચ મિત્રોની સોબતથી પરિવર્તન થયુ. પરિવર્તન થતાં જ અનેક નીચ કાર્યો કરવાની તેના મનમાં ઈચ્છા જાગૃત થઈ. મિત્રો પણ એવા મળ્યા કે તેમણે તેના પહેલાંના સારા વિચારોને હાંકી દીધા. મિત્રોએ સલાહ આપી, કે ભાઈ! તારી પાસે ખૂબ ધન છે, છતાં તું દુઃખ શા માટે ભોગવે છે? તું દુઃખી થાય છે અને સાથે સાથે તારાં બાળકો પણ દુઃખી થાય છે. માટે તેઓને દુઃખમાંથી મુકત કરવાનો એક સુલભ માર્ગ તને બતાવીએ.

આ સાંભળી બ્રાહ્મણના મનમાં અનેક તરંગો ઉદ્ભવ્યા અને નાશ પામ્યા. બ્રાહ્મણે અધિરાઇથી પૂછ્યું, ભાઇઓ! મારા સુખનો સુલભ માર્ગ તમે મને બતાવો. આ સાંભળી કાકતાલિય મિત્રોએ પુનર્લગ્ન કરવાની તેને સલાહ આપી. મિત્રોએ કહ્યું, આ નાનો છોકરો સાતઆઠ વર્ષનો છે, તેને પંદર વર્ષે કદાચ પરણાવવાનો વખત આવે તો તમને પંદર વર્ષે સુખની ઝાંખી થાય. માટે અમારી ઈચ્છા મુજબ થાય તો સર્વ રીતે તમારૂં જીવન સુખી થાય. મિત્રોએ રેડેલું વિષ બ્રાહ્મણની રગેરગમાં પ્રસરી ગયું. આથી તેની ઈચ્છા પુનર્લગ્ન કરવાની થઈ. તેણે તે માટે ખાનગી પેરવી કરવા માંડી. આ વાતની ખબર મિત્રોને પણ પડી. તરત જ તેમણે એવી સરસ ગોઠવણ કરી કે જેથી બ્રાહ્મણ તેમાં જલદી ફસાય.

મિત્રોએ બે વેશધારી માણસોને કન્યાના બાપ અને કાકા બનાવ્યા અને તેમને બ્રાહ્મણને ઘેર તેડી લાવ્યા. ત્યાં કન્યા સંબંધી સઘળી પૂછપરછ થઈ. આથી બ્રાહ્મણની પુનર્લગ્ન કરવાની ઇચ્છા દૃઢ થઇ. લેવડદેવડનો આંકડો નક્કી કરવામાં આવ્યો. આંકડો સાંભળી બ્રાહ્મણ જરા અચકાયો, પણ સુખ મેળવવાની લાલસાએ મોટા આંકડાની પણ તેણે દરકાર કરી નહિ.

બીજે દિવસે વેશધારી માણસો અને પેલા લંગોટિયા મિત્રો સાથે તે બ્રાહ્મણ કન્યા જોવા માટે ઉપડી ગયો. સર્વ જાતની ગોઠવણ પહેલેથી નક્કી કરવામાં આવી હતી. પેલા મિત્રોએ તેની પાસે સો રૂપીયાની માગણી કરી. તે માગણીનો તેણે તરત જ સ્વીકાર કર્યો.

તે લોકો કન્યાના ગામના ચાર પાંચ આગેવાનોને મળ્યા. તેમની પાસેથી કન્યા સંબંધી પૂછપરછ કરી, છતાં દરેકની પાસેથી એકજ જવાબ મળ્યો. આથી બ્રાહ્મણના મનને સંતોષ થયો. જ્યારે કન્યા બતાવવામાં આવી ત્યારે બ્રાહ્મણને વિશેષ હર્ષ થયો, આખરે કોઇ પણ ઉપાયે એ કન્યા સાથે તેનું લગ્ન થાય એવો ખાસ ભાર તેણે મિત્રો પર મૂકયો. મિત્રોને તો એ વાત ગમતી જ હતી. એટલે તેમણે તેની માગણીનો સ્વીકાર કર્યો અને પ્રયત્ન કરવા લાગ્યા. રૂપીઆ પાંચ હજાર ઠરાવી લગ્નનો દિવસ નક્કી કરવામાં આવ્યો. બ્રાહ્મણે રૂપીઆ ગણી આપી લગ્ન કર્યું. રૂપીઆ મળતાં સઘળા મિત્રો ચાલ્યા ગયા. બ્રાહ્મણ તો એકલો રહ્યો.

જ્ઞાતિના રિવાજ મુજબ જ્ઞાતિના આગેવાનોએ તેને જ્ઞાતિ બહાર મૂકયો. આથી આડોશી પાડોશી તેને ઘેર આવતા બંધ થયા. નાનાં બે ત્રણ છોકરાંને રાખે કોણ? ઓરમાન માનું હેત બાળકો પર જરાએ હતું નહિ. છોકરાં રડયા કરે છતાં મા જરાએ દરકાર કરતી નહિ. આડોશી પાડોશીને બાળકોની દયા આવતી, પણ જ્ઞાતિનાં બંધન દયાના પ્રવાહને રોકતાં હતાં. આથી છોકરાંની કફોડી દશા થઈ. ગામમાં હો, હો, થઈ રહી. લોકો તેને આ કૃત્યને માટે ફીટકારવા લાગ્યા, છતાં તેના વજ્ર હૃદય પર જરાએ લાગણી થઈ નહિ. લોકોના શબ્દો એક કાને સાંભળી બીજે કાનેથી તે કાઢી નાખતો. આમ કેટલાય દિવસ ચાલ્યું.

એક દિવસ બ્રાહ્મણને કોઇ અંગત કાર્યને માટે પરગામ જવાનું થયું. આથી બાળબચ્ચાંને પોતાની પત્નિને સોંપી ત્યાંથી તે વિદાય થયો. આ વાતની ખબર પેલા કારભારી મિત્રોને મળતાં તરતજ તેમણે આવી પેલી સ્રીને નાસી જવા સમજાવ્યું. બે ચાર દિવસમાં બ્રાહ્મણ ઘેર આવ્યો. આવ્યા પછી નવપરણીત પત્નિએ પોતાનું સ્રી-ચરિત્ર પતિ સમક્ષ અજમાવવાની યુક્તિ કરી. યુક્તિમાં તે સફળ થઈ. તેના કારભારીઓએ આપેલી સલાહ મુજબ તેણે વર્તન ચલાવ્યું. વળી બ્રાહ્મણના મિત્રોએ તરકટ રચ્યું હતું. સ્રીનાં બનાવટી માબાપ ઉભાં કર્યાં. તેઓએ ત્રણ માસ થઇ જવાથી છોકરીને પોતાને ઘેર મોકલી આપવા પોતાના જમાઇને જણાવ્યું. આમ બંને બાજુથી

હબાણુ થયું. આથી બ્રાહ્મણુ જરા કંટાળ્યો. છેવટે તેણે તેને જવાની પરવાનગી આપી. સ્ત્રી નાની હતી, પ્રથમ સાસરે આવી હતી એટલે કંટાળો આવે, માબાપ સાંભળે, એમ જાણી તેણે તેને જવાની પરવાનગી આપી.

અગાઉની ગોઠવણુ મુજબ જતી વખતે સ્ત્રીચરિત્ર તેણે અજમાવ્યું. તે કહેવા લાગી કે સ્વામીનાથ! સર્વ માયાનાં સગાં છે. મારાં માતપિતાએ આપની પાસેથી પાંચ હજારની મોટી રકમ મને વેચીને લીધી, એટલે એમની ભૂખ ભાગી. એ માબાપ કહેવાય કે રાક્ષસ કહેવાય? આવા આવા અનેક શબ્દોની પૂષ્પાંજલિ માબાપો પર પોતાના સ્વામીને સાંભળતાં તેણે વરસાવી. વળી કહેવા લાગી કે સ્વામીનાથ! મારા સારા ભાગ્યવડે આપ જેવા મને મળ્યા, નહિ તો મારી શી દશા થાત?

સ્ત્રીનાં આવાં વચનો સાંભળી ભોળા બ્રાહ્મણુને પત્નિ માટે વધારે પ્રેમ ઉત્પન્ન થયો. તે બહુ ખુશી થયો. સ્ત્રીએ વળી પતિનો વિશ્વાસ મેળવવાની ખાતર રડવાનો ખોટો ઢોંગ કર્યો. આથી પતિને તેના પર વધારે વિશ્વાસ આવ્યો. પત્નિને છાની રાખતાં તે બોલ્યો, વ્હાલી! તારાં વચનો સત્ય છે. વળી કળિયુગના જમાનામાં સ્ત્રીને એકલીને ઘર બહાર કાઢવી એ ઈચ્છવા યોગ્ય ન ગણાય, માટે મારે જાતેજ તને મૂકવા આવવું જોઇએ.

જવાનો દિવસ નક્કી કરવામાં આવ્યો. પત્નિ અને બાળકોને લઇને તે પોતાને સાસરે અનેક મુશ્કેલીઓ વેઠતો વેઠતો પહોંચી ગયો.

પેલા કારભારીઓએ ત્યાં એક મકાન ભાડે રાખ્યું હતું. ત્યાં બધાં ગયાં. થોડા દિવસ ત્યાં રહ્યા બાદ બ્રાહ્મણે પોતાને ઘેર જવાની રજા માગી, કારણ કે છોકરાંને અજાણ્યું લાગતું હતું અને આખો દિવસ તે રડારોળ કરી બધાંને હેરાન કરી મૂકતાં હતાં. કારભારી સસરાએ જમાઈને ખૂબ સમજાવ્યા અને રહેવાને માટે ઉપરચોટીયું દબાણ કરવા માંડયું, પણ તેણે માન્યું નહિ.

વિદાયગીરી લેતા પહેલાં તે પોતાની પત્નિને મળ્યો અને કહ્યું, કે હું જાઉં છું; તું થોડા દિવસ રહીને આવજે. પતિના શબ્દો સાંભળી સ્ત્રીએ રડવાનો ઢોંગ કર્યો અને બોલી, સ્વામીનાથ ! આ ત્રણ છોકરાંમાંથી એકને મૂકતા જાવ, જેથી મારા ચિત્તને આનંદ થાય અને આપને એક બાળકની ચિંતામાંથી મૂક્તિ મળે. ખૂબ રકઝક પછીથી તેણે નાની છોકરીને ત્યાં રહેવા દેવાની ઇચ્છા જણાવી. છોકરીને મૂકીને બ્રાહ્મણે એક પગલું ભર્યું, કે તરતજ છોકરીએ રડવાનું શરૂ કર્યું. છોકરીનું હૈયાફાટ રૂદન સાંભળી તેણે તેને પોતાની સાથે લઇ જવાનું નક્કી કર્યું. બનાવટી સસરાએ જમાઇને થોડી ઘણી દક્ષિણા આપી, આથી બ્રાહ્મણને અતિ હર્ષ થયો. બાળકો સહિત તે પોતાના ઘર તરફ જવા ઉપડયો. મુશ્કેલીઓ વેઠતો વેઠતો તે ઘેર પહોંચ્યો.

બનાવટી સસરાએ કન્યાને તેનાં ખરાં માબાપને ઘેર મોકલી આપી. તે ગામ એ ગામથી પચાસ માઈલ દૂર હતું. કન્યાનાં ખરાં માબાપ ગરીબ હતાં. ન્યાતે દરજી હતાં,

આથી આખો દિવસ પોતાના ગુજરાન અર્થે શીવવાનું કામ તેઓ કરતાં હતાં. કન્યાને બે ચાર માસે પોતાને ઘેર આવેલી જોઇને ગમે તેવાં માબાપને પણ આનંદ થયા સિવાય રહેતો નથી, તેમ આ માબાપોને થયું.

બીજા દિવસે માબાપો પોતાની કન્યાને પોતાના ખરા જમાઈને ત્યાં મૂકી આવ્યાં કન્યા પેલા બ્રાહ્મણથી ન ઓળખાય તેટલા માટે માબાપોએ છોકરીના આખા શરીર પર ભરવાડણના જેવાં છૂંદણાં છૂંદાવ્યાં. આથી તેનું સ્વરૂપ બદલાઇ ગયું.

બ્રાહ્મણ ન્યાત બહાર હતો, તેથી જ્ઞાતિનાં તેમજ અન્ય સગાંવહાલાં કોઇ તેને મદદ કરતું નહતું. આથી બ્રાહ્મણની કફોડી સ્થિતિ થઈ. નાનાં બાળકોનું તોફાન દિવસે દિવસે વધતું જતું હતું. બાળકોને મા વિહોણાં જોઈ ઘણીવાર પિતાનું હૃદય લાગણીથી ભરાઈ આવતું હતું. આમ બે ત્રણ માસ તેણે દુઃખે વિતાવ્યા. પત્નિની રાહ જોઇને, તેની ધીરજ પણ ખુટી ગઈ હતી.

એક દિવસ તેણે પોતાના એક મિત્રને પોતાની પત્નિને તેડવા જવા કહ્યું. મિત્ર તૈયાર થયો. તેની પાસેથી મિત્રે દશ બાર રૂપીઆ લીધા અને તે ત્યાંથી બ્રાહ્મણના સાસરે જવા નીકળ્યો. બે ત્રણ દિવસે અથડાતો કુટાતો તે ત્યાં પહોંચ્યો. જઇને જુએ છે તો બ્રાહ્મણના બનાવટી સસરાનું કંઇ ઠેકાણું હતું નહિ. આથી પેલા મિત્રે આડોશી પાડોશી અને મકાનના માલીકને સર્વ પૂછપરછ

કરી. તેમણે જવાબ આપ્યો, કે તેઓ તો અહીંથી મકાન ખાલી કરી કોણ જાણે કયાં ગયાં તેની અમને કોઇને ખબર નથી. આ સાંભળી પેલા મિત્રને બ્રાહ્મણ પત્નિની વધારે ચિંતા થવા લાગી. તેણે ઘણાને એ બાબતની જાણ માટે પૂછપરછ કરી, છતાં કંઈ સંતોષકારક જવાબ મળ્યો નહિ. પેલા મકાન માલીકે પત્તો સરખો પણ ન બતાવ્યો અને ઉલટું તેઓ પાસે એક વર્ષનું ઘરનું ભાડુ લેણું પડે છે, તે આપી જવા માટે તેને ભારપૂર્વક વિનંતિ કરી. અને જો તે નહિ આપી જાય, તો તે થોડા દિવસમાં ત્યાં આવીને લઈ જશે એમ કહ્યું. આમ બેવડી અણધારી આફતથી પેલો મિત્ર ગભરાયો. શું કરવું તેની તેને કંઈ સમજણ પડી નહિ. તરત તે ઘર તરફ પાછો રવાના થયો.

ઘેર પહોંચી સર્વ હકીકત તેણે બ્રાહ્મણને જણાવી. હકીકત સાંભળતાંજ બ્રાહ્મણ પર આફતનાં વાદળ તુટી પડયાં. તેના તો રૂપીઆના રૂપીઆ ગયા અને સાથે આબરૂ પણ ગઇ. આથી તે ન રહ્યો ઘરનો અને ન રહ્યો ઘાટનો. આવી તેની સ્થિતિ થઈ. ન રહ્યો તે સગાં વહાલાંનો કે ન રહ્યો જ્ઞાતિનો. હવે કરવું શું ? આમ બેવડી ચિંતાથી તેનું મન વિહ્વલ બન્યું.

વિપત્તિથી બ્રાહ્મણને સત્યજ્ઞાનની ઝાંખી થઇ. તે બોલ્યો, "જે મનુષ્ય વર્ણાશ્રમધર્મનો ત્યાગ કરે છે તે કદાપિ સુખી થતો નથી."

સાચા હૃદયથી ધર્મનું પાલન કરનારને દુઃખ આવતું નથી. કદાચ આવે તો ઈશ્વર તેને તે

કાર્યમાં સહાય કરે છે. જેમ સોનાને વારંવાર તપાવવાથી તેનામાં રહેલા સાચા ગુણો બહાર આવે છે, તેમ કળિયુગ મનુષ્યને અનેક રીતે આપત્તિની આકરી ભઠ્ઠીમાં તપાવી કસોટી કરે છે. ત્યારેજ તેની સાચી કિંમત અંકાય છે. કળિયુગ મનુષ્યની અનેક રીતે કસોટી કરે છે. કસોટીમાંથી પસાર થનારને તે પ્રભુનાં દર્શન કરાવે છે. આ જન્મમાં જેને ઇશ્વરનાં દર્શન કરવાં હોય તેને તેવાં દર્શન કળિયુગમાંજ થાય છે. બીજા બધા યુગમાં ઘણા લાંબા સમયે ફળ મળે છે.

હે યોગીરાજ ! કર્યાં કર્મનાં ફળ મનુષ્યને મળે છે; તે ફળ કળિયુગનાં નથી. પણ અજ્ઞાની મનુષ્ય અજ્ઞાનતાનાં ચશ્માં પહેરી તેની કસોટી કરે છે, તેથી સર્વ સ્થળે તેને તેવુંજ જણાય છે. ખરી રીતે કહીએ તો મનુષ્ય જેવું કરે છે, તેવુંજ તેને ભોગવવું પડે છે. કર્તવ્યના ફળારૂપ સુખ દુઃખ મળે છે, પણ મનુષ્ય ઇશ્વરને દોષ દે છે. એ તેની ભૂલ છે. નીતિને રસ્તે ચાલનારને કદાપિ દુઃખ આવતું જ નથી. બેટા ! તું બાળક હતો, છતાં તારા ધર્મ અને નીતિથી મને સંતોષ થયો. લગ્ન કરવાની તારી ઇચ્છા ન હતી, છતાં મેં તને અનેક રીતે સમજાવી તેમ કરવા ફરજ પાડી. તું લગ્નની પવિત્ર ગ્રંથીથી જોડાયો, છતાં તારા રસ્તા અડગ રહ્યા. જેથી તું ગૃહસ્થાશ્રમી હોવા છતાં સર્વ રીતે સુખી છું. તેનું કારણ માત્ર તારા નીતિ, નિયમ અને ધર્મનું, મન, વચન અને કર્મથી પાલન જ છે.

કળિયુગ હોવા છતાં જે મનુષ્ય ધર્મ અને નીતિને રસ્તે ચાલશે, તે સર્વ રીતે સુખી થશે. તું કળિયુગના જમાનામાં રહે છે, છતાં કળિયુગ તને કોઈ રીતે નડતો નથી. પુરુષ અને પ્રકૃતિ ઈશ્વરે જગતની માયા જોવા માટે બનાવી છે. પ્રારબ્ધ પ્રમાણે સર્વ ઘટના બન્યે જ જાય છે. સર્વવ્યાપક પાસે જ્યારે કમાઈને સ્થૂલ દેહ ઘર બદલવા આવે, ત્યારે કર્મનું જમા ઉધાર પાસુ જોવાનું અને તે મુજબ તેને ફળ મળ્યે જ જવાનાં. પ્રભુ તેમાં કંઈ વધઘટ કરતો નથી. સર્વવ્યાપક સિવાય બીજા દેવો તેનાં અંગ છે. ઈશ્વરની સાથે અન્ય દેવો જગત પર લીલા જોવા આવે છે. તેનું એક દૃષ્ટાંત તને કહું તે તું સાંભળ.

પૂર્વે નર્મદા નદીના કિનારા પર આવેલા એક રમણીય શહેરમાં એક બ્રાહ્મણ રહેતો હતો. તેને એક પુત્ર હતો. માબાપે તેને અતિ લાડમાં ઉછેર્યો પિતાએ ધાર્મિક કેળવણી ન આપતાં તેને પાશ્ચાત્ય કેળવણી આપી. હોંશિયારીથી તેણે ઉચ્ચ કેળવણી લઈને ડૉકટરનો વ્યવસાય શરૂ કર્યો. ધાર્મિક કેળવણીના અભાવે તેનામાં ઉચ્ચ સંસ્કારોની ખામી રહી હતી. તેણે ગરીબોને લૂંટી ઘણું ધન ભેગું કર્યું હતું. તેને એક સંતાન થયું. નાનપણમાં તેના પિતાને જે જાતની કેળવણી મળી હતી, તે જાતની કેળવણી આ બાળકને તેના પિતાએ આપી. બાળક દિવસે દિવસે મોટો થતો ગયો, તેમ તેમ તેનામાં રહેલા સંસ્કારોને સત્સંગથી પોષણ મળતું ગયું. છતાં પૂર્વના સંસ્કારો બાળકમાં ધીમે ધીમે જાગૃત થવા લાગ્યા. છોકરાની ઉંમર પંદર વર્ષની થવા આવી

હતી. તેણે માધ્યમિક કેળવણી પુરી કરી પિતાના ધંધાને અનુરૂપ કેળવણી લેવાની શરૂ કરી. કેળવણીની સાથે સાથે તેણે ધાર્મિક વાચન શરૂ કર્યું. સાથે સાથે ધાર્મિક બોધપાઠ ગ્રહણ કરવાની તેની ઉગ્ર ઇચ્છા પ્રગટ થતાં તેણે સાધુ-સંતોની શોધખોળ કરી સત્સંગ કરવા માંડયો. સદ્‌વાચન સાથે સત્સંગ થતાં બીજા અભ્યાસ તરફ તે બેદરકાર રહેવા લાગ્યો. સત્યજ્ઞાનથી તેનાં ચક્ષુ ઉઘડવા લાગ્યાં. તેને જગત અવળે રસ્તે ચાલતું હોય તેમ જણાવા લાગ્યું. તેના અભ્યાસમાં ખામી પડવા લાગી. પિતા ડૉકટરનો ધંધો કરતા હતા. પણ પિતાના સ્વાર્થી વર્તનથી પુત્રને પ્રતિદિન અસંતોષ થવા લાગ્યો.

પિતાને પણ પુત્રના આવા વર્તનની ખબર પડતાં ચાંપતાં પગલાં લેવાની તેમને ફરજ પડી, પણ પુત્રના વર્તનમાં પિતાને યોગ્ય ફેરફાર જણાયો નહિ. પિતાએ પુત્રને આગળ અભ્યાસ કરવા માટે વિલાયત જવાની સૂચના કરી, પણ પુત્રની ઇચ્છા પાશ્ચાત્ય કેળવણી લેવાની જરાયે ન હતી. પાશ્ચાત્ય પુસ્તકોમાંથી જે કંઈ જ્ઞાન મળતું હતું તેના કરતાં તેને શાસ્ત્રોમાંથી મળતું સત્યજ્ઞાન હજાર દરજ્જે ઉંચુ માલમ પડયું.

શાસ્ત્રના વાચન, મનન અને નિદિધ્યાસનથી તેના ચિત્તને ચિરસ્થાયી શાન્તિનો આનંદ મળવા લાગ્યો. સત્યજ્ઞાન પ્રાપ્ત થતાં તેનાં ચર્મચક્ષુઓ પરથી અજ્ઞાનતાનાં પડળ દૂર થવા લાગ્યાં. ધીમેધીમે તેને સત્યજ્ઞાનની ઝાંખી થવા લાગી. જગતના માયાવી પદાર્થો પરથી તેની

આસક્તિ ઓછી થવા લાગી. આમ થવાથી તેને 'બ્રહ્મ સત્ય જગત મિથ્યા' એ સૂત્ર બરાબર સમજાયું.

કર્મમાર્ગ, જ્ઞાનમાર્ગ, અને ભક્તિમાર્ગ મોક્ષ માટે અને બ્રહ્મના સાક્ષાત્કાર માટે ધર્મ પુસ્તકોમાં દેખાડયા છે. તે સર્વ ઉપર સામ્રાજ્ય ભોગવતો માર્ગ તે પ્રેમ માર્ગ. હજારો વર્ષથી એ વિશ્વ પ્રેમની ગર્જના પાપમોચની ગંગાના તટપર આશ્રમોમાંથી આપણા ઋષીમુનિઓએ કરી છે, તો યે હજુ જગતે એ મંત્ર જીવનમાં નહિ જેવો જ ઉતાર્યો છે.

ઉપર મુજબનું ભાન પિતાની સ્વાર્થવૃત્તિએ તેને કરાવ્યું. તેણે પિતાશ્રીને કહ્યું, પિતાશ્રી! મારે આગળ અભ્યાસ માટે વિલાયત જવું નથી. મારે સરકારી કે ખાનગી નોકરી કરવી નથી. ખાનગી દવાખાનાં ખોલી દગા ફટકા અને પ્રપંચથી ગરીબ અને તવંગરોને લૂંટી લક્ષ્મીનંદન થવું નથી. મારૂં વિલાયત મારા હૃદયમંદિરમાં છે. મને મારા જીવનનું ખરૂં રહસ્ય સમજાયું છે. મારે તમારી પૂંજી જોઇતી નથી. ઈશ્વરે જેને દાંત આપ્યા છે, તેને ચાવણું આપ્યા સિવાય કયાં છૂટકો છે? હું ઘડીના છઠ્ઠા ભાગમાં નીતિ વડે ગુજરાન જેટલું મેળવી શકું તેમ છું, તો પછી ગરીબોનાં ઉનાં આંસુઓથી ખરડાયેલી આપની કમાઇની મારે શી જરૂર છે? એ લક્ષ્મી લઈ મારે તમારા પાપકર્મના ભાગીદાર થવું નથી. માટે પિતાશ્રી! જગતની પ્રપંચી જાળમાંથી અને ખટપટોમાંથી મૂક્ત થઈ જીવનનો

સત્ય માર્ગ શોધવા પ્રયત્ન કરશો તો તમારા જીવનનું અને તમારી ભાવિ પ્રજાનું કલ્યાણ થશે. આપ કૃપા કરી મારા માટે જરાએ ચિંતા કરશો નહિ.

આ શબ્દો સાંભળી પિતાની આંખ ઉઘડી ગઈ. પણ આ સાચું જ્ઞાન ઘણું મોડું થયું, જેથી તેને અતિ પશ્ચાતાપ થયો.

તે જ દિવસની ભયંકર કાળરાત્રિએ પિતાનો દેહાંત થયો. પુત્રને પિતાના અવસાનથી ઘણું દુઃખ થયું. તેણે પિતાના આત્માને શાન્તિ મળે તેવા અનેક માર્ગો શોધી, તેનો અમલ કર્યો. મરણની યોગ્ય ક્રિયાઓ કરી પિતાનો શોક ભૂલવા તેણે અનેક પ્રયત્નો કર્યા. પિતાએ એકઠી કરેલી સર્વ પૂંજી તેણે ત્યાંના આગેવાનોને એક ધર્માદા દવાખાનું બાંધવા માટે આપી દીધી. તેણે સર્વ મિલ્કત ધર્માદા કરી દીધી. માત્ર દાદાની કમાણીનું એક ઘર તેણે રહેવા માટે રાખ્યું.

તે ઘરમાં તે પોતાની માતા સહિત આનંદથી રહેવા લાગ્યો. દુનિયાની ધાંધલથી વિરક્ત રહી તે પોતાનું જીવન ઇશ્વર ભક્તિમાં ગાળવા લાગ્યો. સ્વેચ્છાએ તેણે સાદું જીવન પસંદ કર્યું. ગરીબાઈમાં રહેવું એ તેને અતિ ઉત્તમ લાગ્યું. નીતિમય જીવનથી તેના જીવન પૂષ્પે મધુરી સુરભિ દિગન્તમાં પ્રસરાવી. ધર્મ અને નીતિમય જીવનથી જે કંઈ મળતું તેનાથી તે પોતાનું ગુજરાન સારી રીતે ચલાવવા લાગ્યો.

માતાની સારી રીતે તે સેવા કરતો હતો, એટલે માતાને પુત્રના વર્તનથી ખૂબ સંતોષ થયો. માતાની આજ્ઞાથી તેણે એક સંસ્કારી બ્રાહ્મણ પુત્રી સાથે લગ્ન કર્યાં. પતિપત્નિ બંને નીતિમય જીવન જીવવા લાગ્યાં. ધર્મ પ્રમાણે તે આચરણ કરી પોતાનો ગૃહસ્થાશ્રમ દીપાવવા પ્રયત્ન કરતો. નીતિથી જે કંઇ તે કમાતો તેમાંથી પોતાના ગુજરાન જેટલું રાખી બાકીનું ગરીબોને વહેંચી નાખતો. આમ તે પોતાનું જીવન વ્યતિત કરવા લાગ્યો. એવામાં માતાનું મૃત્યુ થયું. મરણ પાછળની સર્વ ક્રિયા કરી તેણે મનને સંતોષ આપ્યો.

અગાધ સિન્ધુ સમાં જીવનનાં રહસ્યોને કોણ જાણે? સુખ અને દુઃખની ભરતી અને ઓટ, સ્નેહ અને ભક્તિની અનંત ઉર્મિઓ, દયાની છોળો, એ બધું કોણ જાણે? પતિપત્નિના આત્માનું હોડકું એ મહાન જીવનસાગરમાં તરતું ચાલ્યું.

તેઓએ ધર્મ, અને નીતિથી સાચાં ગૃહસ્થાશ્રમી બનવાના બોધપાઠ જગતને આપી, પોતાનાં જીવન સેવાર્થે અર્પણ કર્યાં.

બાળયોગીઃ—માતાજી! 'જેવાં બી વાવીએ તેવાં ફળ મળે' એ કહેવત મુજબ તો આ બ્રાહ્મણ ડૉકટરનો પુત્ર તેના પિતાના ગુણોવાળો થવો જોઇએ, પણ તેમ ન થતાં તે મહાન નીતિવાળો થયો, તેનું કારણ મને સમજાવો.

નર્સંહામૈયા:—બેટા ! યોગભ્રષ્ટ આત્મા અધુરો યોગ પુરો કરવા જન્મ લે છે. અનેક પ્રકારનાં સત્કર્મો અને પૂર્વ સંસ્કારને લીધે તેનો જન્મ એ બ્રાહ્મણને ઘેર થયો. તેનો પિતા હલકા સ્વભાવનો ન હતો. પણ ધર્મનો અભાવ અને પાશ્ચાત્ય સંસ્કૃતિની અસરથી તેના જીવનનો પલટો થયો હતો. સત્સંગથી ગમે તેવા માણસના વર્તનમાં પરિવર્તન કરી શકાય છે. આજુબાજુની પરિસ્થિતિ તેમાં અગત્યનો ભાગ ભજવે છે. જેવી સોબત તેવી અસર. સત્સંગથી પ્રારબ્ધ પણ ફેરવ્યું ફેરવાય છે. સત્સંગથી ક્રૂર પ્રાણીઓ પણ પોતાની સ્વાભાવિક ક્રૂરતા છોડી દે છે, તો પછી મનુષ્ય જેવું બુદ્ધિશાળી પ્રાણી પોતાના વર્તનમાં પરિવર્તન કરે એ સ્વાભાવિક છે.

બ્રાહ્મણ ડૉકટરનું પહેલાંનું વર્તન ઠીક હતું, પણ પાછળથી નીચ સોબતની અસરથી તેના જીવનમાં નીચ પરિવર્તન થઇ ગયું હતું. ગરીબોની હાયથી મેળવેલી લક્ષ્મી ઝાઝો સમય ટકતી નથી. પૈસાથી હજારો મનુષ્ય અનેક જાતની કુટેવોમાં ફસાય છે. લક્ષ્મી જીવનના સાચા માર્ગથી મનુષ્યને વંચીત રાખે છે. સત્સંગથી પ્રારબ્ધ પણ ફેરવી શકાય છે.

વાયુ આખા ભૂમંડળ પર વાયા કરે છે. ગુલાબનાં ફૂલો પર થઇને તે વાય છે ત્યારે તે ફૂલોની સુવાસ સાથે લેતો આવે છે. ભંગી વિષ્ટાના ટોપલા લઇને જતો હોય ત્યારે પેલો સુવાસિત વાયુ વિષ્ટાની દુર્ગંધ પર કંઇક અંશે અસર કરે છે. જેમ વાયુ વિષ્ટાની દુર્ગંધને ઓછી કરે છે,

તેમ સત્સંગ દુષ્ટ દુર્ગુણોની પ્રબળ અસરને કંઇક અંશે ઓછી કરે છે.

કોઈ મહાન પુરુષના ચારિત્ર્ય આગળ દુષ્ટ માણસ પોતાની દુષ્ટતા ઓછી કરે છે. તેની સોબતથી તેના જીવનમાં અજબ પલટો થાય છે. લાંબા સમયથી ઘર કરી રહેલી તેની દુષ્ટ વાસના ધીમે ધીમે ઓછી થતી જાય છે, તે સત્સંગનો પ્રભાવ છે. સત્સંગથી નીચ કર્મ કરનાર ઉચ્ચ પદવીને પામ્યા છે. તેનાં અનેક જવલંત દ્રષ્ટાંતો ઇતિહાસમાં મોજુદ છે. વાલ્મિકી જેવાનું બાળજીવન તપાસીએ તો જણાશે કે તે નાના હતા ત્યારે ઘણાજ ક્રૂર હતા. જંગલનાં અનેક પશુઓને તેઓ મારતા, પણ જ્યારે પૂર્વસંચીત કર્મનો ઉદય થયો કે તરતજ તેમને સાધુઓ મળ્યા અને તેમના પ્રતાપથી તે અમર નામના કરી ગયા. એ સત્સંગનો પ્રભાવ.

પૂર્વનાં સંચીત કર્મોનો જ્યારે ઉદય થાય છે, ત્યારે મનુષ્યની તે કર્મોને યોગ્ય પરિસ્થિતિ ઈશ્વર આગળથી રચી રાખે છે. પરિસ્થિતિથી મનુષ્ય ઘડાય છે. તે મુજબ જીવન જીવવા મનુષ્ય પ્રેરાય છે. પેલા બ્રાહ્મણના પૂર્વના લ્હેણુ દેણુથી તેને ત્યાં તે પુત્રરૂપે અવતર્યો. તેનામાં સંસ્કારો દાદાના અને પિતાના હતા. પણ યોગ્ય પરિસ્થિતિ પ્રાપ્ત થતાં પિતાના સંસ્કારોનાં બીજ સૂકાઇ ગયાં અને દાદાના સંસ્કારોનાં બીજને અનુકૂળ પોષણ મળતાં તે વૃદ્ધિ પામ્યાં.

પિતાના પૈસાનો પુત્રે સદુપયોગ કર્યો જેથી તેને પૂણ્ય મળ્યું. પિતાએ પૈસા કમાઈને એકઠા કરી જાણ્યા

હતા, પણ તેનો કયા શુભ કાર્યમાં ઉપયોગ કરવો તે તેમને આવડતું ન હતું. આપણામાં કહેવત છે કે, "હાથે તે સાથે". કહેવાનું તાત્પર્ય એ છે કે, હાથથી કરેલાં શુભ કે અશુભ કાર્યો જ તમારી સાથે આવે છે. તે મુજબ બ્રાહ્મણપુત્રે પિતાના પૈસાનો ઉપયોગ સમાજની સાચી અને યોગ્ય સેવા કરવામાં કર્યો, તેનું ફળ તેને મળ્યું. જેથી તે વધારે સત્સંગી, દયાળુ અને ગરીબોની હાય જાણનારો સાચો સેવાભાવી યુવક બન્યો.

સત્સંગ એ તો જીવનનું અમૃત છે. સત્સંગ એ તો પારસમણી છે. પારસમણી જેમ કથીરને પોતાનામય બનાવી દે છે અને તેના જેવા ગુણ તેનામાં લાવે છે, તે જ પ્રમાણે નીચ વૃત્તિવાળો મનુષ્ય જો સત્સંગ કરે, તો તેનામાં સદ્ગુણો આવે છે. પારસમણીમાં જેમ કોઇ જાતનો ફેરફાર થતો નથી, પણ બીજાને પોતાના ગુણ આપી પોતાના જેવા જ ગુણવાળો બનાવે છે, તેમ સંતપુરુષ હલકી વૃત્તિવાળા મનુષ્યને પોતાના જેવો જ સંત બનાવવા પ્રયત્ન કરે છે.

સંસારમાં રહ્યા છતાં સંસારની માયામાં જે ફસાતો નથી તે સાચો ત્યાગી છે. બ્રાહ્મણપુત્રે આવું જીવન જીવી જગતને પોતાના જેવું જીવન જીવવાની પ્રેરણા આપી.

અજ્ઞાની મનુષ્ય કળિયુગનો વાંક કાઢે છે, પણ તેમાં કળિયુગનો વાંક નથી. વાંક કાઢનારની આળસુ પ્રકૃતિજ એનું

કારણ છે. દોષ કાઢવા એ તો પડતીની નિશાની છે મનુષ્યે હંમેશાં ગુણગ્રાહી થવું જોઇએ. જેમ હંસ દૂધ અને પાણી-માંથી દૂધ પી જાય છે, તેમ સંત પુરુષ થવા ઇચ્છનાર વ્યક્તિએ લોકોના દોષ ન જોતાં સદ્‌ગુણો ગ્રહણ કરવા બનતો પ્રયાસ કરવો જોઇએ.

બાળયોગી:—માતાજી ! ભરતભૂમિ એ તો દેવતાઓને વસવાની દેવભૂમિ છે, છતાં તે પવિત્ર ભૂમિમાંથી વર્ણાશ્રમ ધર્મનો લોપ થતો જાય છે, તેનું કારણ સમજાવો.

નર્મદામૈયા:—બેટા ! વર્ણાશ્રમ ધર્મનો લોપ નથી ઇશ્વર કરતો કે નથી કળિયુગ કરતો, પણ મનુષ્ય પોતે જ કરે છે. કહેવત છે કે, " અધુરો છલકાય, ભરેલો ન છલકાય". જે અર્ધદગ્ધ છે, તે દરરોજ નવાં નવાં નકટાં કરે છે, પણ જેને સત્યજ્ઞાન થયું છે, તેવા મનુષ્યને કદાપિ આડંબર કરવાની ઈચ્છા થતી નથી. તે પોતાના જ્ઞાનવડે હંમેશાં સત્યનીજ શોધ કરે છે. સત્ય વસ્તુ સનાતન છે; અસત્ય વસ્તુની અસ્તિ નથી. સત્ય શાશ્વત છે; અસત્ય અશાશ્વત છે. માટે ભરેલો (જ્ઞાનથી) માણસ હંમેશાં સત્ય વસ્તુની શોધ કરે છે. સત્ય વસ્તુનો નાશ થતો નથી. તે લાંબા સમય સુધી ટકે છે અને મનુષ્યને સુખ આપે છે. અસત્ વસ્તુની અસ્તિ નથી. તેવી વસ્તુને અજ્ઞાની મનુષ્ય ખરી માની તેની પ્રાપ્તિ માટે જીવન વેડફી નાખે છે. તેને તે વસ્તુ મળતી પણ નથી અને કદાચ મળે તો તેનો જલદી નાશ થઈ જાય છે. આથી તેને દુઃખ થાય છે.

જ્યારથી સમાજના મુગટરૂપ બ્રાહ્મણ કોમેજ વર્ણાશ્રમ ધર્મનો ત્યાગ કર્યો છે, ત્યારથી તેની નીચેની જાતિઓએ તેમ કરવાની શરુઆત કરી છે. આથી વર્ણશંકર પ્રજા ઉત્પન્ન થઈ છે અને દિવસે દિવસે તેની વૃદ્ધિ થતી ગઇ છે. આથી અન્નપાણીની તંગી થવા લાગી છે. વર્ણશંકર પ્રજાથી ધર્મનો લોપ થતો ગયો. સમાજમાં ગરીબાઇ, જુઠ, ચોરી, લંપટતા વગેરે અનેક દુર્ગુણો દાખલ થઇ ગયા. મનુષ્ય કરતાંયે ધન અને માનની ખોટી મહત્તા વધી. જીવન વિકાસને અલગ રાખી, ધનની વૃદ્ધિ કરવામાં મનુષ્યે પોતાની સર્વ કાર્યશક્તિનો ઉપયોગ કર્યો. ધર્મ અને નીતિનો ત્યાગ કરી કુબેરપતિ થવાના, છળ, કપટ અને પ્રપંચથી ભરેલા અનેક માર્ગો તેમણે લીધા. ધન પ્રાપ્તિ થતાં વિલાસનાં સાધનો વધ્યાં. વિલાસનાં સાધનોએ તેમનામાંથી સાચા મનુષ્યત્વનો વિનાશ કર્યો, પ્રાચીન આર્યભાવનાનો સદંતર લોપ થતો ગયો અને તેને ઠેકાણે વિલાસી ભાવના પ્રગટ થઈ. જેમ ઉધઇ કઠણમાં કઠણ લાકડાને કોરીને અંદરથી ખાઈ જાય છે અને તેનો સદાને માટે નાશ કરે છે તેમ આ વિલાસી ભાવનાએ મનુષ્યના સાચા મનુષ્યત્વનો નાશ કરી નાખ્યો છે.

મનુષ્ય જીવનનું સાચું ધ્યેય જીવનની સર્વ શક્તિઓનો સર્વાંગી વિકાસ સાધવામાં સમાએલું છે. પણ આધુનિક સમાજે તેથી ઉલટો માર્ગ લીધો છે. ધન, સંતાન અને માનના ઢગલા કરી વિલાસનાં સાધનો વધારવામાં સર્વ દૈવી શક્તિનો ઉપયોગ થયો, આથી વર્ણાશ્રમ ધર્મનો લોપ થતો ગયો છે.

મનુષ્યે, ધર્મ અને ઇશ્વરને અલગ રાખ્યા છે. પણ જ્યાંસુધી મનુષ્ય તેનું સાચું શરણું ન સ્વીકારે ત્યાંસુધી તેની અધોગતિજ રહેવાની. ધર્મનું સાચું રહસ્ય સમજી મનુષ્ય તેનો બુદ્ધિપૂર્વક અમલ કરતો થશે, અને ઇશ્વર જેવી મહાન વ્યક્તિનું અસ્તિત્વ સ્વીકારતો થશે ત્યારેજ વર્ણાશ્રમનો પુનરુદ્ધાર થશે અને ત્યારેજ સાચી ધર્મભાવના જગત પર ફેલાશે.

પરમાત્માને જાણો. પરમાત્મામાં જેનું ચિત્ત રહે છે તેની સંભાળ ઇશ્વર રાખે છે. અધિકાર કે યોગ્યતા મેળવ્યા સિવાય મુક્તિ શોધશો તો વધુ બંધાશો. પરમ મોક્ષ પ્રાપ્ત કરવો હોય તો સેવાપાત્ર હોય તેની નિષ્કામ સેવા કરો. એ જ આધુનિક જમાનાની સાચી શેષ સાધના અને મુખ્ય ધર્મ છે.

ધનવાનનું મન હંમેશાં ધન મેળવવામાં રચ્યું પચ્યું રહે છે, જ્યારે ભક્તનું હ્રદય ભગવાનમાં મસ્ત રહે છે. જે મનુષ્યને જેની લગની લાગે છે તે તેમાં મસ્ત રહે છે. તેમાં જ તેને જીવનનો અત્યુત્તમ આનંદ મળે છે.

દર્પણથી ચહેરાની ખામી જણાય છે. તેને સુધારવા મનુષ્ય અનેક ઉપાયો યોજે છે અને કાન્તિની શોભામાં વૃદ્ધિ થાય તેને માટે હંમેશાં તે ચિંતામગ્ન રહે છે. તે જ પ્રમાણે સત્ચારિત્ર્યવાળા મનુષ્યના જીવનવૃત્તાંત રૂપી આરસી પોતાની સમક્ષ રાખી તેની સહાયથી પોતાના ગુણ દોષ જાણી લઈ તે દોષને દૂર કરવા અને સદ્ગુણોને મેળવવા ખરા અંતઃકરણથી મનુષ્યે પ્રયત્ન કરવો જોઈએ. ઉપદેશ

કે વચનથી સદ્‌ગુણો નહિ મેળવી શકાય. પણ ઉપદેશ પ્રમાણે જીવન જીવવાથી જ સદ્‌ગુણો મેળવી શકાય છે. સદ્ચારિત્ર્યના વાંચનથી મનુષ્યના ચૈતન્યને સતેજ કરી શકાય છે. મહત્વાકાંક્ષા, હિંમત, સાહસ, દયા વગેરે અનેક ગુણો એથી મેળવી શકાય છે.

સદ્‌વાચન મનુષ્યમાં ઉચ્ચ પ્રેરણા પ્રેરે છે. ઉત્તમ ચારિત્રો બતાવી આપે છે કે એક સામાન્ય મનુષ્ય પણ પોતાનું જીવન વધુ ઉત્તમ બનાવી શકે છે. તે ઘણાં ઉચ્ચ કાર્યો કરી શકે છે, તે ઉચ્ચ અસરો ફેલાવી શકે છે, મોટાઈ મેળવવાનો માર્ગ તે સર્વ કોઇ માટે ઉઘાડો કરી આપે છે. માટે મનુષ્યે તે મેળવવા હંમેશાં ઉચ્ચ વિચારોમાં રચ્યાપચ્યા રહેવું જોઇએ. આડંબર વડે મનુષ્યને છેતરવાથી જીવનનું અકલ્યાણ થાય છે. માટે ધર્મરૂપી ઢાલ ગ્રહણ કરી જગતમાં વિચરશો તો સર્વ જનો સુખી થશો.

બાળયોગીઃ—માતાજી! આપની અમૃત જેવી વાણીથી મારા સર્વ સંશયો ટળ્યા. આપે મને મારા જીવનનો નવીન માર્ગ બતાવ્યો. જેથી હું ભવાટવિની મોહજાળથી અળગો રહેવાને ભાગ્યશાળી બન્યો. આપે સત્યયુગ અને કળિયુગના બ્રાહ્મણનાં લક્ષણો જણાવ્યાં. મારે એ બે માંથી કયો માર્ગ ગ્રહણ કરવો તે પણ આપે બતાવ્યું. દરેક યુગના ધર્મો પણ મને આપે બતાવ્યા. મારા જીવનનું સાચું ધ્યેય પણ આપે મને બતાવ્યું. માટે માતાજી! હું આપનો જન્મોજન્મનો ઋણી છું. માતા! મને આશીર્વાદ આપો, જેથી મારૂં કલ્યાણ થાય.

નર્મદામૈયાઃ—બેટા! જગતના સર્વ પદાર્થો મલમ જેવા છે. મલમનો સ્પર્શ થતાં તે હાથે લાગી જાય છે. પછી અનેક પ્રયાસો કરવા છતાં પણ તેની અસર જતી નથી, તેમ આ સંસારના પદાર્થોનું તું જાણ. માટે એ સંસારના મલમ જેવા પદાર્થોથી અલગ રહી તારા જીવનના કલ્યાણના માર્ગો તું લે, કે જેથી તારૂં ભાવિ જીવન ઉન્નત બને. ધર્મ, નીતિ અને ધાર્મિક તથા વૈદિક ક્રિયાઓમાં શિથિલતા આવતાં તારૂં પતન થશે. તારા કાર્યમાં અનેક મુશ્કેલીઓ આધુનિક જમાનાના મનુષ્યો નાખશે પણ તેમાંથી મુક્ત થવા તારે તારાથી બનતું કરવાનું છે. વિઘ્નોથી હિંમત હારતાં તારા માર્ગમાં અનેક મુશ્કેલીઓ આવી ખડી થશે. તે હરેકને હિંમત અને ધીરજથી એક પછી એક દૂર કરવા તારે પ્રયત્ન કરવો પડશે. એક સામટો હલ્લો કરવાથી તું તારી ધીરજ ગુમાવી બેસીશ અને આમ થવાથી તું હતવીર્ય બની જઇશ. માટે મુશ્કેલીઓને દૂર કરવા માટે કમર કસી જાગૃત થજે. માયાવી બંધનોથી દૈવી શક્તિનો નાશ થઇ જાય છે. માટે માયાવી બંધનોથી અલગ રહેવાનો પ્રયત્ન કરજે, નહિ તો તારી શક્તિઓનો નાશ થશે. તારામાં અત્યારે એવી શક્તિઓ છે કે જેવડે તારી વચનસિદ્ધિ થાય છે. કોઇ જાચકને તું એટલુંજ કહે, કે જા, તને રાજ મળશે, તો જરૂર એને રાજ મળ્યા સિવાય રહેશે નહિ. તેનું કારણ માત્ર તારા સત્‌નું બળ છે. એ બળ બંધનોથી ઘટે છે. આત્મા જીવ સ્વરૂપ થઈ જશે, ત્યારે દુનિયાનાં બધાં પ્રાણીઓ જેવો તું થઇ જઈશ. માટે સાવચેતી રાખી તારા જીવન નાવને

ભવસાગરમાં સુખેથી હંકાર, જેથી તું સર્વ રીતે સુખી થઈશ.

બાળયોગી:—માતાજી ! પાપાચરણ કરનાર મનુષ્યને મારાથી એમ કહેવાઇ જાય કે તું રાજા થઈશ, તો એવા મનુષ્યની કયા આધારે કાર્યસિદ્ધિ થાય ?

નર્મદામૈયા:—બાળયોગી ! યોગીપુરુષ પ્રભુથી પણ વધે છે. પાપી મનુષ્યનાં હજારો પાપ શબ્દના માત્ર ઉચ્ચારણથી બળીને ભસ્મ થઇ જાય છે. સાચો યોગી પ્રભુ તુલ્ય છે. મનુષ્ય પોતાનાં આચરણો વડે મહાન થઇ શકે છે. આચરણોથી મનુષ્ય રાક્ષસ પણ બને છે. આત્મા સર્વવ્યાપક છે. એ એકલોજ છે. પણ આત્મા પ્રકૃતિથી જ્યારે જોડાય છે ત્યારે અનેક માયાવી ઉપાધિઓમાં તેને ફસાવું પડે છે. તેને ઇંદ્રિયોની વાસના તૃપ્ત કરવા અનેક પ્રપંચો અને ખટપટો કરવી પડે છે. પ્રતિદિન તેના જીવનની જંજાળ વધતી જાય છે. જીવન નિર્વાહ માટે તેને અનેક પ્રયાસો કરવા પડે છે. તેને પ્રયાસોમાં સફળતા ન મળતાં દુઃખ થાય છે. જેમ જેમ અજ્ઞાની મનુષ્ય તેમાં સફળતા મેળવવા ઘણા જોરથી પ્રયત્ન કરે છે, તેમ તેમ તેના દુઃખમાં વૃદ્ધિ થતી જાય છે. દુઃખમાંથી મુક્ત થવા માટે તે અનેક હલકાં અયોગ્ય કાર્યો કરે છે, અને તે જાળમાં વધારે ફસાતો જાય છે. માયાની જાળમાં તે એવો તો ફસાઇ જાય છે, કે સારાસારનું ભાન પણ એને રહેતું નથી. દુઃખો સહેવામાં એવો તે લાગી જાય છે કે તેનાથી શ્રેષ્ઠ વસ્તુ ભૂલાઇ જાય છે. ધારેલાં અનેક ધ્યેયમાંથી એકજમાં

જો તેને સફળતા ન મળી તો તેમાં તે પોતાને અકૃતાર્થી માની બેસે છે.

બ્રહ્મ પોતેજ આશારૂપ થઇ ઉપાધિ વડે કરીને જીવભાવને પામ્યો છે. જીવભાવને પામીને બ્રહ્મ પોતે જ 'હું' જીવ છું, 'હું' બ્રહ્મ નથી, એમ માની સ્વસ્વરૂપને વીસરી જાય છે અને અનેક પ્રકારની મનઃસૃષ્ટિ રચે છે. અન્યોન્યાય ધ્યાસથી જીવ દેહાદિકમાં 'અહંભાવ' ધારણ કરે છે અને છેવટે પોતે દેહાધ્યાસના યોગથી 'હું' બ્રાહ્મણ છું, 'હું' ક્ષત્રિય છું, ઇત્યાદિ વર્ણ અભિમાન કરે છે. તે પોતાના હાથે જ અનેક દુઃખો ઉત્પન્ન કરે છે અને દુઃખી થાય છે. કોઈ સંસ્કારોને લીધે જો તેવા મનુષ્યને સવેળા કોઈ યોગીનો સત્સંગ કરવાની તક મળે તો તે તેને સ્વસ્વરૂપનું ભાન કરાવી તેને યોગ્ય માર્ગે વાળે છે.

પ્રભુ સર્વવ્યાપક છે. તે દરેકના દેહમાં રહેલો છે. પ્રભુને શોધવાની જગ્યા બહાર છે જ નહિ. પોતે પોતાને ઓળખે તો જ પ્રભુનાં દર્શન થાય છે. મનુષ્ય ઈશ્વરને પોતાની જાતમાં જ શોધે તો તેને તેમાંથી જ તે પ્રાપ્ત થાય છે. જગતના માનવીઓ ઇશ્વરને ઇતર સ્થાનમાં શોધવા પ્રયત્ન કરે છે, પણ તેમના તે પ્રયત્નો ઝાંઝવાના નીર જેવા છે. તું ઇશ્વરનો અંશ છે, માટે તું પણ ઈશ્વિર સમાન છે. માટે તારે **अहं ब्रह्माऽस्मि** નો નિરંતર જાપ જપવો.

માયાની ભૂલભૂલામણીમાં ઇશ્વર ફસાઈ જાય છે, તો અખુટ વાસના, અહંકાર અને મમતાના ભંડાર જેવા તેમાં ફસાય તો શી નવાઇ? બેટા! ઇશ્વર પણ ભૂલે

તેવી તેની માયા છે. તેનું એક દૃષ્ટાંત તને કહું તે તું સાંભળ.

ચૌદ લોકના નાથે, પૃથ્વી પર વધેલો ભાર ઉતારવાને અયોધ્યામાં દશરથ રાજાને ત્યાં જન્મ લીધો. પૃથ્વી પરથી વધેલા સઘળા ભારને દૂર કરી, રાજપાટ પુત્રોને સોંપી રાજભવનમાં નિરાંતે એકવાર તે બેઠા હતા. એવામાં એકાએક બ્રહ્માજીએ વિચાર કર્યો કે, ચૌદ લોકનો નાથ પૃથ્વીનો ભાર ઉતારવા ગયા છે, પણ એમની માયાથી એ બંધાયા છે. માટે હવે મારે એમને ભાન કરાવવું જોઇએ. એટલે તરતજ બ્રહ્માજીએ એક દૂતને ચીઠ્ઠી લખી આપી અને કહ્યું, કે તું અયોધ્યા જઇને આ ચીઠ્ઠી રામચંદ્રજીને આપજે. વળી તેઓ જ્યારે એ ચીઠ્ઠી વાંચે તે વખતે કોઈ તેમના એકાંત સ્થાનમાં હોય નહિ એવી પ્રતિજ્ઞા લેવડાવ્યા પછી જ ચીઠ્ઠી વાંચે એવી સૂચના કરજે. આમ કહી દૂતને અયોધ્યા તરફ વિદાય કર્યો. દૂત અયોધ્યા પહોંચ્યો. તેણે ત્યાં જઇ બ્રહ્માજીના કહેવા મુજબ સર્વ હકીકત રામચંદ્રજીને કહી. રામચંદ્રજી દૂતનાં આવાં વચન સાંભળી વિચાર કરી અમલ કરવા તૈયાર થયા. રામચંદ્રજીએ પોતાના ભાઈ લક્ષ્મણને દ્વારપાળનું કામ સોંપ્યું અને કહ્યું કે જયાંસુધી મારો બીજો હુકમ ન થાય ત્યાંસુધી મારા એકાન્ત સ્થાનમાં કોઈ પ્રવેશે નહિ. રાજ આજ્ઞાનો ભંગ કરનારને યોગ્ય શિક્ષા કરવામાં આવશે.

રામચંદ્રજી પોતાના એકાન્ત સ્થાનમાં બેઠા અને સંકેત મુજબ દૂતે આવી તેમને બ્રહ્માજીએ આપેલી ચીઠ્ઠી આપી. રામચંદ્રજીએ ચીઠ્ઠી હાથમાં લઈ વાંચી. ચીઠ્ઠીમાં નીચે

મુજબનું લખાણ હતું: હે ત્રિલોકીનાથ! રામ નામથી મનુષ્યાવતાર ધારણ કરી, રાક્ષસોનો સંહાર કરી, પૃથ્વીનો ભાર ઉતારીને આવવાનું કે તમારી રચેલી માયામાં તમારે ગુંચવાઈ જવાનું? માટે આ ચીઠ્ઠી વાંચી તમારે એકદમ સ્વધામ આવવું. ઉપર દર્શાવેલી મતલબની ચીઠ્ઠી રામ એકાંતમાં વાંચતા હતા, એવામાં જ્યાં લક્ષ્મણ દ્વારપાળ તરીકે ઉભા હતા, ત્યાં દુર્વાસાઋષિ આવી પહોંચ્યા. તેમણે રામચંદ્રજી પાસે જવાની ઇચ્છા લક્ષ્મણને દર્શાવી. ઋષિને જોતાંજ લક્ષ્મણ ગભરાયા. તેમણે તરતજ ઋષિને પ્રણામ કર્યા, અને નમ્રતાથી બોલ્યા, હે ઋષિરાય! આપ જરા ધીરજ ધરો; મારે આપને બે બોલ કહેવા છે. આ સાંભળી ઋષિ બોલ્યા, કે હું આ સ્થાન પર ઉભો રહેનાર નથી. માટે તું રામની આજ્ઞા જલદી મેળવ, નહિ તો આખા નગરનો તમારા કુટુંબ સહિત પ્રલય કરી નાખીશ. ઋષિનાં ક્રોધયુક્ત વચનો સાંભળી લક્ષ્મણ ગભરાયા અને શું કરવું તેનો તાત્કાલિક ઉપાય શોધવા લાગ્યા. લક્ષ્મણ ઋષિના સ્વભાવથી પરિચિત હતા, એટલે તેમણે તરત કોઇ માર્ગ શોધી કાઢવાનો નિર્ણય કર્યો. એક બાજુ મોટાભાઈની આજ્ઞાનો ભંગ તથા પોતાનું મૃત્યુ અને બીજી બાજુ આખા નગરનો તથા કુટુંબનો નાશ; આમ બે તરફના વિચારોની ખેંચતાણ થવા લાગી. શું કરવું તેની કાંઇ સૂઝ પડી નહિ. હૃદયમાં તુમુલ યુદ્ધ મચી રહ્યું. જીવનની પૂર્ણાહુતિ કે નગરનો નાશ; શું ગ્રહણ કરવું? તરતજ લક્ષ્મણની કુશાગ્રબુદ્ધિએ જીવનની પૂર્ણાહુતિનો માર્ગ ગ્રહણ કરવાનો મનમાં નિશ્ચય કર્યો.

હજારો ગરીબ નિર્દોષ મનુષ્યોનો સંહાર કરાવવો તેના કરતાં એક વ્યક્તિના નાશથી જો કાર્યસિદ્ધિ થતી હોય તો શા માટે એ માર્ગ ન લેવો? આવા શુભ આશયથી પ્રેરાઇને લક્ષ્મણે પોતાના મોટાભાઈની આજ્ઞાનો ભંગ કરવાને એક ડગલું ભર્યું. વળી હૃદયમાં શુભ અશુભ વૃત્તિઓ વચ્ચે લડાઈ શરૂ થઇ. લક્ષ્મણે તે વૃત્તિઓનો સામનો કર્યો અને જ્યાં રામ અને દૂત એકાંતમાં હતા, ત્યાં જઈ તેમણે રામને પ્રણામ કર્યા અને કહ્યું, મોટાભાઇ! દુર્વાસા ઋષિ આપણા દ્વાર પાસે આવી ઉભા છે, તે આપને તરત જ મળવા ઇચ્છા રાખે છે. જો આપ તેમને મળવાની રજા નહિ આપો તો તેમણે આપણા નગરનો સર્વ નાશ કરવાની ઇચ્છા વ્યક્ત કરી છે. માટે મને તેમનું સ્વાગત કરવાની આજ્ઞા આપો. તરત જ રામે ઋષિનું સ્વાગત કરવા લક્ષ્મણને આજ્ઞા કરી. રામે દૂતને કહ્યું, કે તું જઈને બ્રહ્માજીને કહેજે કે રામ માયામાં ભાન ભૂલ્યા નથી. આ શબ્દો દૂતને કહી તરત જ રામચંદ્રજી ઋષિનું સ્વાગત કરવા દ્વાર તરફ જવા લાગ્યા. લક્ષ્મણે ઋષિને નમસ્કાર કરી રામ પાસે જવા વિનંતિ કરી. ઋષિ ત્વરિત ગતિએ રાજભવન તરફ જતા હતા તેવામાં સન્માનાર્થે આવતા રામચંદ્રજીને તેમણે જોયા. ઋષિને જોતાં જ રામચંદ્રજીએ સાષ્ટાંગદંડવત્ કર્યા. ઋષિની આજ્ઞાની રાહ જોતા બંને ભાઇ ઋષિની સાથે સાથે ચાલ્યા. ચાલતાં ચાલતાં ઋષિ બોલ્યા, કે મારે બાર વર્ષના ઉપવાસ છે, મારે તેનાં પારણાં કરવાં છે, માટે એકદમ જોઈતી સામગ્રી મને આપો. ઋષિની આજ્ઞા થતાંની સાથેજ તેમણે ભોજન થાળ મંગાવી ઋષિને તૃપ્ત કર્યા.

ઋષિને વિદાય કર્યા પછીથી રામચંદ્રજી એકાંતમાં બેઠા અને ભાઈએ કરેલા પ્રતિજ્ઞા ભંગની યોગ્ય શિક્ષાની પેરવી કરવા લાગ્યા. એટલામાં લક્ષ્મણ ત્યાં આવ્યા. રામને ચિંતામગ્ન જોઈ તે બોલ્યા, ભાઈ! ચિંતા કરવાનું કંઈ કારણ નથી. કારણ કે મને મારવો એમાં નવાઇ નથી, પણ જો તમારૂં વચન ભંગ થશે તો જગત દુ:ખી થશે. આમ થવાથી જગતમાંથી સત્ય ચાલ્યું જશે. જો આ રીતે જગતમાંથી સત્ય જતું રહે તો જગતનું શું થશે? માટે હે મોટાભાઇ! કૃપા કરી કોઇ જાતની ચિંતા કર્યા સિવાય મારો વધ કરો. સત્યના આધારે સૂર્ય ઉગે છે, પૃથ્વી ફરે છે. સર્વ આકાશી પદાર્થો સત્યને લીધે જ ટકી રહ્યા છે. દ્વાપર યુગમાં એક બ્રાહ્મણના પુત્રનું મૃત્યુ તેના પિતાની પહેલાં થયું હતું. તે પુત્રને તમે સત્યના આધારે સજીવન કર્યો હતો. સત્યના લોપ સાથે જ વચનસિદ્ધિ ચાલી જશે. એના કરતાં તો શુદ્ર તપ કરે તે વધારે સારૂં. માટે પ્રતિજ્ઞા મિથ્યા જવા દેશો નહિ. આવા શૌર્યભર્યા શબ્દો સાંભળી રામને નવાઈ ઉપજી. આથી તે બોલ્યા, ભાઇ! તારા જેવાના આધારે પૃથ્વી ટકી છે. તારી અડગ નિશ્ચલતા જોઈ મારા મનમાં આનંદના અનેરા ઉભરા આવે છે.

રામે કુલગુરુ વસિષ્ઠને શીઘ્ર બોલાવવાની આજ્ઞા કરી. આજ્ઞા થતાંજ લક્ષ્મણે ગુરુના આશ્રમે જઇ તાત્કાલિક તેમને આવવાને વિનંતિ કરી. ગુરુ લક્ષ્મણ સાથે રામ પાસે આવ્યા. પ્રતિજ્ઞાનું પાલન કરવા માટે રામચંદ્રજીએ

ગુરુને બનેલી સઘળી હકીકત કહી સંભળાવી. ગુરુએ એક સભા ભરી નિવેડો લાવવાની તેમને આજ્ઞા કરી. રામે તરતજ તેમ કર્યું.

રામે સભાજનોને બનેલી સર્વ હકીકતથી વાકેફ કર્યા અને શું કરવું તેના માર્ગની તેમની પાસે માગણી કરી. રામનાં આવાં વચનો સાંભળી સભાસદો વિચારમગ્ન થઇ ગયા અને શું કરવું તેનો વિચાર કરવા લાગ્યા. રામે કહ્યું, કે મારી પ્રતિજ્ઞા સચવાય અને જગતનું કલ્યાણ થાય, એવો માર્ગ મને બતાવો. ઋષિઓ, ધર્મગુરુઓ અને સભાજનોએ વિચારમંથનથી નીચેનું સત્ય શોધી કાઢયું: "જે મનુષ્ય આપણી દૃષ્ટિ આગળથી દૂર થાય છે. તે ફરીથી આપણા ઉપયોગમાં આવતું નથી. એટલે તે મર્યા બરાબર ગણાય છે. લક્ષ્મણને ન મારતાં તેને દેશવટો દેવામાં કોઈ જાતની હરકત નથી."

રામચંદ્રજીએ લક્ષ્મણને સભામાં બોલાવી બનેલી સર્વ હકીકતથી વાકેફ કર્યા અને તેમને વસિષ્ઠની આજ્ઞા કહી સંભળાવી. લક્ષ્મણે પોતાના મોટાભાઇના વચનનો હસતે મુખે સ્વીકાર કર્યો. અતિ આનંદ સાથે અયોધ્યાપુરીનો તેમણે ત્યાગ કર્યો અને ક્ષીપ્રા નદીમાં જઇ પાણીમાં આસન વાળી પ્રાણાયમ કરવા બેઠા. સ્વર્ગમાંથી બ્રહ્માએ અપ્સરાથી ભરેલા વિમાનને લક્ષ્મણ પાસે મોકલી આપ્યું. વિમાન લક્ષ્મણજીને લઇને સ્વધામ પહોંચી ગયું. માયાપતિની માયાને કોઈ પહોંચી શકનાર નથી.

રામચંદ્રજી જેવા માયામાં ફસાઇ જાય તો તારા જેવાનું શું ? મેં તને માયા વળગાડી છે, પણ તે માયા સતી સીતા જેવી પવિત્ર છે અને તું રામ જેવો છે, એટલે કોઈ જાતનો વાંધો નથી. તારી આ માયા અને તું માયાપતિ જેવો છે. ઈશ્વરની અપાર લીલામાં તમે ફસાશો નહિ.

# અધ્યાય ૨૦ મો.



બાળયોગીઃ—માતાજી ! ઇશ્વરની લીલા કેવા પ્રકારની છે, તે મને કૃપા કરી સમજાવો.

નર્મદામૈયાઃ—બેટા યોગીરાજ ! પ્રભુએ એવી લીલા રચી છે, કે તેનું રહસ્ય તે પોતેજ જાણે. બીજા અનેક તે જાણવાને પ્રયત્ન કરી રહ્યા છે, પણ તેની લીલાને કોઇ કળી શકયું નથી અને શકશે પણ નહિ. એની લીલાનો રેંટ નિરંતર ફર્યાજ કરે છે. તેનો અંત પણ આવતો નથી. એની બાજી એના સિવાય જાણનાર કોઇ નથી. એની પાસે ન્યાયની બાજી છે; અન્યાયની બાજી તેની પાસે નથી. મનુષ્ય ગમે તેવાં કાર્યો કરી જાય પણ ધર્મનો ન્યાય એકજ છે. તેનાં કર્મો પ્રમાણે ન્યાયની કચેરી તેને સર્વ બાબતોની સુખ દુઃખના રૂપે લેવડદેવડ કરાવે છે. ઇશ્વરની માયાની ભૂલભૂલામણી એવા પ્રકારની છે કે તેમાં દેવ જેવા ફસાઇ જાય છે, તો મનુષ્યનું તો કહેવુંજ શું ? ઇશ્વરની લીલાનું એક દષ્ટાંત તને કહું તે તું ધ્યાનથી સાંભળ.

પૂર્વે કાશી નગરીમાં એક મહાન વિદ્વાન બ્રાહ્મણ રહેતો હતો. જેટલો તે વિદ્વાન હતો તેટલો જ તે ક્રોધી

હતો. ભાગ્યેજ વિદ્વાન બ્રાહ્મણ ક્રોધી હોતા નથી. એ વિદ્વાન બ્રાહ્મણ ગંગા કિનારે યજ્ઞ થતો હતો, ત્યાં વરુણમાં ગયો. ત્યાં તેને હોમાતમાં રાખેલો. યજ્ઞના દર્શનાર્થે હજારો માણસો દૂર દૂરથી આવતા હતા. પેલા વિદ્વાન બ્રાહ્મણનું ચિત્ત દર્શનાર્થે આવેલાં મનુષ્ય તરફ જવાથી 'સ્વાહા' બોલવાનું તે ભૂલ્યો. આથી જોડેના બ્રાહ્મણે જરા ઉતાવળા સાદે ઠપકો તેને આપ્યો. બ્રાહ્મણનાં આ વચન સાંભળી, પેલા વિદ્વાન બ્રાહ્મણને ક્રોધ ચઢયો. ક્રોધી મનુષ્ય ક્રોધના આવેશમાં સારાનરસાનું ભાન ભૂલે છે, આવેશમાં ને આવેશમાં કંઇનું કંઈ કરી બેસે છે, પણ ક્રોધ ઉતરતાં તેને પશ્ચાતાપ થાય છે, તેમ આ બ્રાહ્મણનું પણ થયું.

બ્રાહ્મણને ક્રોધ ચઢતાં પાસે પડેલો સરવો પેલા બોલનારના કપાળમાં તેણે ચોઢી દીધો. ત્યાંથી તે નાઠો. બ્રાહ્મણને પેલા સરવાની લાંબી અણી આંખમાં પેસી જવાથી તેની એક આંખ ફુટી ગઈ. યજ્ઞમાં વિઘ્ન થવાથી પેલો નાસી જનાર બ્રાહ્મણ મોતના ભયથી ફરીથી ત્યાં આવ્યો નહિ. યજ્ઞની અધુરી આહુતિથી યજ્ઞનારાયણ અને વાગેલા બ્રાહ્મણના નિઃસાસાથી તે ગાંડો થઈ ગયો. આખો દિવસ તે ખાય નહિ, પીએ નહિ, માત્ર રખડયાજ કરે. ઘણા ઘણા તેને સમજાવે, પણ તેની ચિત્તવૃત્તિ સ્થિર નહિ હોવાથી ગાંડા જેવો ગંગા કિનારે તે રખડયાજ કરે. ગંગાકિનારે રખડતાં રખડતાં તે એકાએક ગંગામાં પડયો અને મરણ પામ્યો. મરણ સમયે તેની સુરતા યજ્ઞની આહુતિમાં

હતી. વળી પવિત્ર ગંગાકિનારો હતો અને ઉચ્ચ બ્રાહ્મણ કોમમાં તેનો જન્મ એટલે કહેવું જ શું? એ સ્વધામ સીધાવ્યો.

ધર્મરાજા બ્રાહ્મણને કહે છે, અલ્યા બ્રાહ્મણ! ગયા અવતારમાં તારે કોઇની પાસે લેણું નથી, માટે હવે તને કાગઋષિનો જન્મ આપવામાં આવે છે. બ્રાહ્મણ ધર્મરાજાને કહે છે, કે હે મહારાજા! મને બ્રાહ્મણનો અવતાર કેમ ન મળે? ગયા જન્મમાં હું પવિત્રતા ચૂકયો નથી, વળી મારી સુરતા યજ્ઞની આહુતિ આપવામાં હતી. પવિત્ર ગંગા નદીના કિનારે મારૂં મૃત્યુ થયું છે. હું મારો બ્રાહ્મણ-ધર્મ ચૂકયો નથી. મારૂં આયુષ્ય સો વર્ષનું હતું, પણ મેં તો ત્રીસ વર્ષનું આયુષ્ય ભોગવ્યું છે, તો પછી મારૂં સિત્તેર વર્ષનું આયુષ્ય પૂર્વના પૂણ્યના યોગે મળેલું તે કેમ મિથ્યા જાય?

આ સાંભળી ધર્મરાજા બોલ્યા, હે બ્રાહ્મણ! તારો પૂર્વના પૂણ્યના યોગે તારો બ્રાહ્મણ કુળમાં જન્મ થયો હતો. પણ યજ્ઞમાં બ્રાહ્મણની આંખ ફોડી તેં વિઘ્ન નાખ્યું, એટલે શિક્ષાની ખાતર તને કાગઋષિ તરીકે જન્મ આપવામાં આવે છે. તે પુરો થતાં તને તારૂં સિત્તેર વર્ષનું આયુષ્ય પાછું આપવામાં આવશે અને તારો જન્મ બ્રાહ્મણ યોનિમાં થશે. તારૂં સઘળું લેણું તને પાછું મળશે. પણ આ આયુષ્ય બહુ જ સતોગુણ તપથી તું વ્યતિત કરજે. ક્રોધને તું ત્યજી દેજે. ગયા જન્મમાં તેં યજ્ઞ આહુતિ વખતે બ્રાહ્મણની આંખ ફોડી નાખી હતી એટલે તને આ જન્મમાં

કાગયોનિમાં જન્મ આપી એક આંખ આપવામાં આવશે. કર્મ મુજબ બ્રાહ્મણનો કાગયોનિમાં જન્મ થયો.

આ વિદ્વાન બ્રાહ્મણ જ્યારે કાશીનગરની પાઠશાળામાં ગુરુના આશ્રમે ભણુતો હતો, તે વખતે તેની ઉંમર બાર વર્ષની હતી. બ્રાહ્મણપુત્રનું લક્ષ ભણુવા તરફ વધારે રહેતું. તેનું ચિત્ત જગતના વ્યવહારથી તદ્દન નિરાળું હતું. તે રોજ ગુરુની સેવા કરતો. આશ્રમનું સઘળું કાર્ય તે જાતે કરતો. આશ્રમ નદી કિનારે હતો. આશ્રમની આજુ-બાજુની સ્વચ્છતાનું કામ એક ભંગી સ્ત્રી કરતી હતી. નિત્ય નિયમ મુજબ સવાર સાંજ આશ્રમની સ્વચ્છતાનું કામ તે કરતી. જ્યારે જ્યારે તે આશ્રમના સફાઈ કામ માટે આવતી ત્યારે તેનું ચિત્ત આશ્રમમાં ભણુતા પેલા બ્રાહ્મણપુત્ર તરફ જતું. ભંગી બાઇ બ્રાહ્મણ પુત્રના સ્વરૂપથી આકર્ષાઇ અને તેની સાથે લગ્ન કરવાની તેના મનમાં ઇચ્છા થઇ.

શારીરિક સુખની વાસનાનો કીડો ભંગી બાઈના મગજમાં ભરાયો. આ કીડાએ તેના શરીર અને મનને કરડી કોરી ખાવા માંડયું. દિવસે દિવસે તેનું શરીર ચિંતાએ કરી ક્ષીણુ થવા લાગ્યું. શરીરની ક્ષીણુતાની સાથે વાસનાની ક્ષીણુતા થતી નથી, પણુ તેમાં પ્રતિદિન વૃદ્ધિ થતી જાય છે. અગ્નિમાં ઘી હોમવાથી અગ્નિ શાન્ત થતો નથી પણુ વધારે પ્રજ્વલિત અને ઉગ્ર બને છે. તે જ પ્રમાણે વાસનાનું પણુ થાય છે.

દિવસે દિવસે બાઈનું શરીર વાસનાના ઉગ્ર સ્વરૂપને લીધે સુકાવા લાગ્યું. બાઈ તેની સાથે એકાંતમાં વાર્તાલાપ કરવાના અનેક પ્રસંગો શોધ્યા કરતી હતી, છતાં તેના સર્વ પ્રયત્નો નિષ્ફળ નિવડ્યા. માત્ર તે બ્રાહ્મણપુત્રના દર્શનથી જ સંતોષ માનતી. ખાતાં, પીતાં, બેસતાં, ઉઠતાં, સૂતાં અને જમતાં બ્રાહ્મણપુત્રના નામના જપ તે જપતી હતી. નિદ્રાવસ્થામાં પણ તેના જ સ્વરૂપની સૃષ્ટિ તેના મનમાં રચાતી અને જાગૃત થતાં તે સ્વપ્ન સૃષ્ટિનો નાશ થતો. આથી તે બેચેન, ઉદાસ અને નિરાશાના ઉંડા ગર્તમાં પડી જતી. એકાન્ત વાર્તાલાપના મિલનની એક પણ પળ તેને મળી નહિ. તેની સઘળી વૃત્તિઓ તેના સ્વરૂપનું વારંવાર દર્શન કરવાને ટેવાઈ ગઈ. તેની ઇંદ્રિયો દિવસે દિવસે બહિર્મુખ થતી ગઈ.

બ્રાહ્મણપુત્ર દરરોજ પોતાના નિત્યકર્મથી પરવારી પોતાનું ચિત્ત વધારે ને વધારે અભ્યાસ તરફ લગાડવા લાગ્યો. તેની ઉંમર લગભગ અઢાર વર્ષની થવા આવી હતી. વિદ્યા અને બ્રહ્મચર્યના તેજથી તેના મુખ પર અનેરી ઝળક જણાતી હતી. સંસારવ્યવહારથી તે તદ્દન અજ્ઞાત હતો. સંસારમાં કઈ કઇ જાતની ભરતી અને ઓટ થાય છે, તેનું તેને ભાન સરખું પણ હતું નહિ.

જીવન નાટકની રંગભૂમિ પર કઈ જાતની પૂર્વ તૈયારી થઈ રહી છે અથવા તો શું બનાં રહ્યું છે; તેની પણ તેને ખબર ન હતી. આમ પોતાનું નિર્દોષ જીવન તે ગુજારતો હતો.

થોડા દિવસમાં ભંગી બાઇએ અન્નજળનો ત્યાગ કર્યો અને પથારી પર પડી પડી બ્રાહ્મણ પુત્રના સ્વરૂપનું ચિંતવન તે કરવા લાગી. વાસનાના ઉગ્ર સ્વરૂપ અને અન્નજળના ત્યાગથી તેનું પ્રાણપંખેરૂ એ નશ્વર દેહને તજી ચાલ્યું ગયું. મૃત્યુ સમયે તેની સુરતા બ્રાહ્મણપુત્રમાં રહી ગઇ.

ધર્મરાજા બોલ્યા, બાઈ! તારા પૂર્વના યોગથી તારો ભંગીકુળમાં જન્મ થયો હતો. તે જન્મમાં તેં કંઈ કર્યું હોય, તેમ જણાતું નથી. તેં તારૂં આયુષ્ય પૂર્ણ કર્યું નથી. તેં મારી આજ્ઞાનો અનાદર કર્યો છે, માટે તને તે બદલ શિક્ષા કરવી જોઇએ.

બાઇ બોલી, કૃપાનિધાંન! મરતાં સમયે જેમાં વૃત્તિ રહી જાય તેમાં અવતાર મળવો જોઈએ. મરતાં સયયે મારી સુરતા બ્રાહ્મણમાં હતી, એટલે મારો જન્મ બ્રાહ્મણ યોનિમાં થવો જોઇએ. ધર્મરાજાએ બાઈને સમજાવી અને કહ્યું, કે બાઈ! તેં અમારો ગુન્હો કર્યો છે, તે બદલ તને શિક્ષા થવી જોઇએ. શિક્ષા પૂર્ણ થતાં બ્રાહ્મણ યોનિમાં તારો જન્મ થશે. આ જન્મ તને ઊંટનો અવતાર આપવામાં આવશે કે જેથી તારી શિક્ષા જલદીથી પૂર્ણ થઇ જાય.

બાઇ ઉંટડી તરીકે અને પેલો બ્રાહ્મણ કાગઋષિ તરીકે જગતમાં જાહેર થયાં. બંને પ્રાણીઓ પોતાનો સમય જંગલમાં વિતાવવા લાગ્યાં. ઉંટડી પોતાના માલીકને પોતાના કાર્ય અને વર્તનથી સંતોષ આપવા લાગી. તે આખો દિવસ મૂગે મોંએ આનંદથી બોજો ઉઠાવે અને પાંચ

વાગતાં છૂટી જંગલમાં ચારો ચરવા જતી. કાગઋષિ વનફળ ખાઈ પોતાના દિવસો જંગલમાં ઠેકાણે ઠેકાણે રખડી રઝળી વ્યતિત કરવા લાગ્યા.

અતિ બોજના વહનથી ઉંટડીની પીઠ પાકી. દિવસે દિવસે તેનો ઘા વધવા લાગ્યો. તેના માલીકે ઘા રૂઝવવા પોતાનાથી બનતું કર્યું, પણ તેનું શુભ પરિણામ આવ્યું નહિ. તે દયાળુ હતો, એટલે તેણે ઉંટડીને જંગલમાં રખડી રઝળી પેટ ભરવા છોડી દીધી. વળી તેની પીઠ એટલી બધી ખરાબ થઈ ગઇ હતી કે તેના પર જરાએ બોજો લાધી શકાય તેમ ન હતું.

ઉંટડી આખો દિવસ જંગલમાં પોતાના પેટના ખાડા પુરવા રખડતી હતી, પણ ત્યાં બીજાં માંસાહારી પ્રાણીઓના અતિ ત્રાસથી તે હેરાન હેરાન થઈ જતી. તેનું દુઃખ પણ વધવા લાગ્યું. આખરે જંગલમાં પેટ ભરવા માટે પણ તેનાથી જઈ શકાતું નહિ. પ્રાણીઓના અતિ ત્રાસથી બચવા તેણે એક પાણીથી ભરેલા ખાડાનો આશ્રય લીધો. ખાડામાં તેની પાકેલી પીઠ ઢંકાય તેટલું પાણી ન હતું. આથી પેલા કાગઋષિ તેની પીઠનો ઉપયોગ કરતા. આથી ઉંટડીને વધારે દુઃખ થતું.

કાગઋષિને વનફળ તરફ અભાવ થવાથી હરરોજ પેલી ઉંટડીની પીઠનું માંસ ખાવા આવતા. આમ બે માસ સુધી ચાલ્યું. ઉંટડીથી હવે એક ડગલું પણ ચાલી શકાય તેટલી શક્તિ તેનામાં ન રહી. આખરે ભૂખ અને દુઃખથી તેનું મૃત્યુ થયું.

પેલા કાગઋષિ માંસ ખાવાને ટેવાએલા હતા. તેમને પેટપુરતું મેળવવા બીજે કાંઈ જવું પડતું ન હતું, પણ હવે તો માંસ મળતું બંધ થયું. વનમાં બધે રખડે પણ સ્વાદની વાસના પૂર્ણ થાય નહિ. થોડા વખતમાં તેમનું પણ મૃત્યુ થયું. ઉંટડી પૂર્વ કૃત્યોના પાપથી પરવારી બીજા જન્મમાં બ્રાહ્મણ પુત્રી થઇ અને કાગઋષિ બ્રાહ્મણ પુત્ર થયા.

બંને જુદા જુદા સ્થળે દિવસે દિવસે મોટાં થવા લાગ્યાં. બંને એકજ જ્ઞાતિનાં હોવાથી સંજોગોવશાત્ મોટી ઉંમરે તે બંનેનાં લગ્ન થયાં. લગ્ન થયા બાદ તેઓ પોતાના દિવસો આનંદમાં વિતાવતાં. બ્રાહ્મણપુત્રને પૂર્વજન્મની ખબર પડતાં બ્રાહ્મણપુત્રીને દીધેલા દુઃખ માટે પસ્તાવો થવા લાગ્યો. તેને પોતાના જીવનનું રહસ્ય સમજાવા લાગ્યું: કરેલા કર્મનો બદલો તો કોઇ પણ ઉપાયે મારે ભોગવ્યા સિવાય છૂટકો નથી. ક્રોધ અને સ્વાદે મને ચોરાસીના ફેરામાં ફેરવ્યો છે, માટે હવે મારે આ જન્મમાં કોઈ પણ ઉપાયે નવાં કર્મો કરી પ્રારબ્ધ ઘડવાં નથી. મારે પાપ વધારવું નથી. મારા પાપમાં ઘટાડો થાય એવું કોઇ પણ ઉપાયે મારે કરવું જોઇએ. ત્રિકાળ-જ્ઞાનને લીધે સર્વ બાબત હું સમજી શકયો છું. મારાં પૂર્વનાં પાપ આ ભવમાં હું ભોગવી લઉં, જેથી બીજા ભવમાં ભોગવવાં ન પડે.

થોડાજ વખતમાં બ્રાહ્મણે કરેલા પાપકર્મના પ્રારબ્ધનો ઉદય થતાં બાઈના આચાર વિચારમાં ફેરફાર થતો

જણાયો. દિવસે દિવસે બાઇનો સ્વભાવ બગડતો ચાલ્યો. આથી તે પોતાના સ્વામીને ધમકાવતી, છણકા કરતી અને કોઇ કોઇ વખત તો ન કહેવાના શબ્દો પણ કહેતી. આ બધા વિષના કડવા ઘૂંટડા બ્રાહ્મણ પોતાને ગળે પરાણે ઉતારતો. આમ પોતાના જીવનના દિવસો તે વ્યતિત કરતો.

બ્રાહ્મણ વિદ્વાન હતો. તેની ખ્યાતિ ઘણે દૂર સુધી ફેલાઇ હતી. આથી ઘણા લોકો તેની ખ્યાતિ સાંભળી જોષ જોવડાવવા આવતા. જોષમાંથી તેને ગુજરાન જેટલું મળતું, આથી બાકીનો સમય તે ઇશ્વર ભક્તિમાં ગાળતો.

બ્રાહ્મણના ગામથી ઘણે દૂર એક ગામ હતું. તેમાં એક પંડિત રહેતો હતો. તેને સંતાન થતાં, પણ સવાબે વરસનાં થાય અને તે મરી જાય. આ પ્રમાણે તે પંડિતનાં ત્રણ બાળક મરી ગયાં, આથી ગામના લોકોને પંડિતની દયા આવી. ગામના ઘણા ખરા લોકોએ પેલા કાશીના વિદ્વાન જોષીનાં ગુણગાન સાંભળેલાં. તેથી તેમણે તેની સલાહ લેવાને કહ્યું. ગામના લોકોનાં આવાં વચન સાંભળી તે પંડિત બોલ્યો, ભાઇઓ ! હું ઘણાના જોષ જોઉં છું, ઘણાના જન્માક્ષર કરી આપું છું. યજ્ઞયાગ કરાવવામાં પણ ઘણા ઘણા પંડિતો મારી સલાહ લે છે, તો પછી બીજો મારા કરતાં કયો વધારે સારૂં કામ કરનારો હશે ?

ગામના લોકોએ જવાબ આપ્યો, કે મહારાજ ! બ્રહ્મવિદ્યાનો તો આ જગતમાં પારજ નથી, માટે અભિમાન કરશો નહિ. શેરને માથે સવાશેર તો પ્રભુએ મૂકયા છે.

અમારી સલાહ તમને યોગ્ય લાગતી હોય તો ત્યાં જઈ આવી ખાતરી કરો. ત્યાં તમને સાચી સલાહ આપનારા મળી આવશે. દુનિયા બ્રહ્મથીજ ટકી રહી છે આ શબ્દો સાંભળી પંડિતનું અભિમાન ગળવા લાગ્યું. તરતજ તેણે ત્યાં જવાનો નિશ્ચય કર્યો. બીજે દિવસે જે જે સાધનસામગ્રી જોઇએ તે સર્વ લઇને પંડિત કાશી તરફ ઉપડયો.

પંડિત અથડાતો કુટાતો કાશીનગરીમાં પહોંચ્યો. ત્યાં જઈ પેલા પંડિતનું ઘર તેણે શોધી કાઢયું. સવારમાં વહેલો તે પેલા વિદ્વાન બ્રાહ્મણને ત્યાં ગયો. તે વખતે વિદ્વાન બ્રાહ્મણની પત્નિ ઘરમાંથી કચરો કાઢતી હતી; તેને પેલા બ્રાહ્મણે પૂછયું, જોષીજી કયાં છે? આ સાંભળતાંજ પત્નિ બોલી ઉઠી, કે તે તો ગંગાકિનારે સંધ્યા કરવા ટળ્યા છે. આ શબ્દો સાંભળી પંડિતના મનમાં અનેક વિચારોની ભરતી ઓટ થઈ. બંને વચ્ચે લાંબા સમય સુધી વાર્તાલાપ થયો, છતાં આવનાર પંડિતનો તેણે આદરસત્કાર પણ કર્યો નહિ.

પંડિત ઘરની સઘળી પરિસ્થિતિ સમજી ગયો અને મનમાં વિચાર કરવા લાગ્યો કે 'ડુંગરા દૂરથી રળિયામણા લાગે'. આમ વિચાર કરતાં કરતાં બાઇને એક પ્રશ્ન ફરીથી પૂછવાની તેણે હિંમત ભીડી. જો બાઇ પેલા બ્રાહ્મણને ગાળ ભાંડે તો આ પંડિતને સાંભળવી પડે, આથી પંડિતે વિચાર કરી બહુ જ ટુંકમાં પતાવાય તેવો રસ્તો શોધી કાઢયો. પંડિત બોલ્યો, બ્હેન! આપના સ્વામીનાથ કયારે આવશે? આ સાંભળતાં બાઇએ ગર્જના કરી ને બોલી,

અગિઆર વાગે તેમનું મોત આવશે. પંડિત તો બાઈના શબ્દો સાંભળી અવાક્ બની ગયો. તરત જ તેણે ત્યાંથી વિદાય લીધી અને નજીકના ઘરના એક ઓટલા પર આવીને નિરાંતથી બેઠો. તે પેલી બાઈના સ્વભાવ સંબંધી વિચાર કરે છે, એવામાં દૂરથી વિદ્વાન જોષીને તેણે આવતાં જોયા. તે તરત જ ઉભો થયો અને પાછળ પાછળ તેમના ઘરમાં ગયો.

બંને એક નાનકડા બીછાના પર બેઠા. જોષીએ આવનારને જે કંઈ પૂછવું હોય તે પૂછવાની છૂટ આપી. બ્રાહ્મણની આવી વિચિત્રતા જોઇ પંડિતને નવાઈ લાગી. તેણે વિચાર કર્યો કે આ મહારાજ પાસે ટીપણું નથી અને તે જોષ જોવા બેઠા છે! જોષી પંડિતના મનનો ભાવ સમજી ગયા અને બોલ્યા, ભાઇ! મારે કોઈપણ સાધનની જરૂર નથી, માટે તમારે જે કંઈ પૂછવું હોય તે પૂછો. પંડિતે પોતાની હકીકત જોષીને કહી સંભળાવી. જોષીએ તરત જ તેનો ઉપાય પેલા બ્રાહ્મણને બતાવ્યો અને કહ્યું, કે જ્યારે તમારે ત્યાં પુત્રનો જન્મ થાય ત્યારે તેના હાથમાં સવાસો રૂપીઆ મૂકજો અને કહેજો કે આ સો રૂપીઆ તારા માગતા અને પચીસ રૂપીઆ અમારા દંડના, એમ બધા મળી સવાસો રૂપીઆ તારા બાજુએ મૂકું છું. બાઈ નાહી લેશે એટલે ધર્માદા કરીશ, પણ તું મારી ભૂલ માફ કરજે. પછી એ તમારા પર રીઝશે. ત્યાર પછી તમારા પૂણ્યને લઈ બીજો દીકરો થશે અને તે જીવશે. આમ કહ્યા પછી તરત જ પેલા પંડિતને વિદાયગીરી આપી.

પંડિત સર્વ બાબત કળી ગયો. તે ઉઠવાની તૈયારી કરતો હતો એવામાં તેના મનમાં એક વિચાર આવ્યો કે લાવને આવા મહાન સમર્થ ઋષિ જેવાને પણ આવું દુઃખ કેમ છે, તે પૂછું. તરત જ પંડિત બોલ્યો, મહારાજ ! આપ આવા ઋષિ જેવા છો, છતાં આ બાઇના તરફથી આપને જે જે દુઃખો પડે છે, તે બધાં દુઃખો આપ હસતે મુખે સહન કરો છો જેથી મને નવાઇ લાગે છે, માટે મારો એ સંશય ટાળો. આ સાંભળી જોષી બોલ્યા, ભાઇ ! ઇશ્વરના દરબારમાં તો ન્યાયનું જ સામ્રાજ્ય ચાલે છે. અન્યાયનું નામ નિશાન ત્યાં નથી. મનુષ્ય જેવાં કર્મો કરે છે, તેવાં ફળ તેને ચાખવાં પડે છે. તેણે પોતાના પૂર્વ કર્મની સર્વ હકીકત પંડિતને કહી અને કહ્યું, કે ભાઈ ! પૂર્વનાં કરેલાં કર્મો ભોગવ્યા સિવાય છૂટકો જ નથી. પૂર્વ ભવનું મને ભાન છે, એને નથી. જો હું એને ભાન કરાવું તો તરત જ તે પસ્તાય અને મારૂં દેવું અધુરૂં રહે. માટે હું તેને તે વિષે કંઈ કહેતો નથી. હે ભાઇ ! હવે બોલો, દોષ એનો છે, કે મારો છે ? આ સાંભળી પંડિતને નવાઈ લાગી અને ત્યાંથી તે વિદાય થયો.

નર્મદામૈયાઃ—હે બાળયોગી ! પરાપૂર્વથી આમ ચાલ્યા આવે છે. સૃષ્ટિમાં સુખ તથા દુઃખ અને નાના તથા મોટા થવાનું સર્વ ઇશ્વરે સૌ સૌના હાથમાં આપ્યું છે. ઇશ્વર તો ફક્ત સર્વના હૃદયમાં રહી સાક્ષી રૂપે સર્વ બાબતો જોયા કરે છે. જે ધર્મ અને સત્ય પ્રમાણે વર્તે છે, તે આ જગતમાં સુખનો ભોક્તા બને છે અને તેને સુખનો પારજ રહેતો નથી.

બાળયોગીઃ—માતાજી ! પેલા પંડિતનું પછી શું થયું તે મને સમજાવો.

નર્મદામૈયાઃ—બેટા ! પેલો પંડિત કાશીનગરમાંથી પોતાને ઘેર આવ્યો. પેલા કાશીવાળા મહારાજે જે પ્રમાણે કહ્યું હતું તેમ તેણે કર્યું. આથી તેનો પહેલો છોકરો મરણ પામ્યો. પણ ત્યારબાદ બીજો છોકરો મહારાજને થયો. પહેલાંનું તેમનું અભિમાન હતું તે સત્ય જ્ઞાન થતાં ચાલ્યું ગયું. તેમને સાચી સમજ પડી કે શેરને માથે સવાશેર આ જગતમાં હોય છે. પૂર્વનું લેણુંદેણું આપ્યા સિવાય છૂટકોજ થતો નથી.

બાળયોગીઃ—માતાજી ! પૂર્વના લેણાની આપ લે થઇ તે હું બરાબર સમજ્યો. પણ પેલા મહારાજને ત્યાં ચાર ચાર વખત પેલા બાળકે જન્મ લીધો, તેનું શું કારણ? એકી વખતે ચાર હજારનું માગતું હોય તે પુરૂં કરીને આવે; વારંવાર ગર્ભાવસ્થાનાં દુઃખ તે શા માટે ભોગવે ?

નર્મદામૈયાઃ—બેટા ! આ સૃષ્ટિમાં બધા તારા જેવા યોગી હોય તો યમરાજાની પણ જરૂર ના પડે. આ જગતમાં બધા શાહુકાર નથી. એમને તો જ્યારે દુઃખ પડે છે, ત્યારેજ તે સીધા થાય છે. કોઈ પોતાની જાતે પોતાનો કુહાડો પગમાં મારે ખરા કે? જગતમાં ભલે બધે છળકપટ, પ્રપંચ ચાલે પણ ધર્મરાજાને ત્યાં તો સઘળું છાનું કરેલું પાપ કર્મ પણ લખાય છે. મનુષ્ય હાથે કરીનેજ દુઃખ વહોરી લે છે.

પેલા બાળકને ચાર ફેરા ગર્ભાવસ્થામાં આવવું પડયું તે બાબત હું તને સમજાવું, તે તું ધ્યાનથી સાંભળ.

જેને ઘેર તેણે જન્મ લીધો હતો તે બાઇ મહારાજની ધર્મપત્નિ હતી. તે પવિત્ર અને દેવાંગના જેવી રૂપવતી હતી. તે પતિપરાયણ સ્ત્રી હતી. તેના હૃદયમાં અશુદ્ધ ભાવના ન હતી.

તે ગામમાં એક ક્ષત્રિય રહેતો હતો. તેને પેલા મહારાજ પાસે કંઇક લેણું હતું. તે લેવા તે કોઈક વખત આવતો. એક વખત તે ક્ષત્રિય બપોરના મહારાજને ત્યાં માગતું લેવા આવ્યો, ત્યારે પેલી બ્રાહ્મણ બાઇ બારણા પાસે બેસી ધર્મગ્રંથ વાંચતી હતી. પેલા ક્ષત્રિયની નજર બાઇ પર પડતાં તેના મનમાં નીચ ભાવનાને પોષવાના વિચારો ઉત્પન્ન થયા. બાઇ તો શુદ્ધ હતી. તેના મનમાં કોઇ એવી અશુભ ભાવના ન હતી. આમ પેલા ક્ષત્રિયને પ્રસંગોવશાત્ પેલા બ્રાહ્મણને ત્યાં ત્રણ ચાર ફેરા આવવું પડયું. જેટલા ફેરા તે આવ્યો તેટલા વખત તેના મનમાં એ નીચ ભાવના ઉત્પન્ન થઈ. બાઈ તો તેને પુત્ર સમાન લેખતી હતી.

હે બાળયોગી ! મનુષ્ય જેવી ભાવના કરે છે તેવો તે થાય છે અને તેનું ફળ તેને ભોગવવું પડે છે. પેલા પુરુષની જેવી ભાવના હતી તેવી જ ભાવના એ બાઇની હોત તો બંને સરખાં દુઃખનાં ભાગીદાર બનત, પણ બાઈ તો નિષ્પાપી હતી, જેથી તેને દુઃખ ભોગવવું

ન પડયું, પણ પેલા ક્ષત્રિયને ચાર વાર તેના પેટે જન્મ લેવો પડયો.

બાળયોગીઃ—માતાજી! બ્રાહ્મણ પત્નિને પેટે તેણે ચારવાર અવતાર કેમ લીધો તે મને બરાબર સમજાવો.

નર્મદામૈયાઃ—બેટા! પેલા ક્ષત્રિયની ભાવના નીચ હતી, પણ બ્રાહ્મણ પત્નિમાં તેના માટે પુત્ર તરીકેની ભાવના હતી. ખોટી ભાવનાને લીધે તે ક્ષત્રિયને બાઇના પેટે ત્રણ ફેરા જન્મ લેવો પડયો અને એક ફેરો તેનું પૂર્વનું લેણું લેવા પુત્ર તરીકે તેને જન્મવું પડયું. આમ તેને ચાર વખત જન્મ લેવો પડયો. ઈશ્વરનો ન્યાય તો અટલ છે.

બાળયોગીઃ—માતાજી! પેલા બ્રાહ્મણપુત્રને ભોગવવા પેલી ભંગી સ્ત્રીએ ઘણું દુઃખ વેઠયું અને આખરે બ્રાહ્મણ બ્રાહ્મણી થઇ તેમણે એ વાસના પુરી કરી, તો પછી આ ક્ષત્રિયની વાસના પ્રભુએ પુરી કેમ ન કરી, તે મને સમજાવો.

નર્મદામૈયાઃ—બેટા! ન્યાયાધિશની પાસે જે જાય તેને કાયદાની ખબર પડે. તું વિચાર કર કે એ વાસના કેવા પ્રકારની હતી? કયા માણસની એ વાસના હતી? એવી હલકી વાસનાઓ ઇશ્વર સર્વની પૂરી કરે તો જગત પર અન્યાયનું અને અધર્મનું સામ્રાજ્ય પ્રવર્તે. પણ ધર્મરાજા કંઈ દલાલી કરવા નથી બેઠા. એ તો સર્વવ્યાપક પ્રભુના અંગ છે. તેઓ જો એમ આપી દેતા હોય તો જગત ક્રીડાંગણ બની જાય; પણ તેમ થતું નથી.

હલકી ભાવનાવાળો મનુષ્ય જતો હોય અને તેની નજર નગરશેઠના બંગલાના છજામાં બેઠેલી નગરશેઠની દીકરી પર પડે. નજર પડતાં ધારો કે તેનામાં અશુભ વાસના જાગૃત થાય. તો શું આવી નીચ વાસના ઈશ્વર પુરી કરે ? એવી નીચ ભાવનાવાળા મનુષ્યનું પ્રારબ્ધ કયાં અને પેલા નગરશેઠની દીકરીનું પ્રારબ્ધ કયાં ? એવા અશુભ વિચાર કરનારને પણ ઈશ્વર શિક્ષા કરે છે. તેની અશુભ વાસના પુરી કરવા તેને તે બાઈના જાજરૂ કે પેશાબખાનામાં કીડાનો અવતાર ઈશ્વર આપે છે અને તેના મળમૂત્રથી તેની વાસના પુરી કરાવે છે. આવી હલકી વૃત્તિઓ ઈશ્વર આ રીતે સંતોષે છે. મેં તને હજારવાર કહ્યું છે, કે મનુષ્ય પોતાના હાથે જ સુખદુઃખનો ભોકતા બને છે. આમાં ઈશ્વર કંઇ કરતો નથી. ઈશ્વર તો માત્ર બધે દેખરેખ રાખે છે. તું પણ સર્વવ્યાપકના એક અંગ રૂપ છું.

---

# અધ્યાય ૨૧ મો.



બાળયોગીઃ—માતાજી ! નીચ વાસના શી રીતે ઇશ્વર પૂર્ણ કરે છે તે મને સમજાવો.

નર્મદામૈયા:—બાળયોગી ! નીચ વાસના શી રીતે ઈશ્વર પૂર્ણ કરે છે તેનું એક દૃષ્ટાંત હું તને કહું તે તું ધ્યાનથી સાંભળ.

એક મોટું નગર હતું. તેમાં શેઠ શેઠાણી રહેતાં હતાં. તે સર્વ રીતે સુખી હતાં. શેઠને પંદર વરસનો યુવાન પુત્ર હતો. તે ઘણો હોંશિયાર હતો. પિતાએ પુત્ર ઉંમર લાયક થતાં એક વણિકબાળા સાથે તેનું લગ્ન કર્યું. બાઇ ખાનદાન કુટુંબની હતી. વણિકબાળા સાસરે આવતી જતી થઇ. તે હોંશિયાર અને ચાલાક હોવાથી તેણે આખા ઘરના કામનો બોજો પોતાને માથે ઉપાડી લીધો. આથી સાસુ સસરાને ઘણો જ આનંદ થયો. પણ તેઓ બહુ કંજુસ હતાં. આથી વણિકબાળાના ખાનદાનીના તથા ઉદારતાના ગુણો સાસુ સસરાની કંજુસાઇ આગળ ધીમે ધીમે દબાતા ગયા. થોડા વખતમાં તો તેનામાંથી તે ગુણો તદ્દન નાશ પામ્યા. બાળકોને એવા ગુણોનો વારસો આપ્યા બાદ વૃદ્ધ શેઠ શેઠાણીનું મૃત્યુ થયું. પુત્રે પિતાનું ક્રિયાખર્ચ સારી રીતે કર્યું.

પિતાના મૃત્યુ બાદ ઘરના વહીવટનો બોજો યુવાન શેઠ પર આવી પડયો. તે થોડા વખતમાં તેમાં પ્રવીણ બની ગયો. આખા કુટુંબનો બોજો શી રીતે ઉપાડવો, તેનું તેને સત્વર ભાન થયું. પત્નિએ ઘરકામનો બોજ ઉઠાવ્યો. આમ બંનેના સહકારથી તેમના સંસારનું રગશીયું ગાડું ત્વરિત ગતિએ ચાલવા લાગ્યું. બંનેમાં કંજુસાઇ અને કરકસરના સંસ્કારોનાં બીજ જે માબાપ તરફથી વારસામાં મળ્યાં હતાં, તેને અનુકૂળ પોષણ મળતાં તે એકદમ વધવા લાગ્યાં. એક પાઈ પણ વાપરતાં બંનેના પ્રાણ કંઠે આવતા. દરરોજનું ખાધાખર્ચ કેટલું થયું તેનો પણ બંને હિસાબ ગણતાં. શેઠાણી પર ઘરકામનો બોજો દિવસે દિવસે વધવા લાગ્યો. એક દિવસ શેઠ જ્યારે ખૂબ ખૂશ-મિજાજમાં હતા તે વખતે એક રસોઇયો રાખવાની શેઠાણીએ ઈચ્છા દર્શાવી. આ સાંભળી શેઠ ખૂબ વિચારમાં પડી ગયા. જ્યારે તે વિચારમાંથી જાગ્યા ત્યારે શેઠાણીને રસોઇયાનો ખર્ચ ગણી બતાવ્યો અને કહ્યું, કે આટલું બધું ખર્ચ આપણાથી ન ભોગવાય. શેઠાણી આ સાંભળી બોલ્યાં, સ્વામિનાથ! મારાથી આટલો બધો ઘરનો બોજો હવે ઉપાડી શકાતો નથી માટે કોઇપણ ઉપાયે એક નોકર અથવા તો રસોઇયો રાખો કે જેથી મારા પર કામનો બોજો ઓછો પડે. બોજાથી મારૂં શરીર દિવસે દિવસે ઘસાતું જાય છે, માટે કૃપા કરી મારી આ માગણીનો સ્વીકાર કરો. શેઠ પર શબ્દોની જાદુઇ અસર થઈ, પણ માગણીનો સ્વીકાર કરતાં શેઠનું સ્વમાન ઘવાતું હતું, એટલે શેઠે શેઠાણીનું મન મનાવવા એક યુક્તિ શોધી કાઢી. શેઠે

કહ્યું, કોઈ સારો અને ઓછા પગારવાળો નોકર મળશે એટલે જરૂર તેને આપણે રાખી લઈશું. આમ કહી તેણે શેઠાણીના મનને મનાવી લીધું. પિતાની મિલ્કતને કોઈ પણ ઉપાયે સાચવી રાખવાની બંનેની ઈચ્છા હતી. તેઓ બરાબર ખાયપીએ નહિ અને આખો દિવસ પૈસાનીજ ચિંતા કર્યા કરે. ગામના લોકોએ આથી તેમને 'ચીકણાં' નો ઈલ્કાબ આપ્યો. ઇલ્કાબને દીપાવવા તેઓ બંને પોતાથી બનતું કરવા લાગ્યાં.

આમ કેટલાંયે વરસો પસાર થઇ ગયાં. એવામાં એક વરસ વરસાદ નહિ પડવાથી આજુબાજુનાં ગામોમાં અન્નપાણીની તંગી પડી. ઘણાંયે ગામડાં આ રાક્ષસના પંઝામાં સપડાઈ ગયાં. દિવસે દિવસે લોકોની અન્ન માટેની માગણી વધવા લાગી. ગરીબાઈ પણ પ્રતિદિન વધતી ચાલી. ભૂખમરાથી ઢોર અને માણસો મરવા લાગ્યાં. રોગે આવી પોતાનું સામ્રાજ્ય પીડિત વર્ગપર વધારે જોસથી ચલાવવા માંડયું. રોગ અને ભૂખથી પ્રજા ત્રાસી ગઈ અને ગમે તે સ્થળે આશ્રય લેવાની ઇચ્છાથી શોધખોળ કરવા માંડી.

ઘણાંયે નિરાધાર કુટુંબ અન્નની શોધખોળ માટે નીકળી પડયાં. દુષ્કાળનો ભોગ બનેલું એક બ્રાહ્મણ કુટુંબ રખડતું રઝળતું પેલા ગામમાં જ્યાં પેલા નગરશેઠ રહેતા હતા ત્યાં આવી પહોંચ્યું. નોકરીની શોધખોળ કરવા બ્રાહ્મણ અને તેની સ્ત્રી ગામમાં નીકળી પડયાં. રખડતાં રખડતાં તે બંને પેલા નગરશેઠના બંગલા આગળ આવી પહોંચ્યાં.

આ વખતે શેઠાણી જમી પરવારી બંગલાના ઓટલા પર નોકરની જાણે રાહ જોઇ રહ્યાં હોય તેમ બેઠાં હતાં. તેવામાં આ બ્રાહ્મણ સ્ત્રીએ આવી શેઠાણીને કહ્યું, બેન! અમે બ્રાહ્મણ છીએ. વખાનાં માર્યાં અમે તમારે શરણે આવ્યાં છીએ, માટે કૃપા કરી અમને તમારે ઘેર આશ્રય આપશો, તો જરૂર ઈશ્વર તમારૂં કલ્યાણ કરશે. આ શબ્દો સાંભળી શેઠાણીને દયા આવી. બંનેને બેસાડી શેઠાણી શેઠ પાસે ગયાં. આ વખતે શેઠ શયનખંડમાં તે દિવસની ખાધાખોરાકીમાં સરેરાશ એક પાઈ જેટલો ખરચો વધ્યો હતો, તેનો બેઠા બેઠા વિચાર કરી રહ્યા હતા. શેઠાણીને જોતાંજ શેઠની વિચારમાળા અટકી પડી. તે બોલ્યા, આપને મારૂં કંઈ કામ હોય તો કહો. આ સાંભળી શેઠાણીએ પેલાં ગરીબ બ્રાહ્મણ બ્રાહ્મણીના દુઃખની વાત કરી અને રસોઇયો રાખવાની ઉત્તમ તક છે એમ જણાવ્યું. પણ શેઠ તેમ કરવા તૈયાર ન હતા. છતાં શેઠાણીની તીવ્ર બુદ્ધિએ શેઠના ઉપર વિજય મેળવ્યો. તેમણે રસોઈઓ રાખવાની પરવાનગી મેળવી કડવા ઘુંટડા શેઠને ગળે પરાણે ઉતરાવ્યા.

આમ થતાં શેઠાણીના આનંદનો તો પારજ ન રહ્યો. બહાર આવી તેમણે પેલાં બંનેને પોતાને ઘેર કામ કરવા રાખ્યાં. તેઓને રહેવા માટે પોતાના શયનખંડની સામેનો એક ઓરડો ખાલી કરી આપ્યો. બ્રાહ્મણ અને તેની સ્ત્રી તેમાં આનંદથી રહેવા લાગ્યાં. બ્રાહ્મણ રસોઇ કરતો અને બ્રાહ્મણ સ્ત્રી ઘરનું બીજું કામકાજ કરતી, આથી શેઠાણીને ઘણા

કામનો બોજો ઓછો થઇ ગયો. બ્રાહ્મણુ સ્રી સવારમાં વહેલી ઉઠી ઘરનો કચરો પૂંજો કાઢવાના કામમાં રોકાતી. શેઠનો ઉઠવાનો સમય લગભગ આઠ વાગ્યાનો હતો, એટલે તે બાઇ નાહી ધોઇ પરવારી કામ અંગે શેઠના શયનખંડમાં જતી. બ્રાહ્મણુ સ્રીના સ્વરૂપની જાદુઇ અસર ધીમે ધીમે શેઠ પર થવા લાગી. વાસનાનાં બીજ ધીમે ધીમે શેઠના હ્રદયમાં પ્રવેશવા લાગ્યાં. શેઠ સૌંદર્યના ભોકતા બનવાના પ્રસંગો શોધવા લાગ્યા. બાઈ જયારે કચરોપૂંજો કાઢવા આવે, ત્યારે બાઈની સાથે આડીઅવળી વાતો કરી તેને ધમકાવવાના કલ્પિત પ્રસંગો તેઓ ઉભા કરતા. નીચ ભાવનાએ શેઠના પવિત્ર હ્રદયને ઘેરો ઘાલ્યો. શેઠની નીચ વાસના બાઈ સમજી ગઈ અને તેમાંથી નિર્વિઘ્ને શી રીતે છૂટી શકાય, તેની પેરવી કરવા લાગી, પણુ કંઇ માર્ગ તેને જડયો નહિ.

પ્રતિદિન બ્રાહ્મણુ સ્રીની મુંઝવણુમાં વધારો થવા લાગ્યો પણુ આવી હલકી વાત સ્વામિને શી રીતે કહી શકાય? કદાચ કહેવાની હિંમત ભીડું તો મારા સ્વામિ તેને માટે કંઇ કરી શકશે નહિ. અમારી ગરીબાઈ અને આ મારા સૌંદર્યનું એ પરિણુામ છે. પતિને આ વાતથી વંચિત રાખવા એ પણુ એક ગુન્હો છે. શું કરવું તેની ચિંતામાં ને ચિંતામાં તે દિવસો પસાર કરવા લાગી.

સૌંદર્ય પર તેને ધીટકાર આવ્યો. ગરીબાઇએ તેનામાં તિરસ્કારવૃત્તિ જગાવી. શું કરવું તેનો તેને રસ્તો જડયો નહિ. આખરે તેણે સર્વના બેલી ઇશ્વરનું શરણું સ્વીકાર્યું. તેણે ઇશ્વરને મૂક પ્રાર્થના કરી અને કહ્યું, કે

હે ઈશ્વર! મારૂં શિયળ સાચવવું એ તારા હાથમાં છે. આમ મૂક પ્રાર્થના કરતાં કરતાં તે નિંદ્રાને આધિન થઇ ગઇ.

બીજા દિવસના કુમળા પ્રભાતે આવી તેને જગાડી. જાગતાંજ ગઇ કાલના વિચારોએ તેને ઘેરી લીધી. નાહી ધોઇ પરવારી, તે ઈશ્વરની મૂક પ્રાર્થના કરવા લાગી અને મનમાં ને મનમાં કહેવા લાગી, કે હે ઇશ્વર! દુઃખીઆના બેલી! માયાના પતિ! મને આ આફતમાંથી બચાવજે, નહિ તો તારી લાજ જશે. તને અશરણુશરણુ કોણુ કહેશે? માટે હે કૃપાનાથ! મારી આ પ્રાર્થના સાંભળજે. મારા બધા પ્રયત્નો હવામાં બાચકા ભરવા જેવા છે. હે માયાપતિ! આપની માયાએજ શેઠને ઘેર્યા છે. હું પણુ માયાનાં બંધનોમાં બંધાઇને શેઠની દાસી થઇને બેઠી છું. એટલે મારૂં કંઇ ચાલતું નથી. દુઃખના સંગથી મને સાચું જ્ઞાન મળ્યું છે. હું આપની એ માયાવી જાળમાં ન ફસાઇ જાઉં એટલા માટે હું આપની પાસે નમ્ર ભાવે પ્રાર્થના કરૂં છું. હે ઈશ્વર! મને બચાવી, શેઠને સદ્બુદ્ધિ આપજે. આમ કહી તરતજ તેણે પોતાના નિત્ય કાર્યનો બોજો પોતાને માથે લીધો.

શેઠ તો બ્રાહ્મણુ સ્રીના આગમનની રાહ જોતા આતુરતાથી બેઠા હતા. તેવામાં આ બાઇએ બોલ્યા ચાલ્યા સિવાય શેઠના શયનખંડમાં જઈ પોતાનું નિત્ય કાર્ય કરવા માંડયું. શેઠની નીચતાનાં આંદોલનો બ્રાહ્મણુ સ્રીના પવિત્ર હૃદય પર અથડાઇને વાતાવરણુમાં ભળી ગયાં.

આથી આખા શયનખંડનું વાતાવરણ તેને ગંભીર લાગવા માંડયું. તે જરા ગભરાઇ, પણ કંઈ ન બન્યું હોય તેમ આંખઆડા કાન કરી તે કાર્યમાં સામેલ થઇ.

બ્રાહ્મણીને જોતાંજ શેઠ પોતાની વાસનાની ભૂખ મટાડવા ઉભા થયા. તેઓ એક ડગલું ભરવાને તૈયાર થાય, તે પહેલાં ચતુર બ્રાહ્મણી સર્વ હકીકત સમજી ગઈ અને હાથ જોડી શેઠને નમ્રતાથી કહેવા લાગી, પિતાતૂલ્ય શેઠ! હું આપની પુત્રી તૂલ્ય છું. હું તમારી દાસ છું. તમારૂં અન્ન મારી નસેનસમાં રમી રહ્યું છે. તમે અમને તમારાં બાળકોની પેઠે પાળ્યાં છે. જો પોષણ કરનાર જ ભોકતા બનશે, તો પૃથ્વી રસાતળ જશે. હું નિરાધાર છું. વળી હું તમારે શરણે આવી છું. શરણાગતનું રક્ષણ કરવું એ તમારી ફરજ છે. હું નિર્દોષ બ્રાહ્મણ સ્ત્રી છું. મારી હાયના ઉદ્‌ગારો તમારૂં સત્યાનાશ વાળી નાખશે. માટે હે શેઠ! તમે તમારા મનના વિકારોને રોકો.

આવા હૃદયસ્પર્શી શબ્દોની પણ શેઠના વિકારી હૃદય પર કંઈ અસર ન થઈ. કામથી આતુર બનેલા પ્રાણીને કોઇનો ભય કે લજ્જા હોતી નથી. તેની વિકારી ભાવના જ તેના સર્વનાશનું બીજ વાવી રહી હોય છે. શેઠના મુખ પર વિકાર, વાણીમાં વિકાર, આંખોમાં વિકાર અને રૂંવેરૂંવામાં વિકાર તરવરી રહ્યો હતો. શેઠ તરફ દ્રષ્ટિપાત થતાં જ તે સર્વ હકીકત જાણી ગઈ. કસાઇની પાસે ઉભેલી ગાયના જેવી તેની સ્થિતિ હતી. તેનું આખું શરીર ધ્રૂજવા લાગ્યું; છતાં તે હિંમત લાવી બોલી, શેઠ! જરા વિચાર તો કરો

કે તમે આજે કોને આમંત્રણ આપી રહ્યા છો? આ સાંભળી શેઠ બોલ્યા, તારા મિથ્યા બકવાદ મારે સાંભળવા નથી. સેવકનો ધર્મ છે, કે શેઠની ઈચ્છાને સંતોષવી. માટે તું મારી ઇચ્છા પૂર્ણ કર, નહિ તો તમને બંનેને અહીંથી રજા આપવામાં આવશે. આ દુષ્કાળના સમયમાં તમારો કોણ સત્કાર કરશે? આ જુગમાં તમારો ધર્મ તમારી સામે ખાવાનું લઈને આવવાનો નથી, માટે એ મિથ્યાવાદ છોડી મારી વાસના પૂર્ણ કર.

શેઠનાં આવાં નીચ અને દીન વચનો સાંભળી બ્રાહ્મણી બોલી, પિતાતુલ્ય શેઠ! તમે અમારા અન્નદાતા છો. જેથી આવો ખોટો ત્રાસ આપવો એ આપને યોગ્ય નથી. જોર જબરીથી ત્રાસ આપો તો અમારો કોઇ બેલી નથી. કાલથી અમે આપની રજા લઇશું. ભલે અમારે ધર્મને માટે રખડવું પડે. ભલે તેમાં અમારા જાન જાય, પણ અમે અમારો ધર્મ છોડીશું નહિ આવા સમયે ઇશ્વરને અમારી સંભાળ લીધા સિવાય ક્યાં છૂટકો છે? માટે મારૂં કહેવું માની તમારા મનને તમે જીતો. કહેવત છે કે 'જેણે મન જીત્યું તેણે આખું જગત જીત્યું' એ મુજબ તમારા મનના વિકારોને તમે જીતો. આમ શેઠ અને બ્રાહ્મણી વચ્ચે સંવાદ ચાલતો હતો. એ સાંભળી નીચેથી ચતુર શેઠાણીએ બાઇને બૂમ પાડી કે થોડા દિવસથી તારૂં ચિત્ત કામ પર નથી. હજુ તું એ ખંડમાં શું કરે છે? આ સાંભળી, બ્રાહ્મણ સ્ત્રી દયાળુ ઈશ્વરનો અંતઃકરણપૂર્વક આભાર માનવા લાગી.

શેઠાણીના અવાજથી શેઠ ગભરાઇ ગયા અને મનમાં ને મનમાં વિચાર કરવા લાગ્યા કે કદાચ શેઠાણી તેમની આ વાત જાણી જશે તો શી દશા થશે ? એવા વિચારમાં ને વિચારમાં જાણે કંઇ ન બન્યું હોય તેમ તે બોલ્યા ચાલ્યા સિવાય પોતાના નિત્ય કાર્યમાં લાગી ગયા. શેઠે આખો દિવસ ચિંતામાં ને ચિંતામાં વિતાવ્યો.

બીજા દિવસે બ્રાહ્મણ અને બ્રાહ્મણ સ્ત્રીને સારૂં કામ નહિ કરવાના આરોપસર ઠપકો આપી રજા મળી.

શેઠાણીએ થોડા દિવસથી ઘરનું કામકાજ છોડી દીધું હતું, જેથી તેનાથી હવે કામનો બોજો ઉપાડી શકાય તેમ ન હતું. આમ થવાથી શેઠાણીને નોકર શોધવાની ફરજ પડી. તરતજ તેણે પોતાના બંગલાથી થોડે દૂર રહેતી એક રજપુતની સ્ત્રીને બોલાવી ઘરનું તમામ કામકાજ તેને સોંપી દીધું. તેનો ધણી બહારનું કામકાજ કરવા નોકરીએ જતો. આમ બંને જુદે જુદે સ્થળે કામ કરતાં હતાં.

શેઠની વૃત્તિમાં હજુ કંઇ ફેર જણાતો ન હતો. તેની વૃત્તિઓ દિવસે દિવસે વધવા લાગી. જેની પાસે વડીલની લક્ષ્મી હોય ને બેઠે બેઠે ખાવાનું મળતું હોય તેવા મનુષ્યની વાસનાઓ દિવસે દિવસે વધતી જાય છે. શેઠનું પણ તેમજ થયું. હજુ તેની ચિત્તવૃત્તિ સ્થિર ન હતી. તેનું મન પેલી સ્વરૂપવાન બ્રાહ્મણીમાં હતું. પર નારી એ તો પાવકની જ્વાળા જેવી હોય છે. પર નારીની પ્રીતડી

પ્રારબ્ધ ફેરવવામાં ટેકારૂપ બને છે. વાસના એ તો બૂરી ચીજ છે. એને જેટલી વધારીએ એટલી તે વધે છે. અગ્નિમાં ઘી હોમવાથી અગ્નિ શાન્ત થતો નથી પણ વધારે પ્રજ્વલિત થાય છે, તેમ વાસનાનું પણ થાય છે. વાસનાને સંતોષવાથી તે ઘટતી નથી પણ દિવસે દિવસે વધતી જાય છે. જો તેને સમજપૂર્વક દાબી દેવામાં આવે તોજ તે ફળદાયી નીવડે છે.

રજપુતાણી પણ સ્વરૂપવાન હતી. ભાવતું હતું અને વૈદે કહ્યું, એના જેવું આ શેઠને થયું. શેઠનું મન હવે રજપુતાણી તરફ આકર્ષાયું. શેઠને તેની લગન લાગી. આખો દિવસ અને રાત શેઠને રજપુતાણીનાજ વિચાર આવવા લાગ્યા. વિચારો બદલાતાં ભાગ્ય પણ બદલાય તે મુજબ શેઠનું ભાવિ પ્રતિક્ષણ બદલાતું જતું હતું. શેઠને તેની ખબર સરખી પણ ન હતી.

રજપુતાણી તરફ શેઠનો પ્રેમ પ્રતિદિન વધવા લાગ્યો. શેઠ તેને ખાવા માટે સારી સારી મિઠાઇ, મેવા શેઠાણીથી છાના લાવી આપે. શેઠાણી પણ ઘરમાં રાંધેલું અન્ન વધ્યું હોય તો તેને આપે. શેઠ શેઠાણીથી અને શેઠાણી શેઠથી, બંને છાનું છાનું રજપુતાણીને કંઇને કંઈ આપવા લાગ્યાં છાનું આપવામાં બંનેનો સ્વાર્થ હતો. વધેલું ઘટેલું મળવાથી રજપુતનું પોષણ થતું. રજપુતાણીએ વિચાર કર્યો કે જો હું શેઠ સાથે સારો સંબંધ રાખીશ, તો મારૂં ગુજરાન સારી રીતે ચાલશે. આવા નીચ વિચારોથી તેના જીવનમાં પણ પરિવર્તન થયું.

એક દિવસે પ્રસંગ મળતાં શેઠે રજપુતાણીને પૂછયું, કે તું સુખી તો છે ને ? શેઠાણી તને કામની બાબતમાં કનડતાં તો નથી ને ? મારા જેવું કંઈ કામકાજ હોય તો મને કહેજો. રજપુતાણી બોલી, ના શેઠ, શેઠાણી મને કોઇ વાતે હેરાન કરતાં નથી. તમારી કૃપાથી અમે સુખી છીએ. શેઠ બોલ્યા, શેઠાણીનું મન સાચવીને કામ કરવું અને હું બતાવું તે કામ પણ તારે કરવું, એટલે તને કોઈ જાતની હેરાનગતિ અમારા તરફથી થશે નહિ. રજપુતાણી બરાબર સમજી ગઇ કે શેઠનું ચિત્ત તેનામાં લાગ્યું છે.

બીજે દિવસે રજપુતાણી શેઠના દિવાનખાનામાં કચરો-પૂંજો કાઢવા આવી, તે વખતે શેઠ ઉંઘતા હતા. વાળવાના ધીમા અવાજથીં પણ શેઠ જાગી ઉઠયા. ઉઠીને તરત જ વાસનાના જપ જપવા માંડયા. બંને વચ્ચે વાર્તાલાપ શરૂ થયો. બાઈ કચરો કાઢતી જાય અને શેઠના ડઠ્ઠા મશ્કરી કરતી જાય. શેઠને આવું જ જોઇતું હતું. બાઈ કચરો કાઢી રહી એટલે શેઠે કહ્યું, કે તારે આથી જરા વહેલો પૂંજો કાઢવા આવવું. બાઇએ તેમ કરવા હા પાડી. બાઇ કાઢેલો કચરો બહાર નાખી આવી અને આવીને તરત જ શેઠના પર સાવરણી ખંખેરી. શેઠને આ કાર્યથી અતિ આનંદ થયો. બાઇએ એ આનંદનો લાભ લેવાની ખાતર શેઠની વીંટીવાળી આંગળી પકડી ખેંચતાણ કરવા માંડી. બાઇની માગણી શેઠ સમજી ગયા અને બોલ્યા, કે તું કાઢી લે. બાઈએ શેઠના કહેવાથી વીંટી કાઢી લઇ આંગળીએ પહેરી.

બંને વાસનાના કાદવ કીચડમાં ખૂબ આનંદ માનતાં હતાં, એવામાં શેઠાણીએ શેઠને નીચેથી બૂમ પાડી કે કોઈ આપને મળવા આવ્યું છે. શેઠ ગભરાયલા ગભરાયલા નીચે ઉતર્યા. તેઓ આવેલા અતિથિ સાથે વાર્તાલાપ કરવા લાગ્યા પણ મન તો પેલી બાઈમાં હતું.

બપોર થવા આવ્યા. શેઠ શેઠાણી જમી પરવારી બેઠાં. બાઈ વધેલું લઈ ઘેર ગઈ. બાઈને હાથે વીંટી છે તેનું તેને ભાન રહ્યું નહિ. પતિપત્નિ જમતાં હતાં એવામાં પતિની નજર પત્નિએ પહેરેલી પેલી વીંટી તરફ ગઈ. રજપુતે પત્નિને પૂછયું, કે આ વીંટી તું કયાંથી લાવી? પત્નિએ પતિને આડાં અવળાં બ્હાનાં કાઢી સમજાવવા મિથ્યા પ્રયત્ન કર્યો અને કહ્યું કે તે શેઠની પડી ગયેલી વીંટી છે. આથી પતિની શંકાશીલ દૃષ્ટિમાં શંકાનો કીડો વધારે જોર કરવા લાગ્યો. પત્નીના કહેવા પર તેને જરાએ વિશ્વાસ આવ્યો નહિ, કારણ કે આવી હીરા જડિત વીંટી શેઠના હાથેથી નીકળી પડે અને શેઠ એને માટે શોધખોળ ન કરે એ બનેજ શી રીતે? આવું ભૂત રજપુતના મનમાં સ્વાર થયું. તરતજ તેણે પેલી વીંટી શેઠાણીને પાછી આપી આવવા પોતાની સ્રીને કહ્યું. બાઈને શું કરવું તેની કાંઈ સૂઝ પડી નહિ. વિચાર કરતાં તેને એક યુક્તિ સૂઝી આવી તરતજ તેણે પેલી વીંટીને ચીંથરામાં ઘાલી લપેટી ગોળો વાળ્યો અને શેઠના બારણાના ગોખલામાં મૂકી ત્યાંથી તે વિદાય થઈ ગઈ.

રજપુતે શેઠને ત્યાં કામ કરવાની સ્રીને મના કરી. આથી રજપુતાણીના મનમાં અનેક વિચાર સૃષ્ટિઓ રચાઈ અને નષ્ટ પામી. બાઇનું મન શેઠમાં અને શેઠનું મન બાઈમાં હતું.

બીજે દિવસે પ્રાતઃકાળ થતાંજ શેઠ દરરોજના નિયમ કરતાં કંઇક વહેલા જાગ્યા. પલંગમાં બેઠા બેઠા તે બાઇ આવ્યાની રાહ જોઇ રહ્યા હતા, એવામાં શેઠાણી હાથમાં સાવરણી લઈ કચરો કાઢવા આવ્યાં. આથી શેઠ ગુસ્સે થઈ ગયા અને બોલ્યા, પેલી રાંડ ક્યાં ટળી છે ? આપ આ કામ કરવા કેમ આવ્યાં છો ! શેઠાણીએ જવાબ આપ્યો કે એણે આજથી કામ કરવું છોડી દીધું છે.

શેઠે પૂછ્યું, કામ છોડવાનું કારણ શું? એને પગાર વધારે જોઇતો હોય તો પાંચ રૂપીઆ વધારે આપો, પણ હવે તમારા હાથમાં આ સાવરણી શોભતી નથી. માટે પગાર વધારે આપવાનો કહી તેને અહીં કામ કરવા બોલાવી લાવજો.

શેઠનો હુકમ થતાં શેઠાણી બાઈને ઘેર ગયાં. તે વખતે બાઈ શેઠના વિચારમાંજ બેઠી હતી. શેઠાણીએ ત્યાં જઇ કહ્યું, કે બાઇ! તમને પગાર ઓછો પડતો હોય તો પાંચ રૂપીઆ વધારે આપવા શેઠે કહ્યું છે. બાઈ બોલી, મોટી બેન! તમે મને સો રૂપીઆ વધારે આપો તો પણ તે મારે કામના નથી, માટે કૃપા કરી ઘેર પાછાં જાઓ. જતી વખતે શેઠાણીએ કહ્યું, કે બાઈ! તારા પગારના

પૈસા તો તું લઈ જા. બાઇએ કહ્યું, પગારના પૈસા મારા સ્વામી લઇ જશે. આ સાંભળી શેઠાણી વીલે મોંએ ઘેર ગયાં. બનેલી સર્વ હકીકત શેઠને કહી સંભળાવી. આથી શેઠ મનમાં ને મનમાં ખૂબ મુંઝાયા. શું કરવું તેની તેમને કંઇ ખબર ન પડી. શેઠ પશ્ચાતાપ કરવા લાગ્યા અને મનમાં ને મનમાં પોતાના નસીબને દોષ દેવા લાગ્યા. શેઠે રજપુતાણી મેળવવા ઈશ્વરને ઘણી પ્રાર્થના કરી પણ ઈશ્વર તેમની આવી નીચ પ્રાર્થના સાંભળે ખરો કે ?

શેઠની નીચ પ્રાર્થના ઇશ્વરે ન સાંભળી એટલે તેમને બાઇ મેળવવાની વધારે ચિંતા થવા લાગી. વાસના એ બુરી ચીજ છે. જે મનુષ્ય વાસનાના કીચડમાં ફસાય છે તે કદાપિ બહાર નીકળી શકતો નથી. શેઠનું પણ તેમજ થયું. વાસના વધતાં દુઃખ વધ્યું.

દિવસે દિવસે શેઠનું શરીર ચિંતાથી દુર્બળ થવા લાગ્યું. તેમનો ખોરાક પણ દિવસે દિવસે ઘટવા લાગ્યો. ખોરાક ઘટતાં શેઠનું શરીર પ્રતિદિન નબળું પડતું ગયું, છતાં વાસનાનો કીડો શરીરમાંથી ન ગયો.

પ્રતિદિન શેઠને બાઇના જ વિચાર આવતાં, શેઠે ઇશ્વર સ્તવનને બદલે બાઇનું સ્મરણ કરવા માંડયું. બીજી બાજુ રજપુતાણીની પણ એ જ દશા થઈ.

વ્યાધિએ આવી શેઠને પકડયા. થોડા જ વખતમાં શેઠ મૃત્યુને ખોળે બેઠા. બાઇની પણ એ જ દશા થઈ.

બંનેનાં અયોગ્ય કાર્ય માટે ઈશ્વરે તેમને પતિપત્નિ તરીકે જન્માવ્યાં અને તેમની હલકી વાસના પૂર્ણ કરી.

બાળયોગી:—માતાજી ! પેલી બ્રાહ્મણ સ્ત્રીનું શું થયું તે કૃપા કરી મને જણાવો.

નર્મદામૈયા:—બેટા ! દુ:ખથી માણસ ઘડાય છે. દુ:ખ એ તો મોટો અનુભવ છે. તેના વડે મનુષ્યને અનેક પ્રકારનું જ્ઞાન થાય છે. દુ:ખને લોકો ઘણો મોટો સત્સંગ ગણે છે. મહાન ભક્તોએ પણ દુ:ખ માગ્યાં છે અને તેના અનેક દાખલા મોજુદ છે. તેનું કારણ માત્ર એટલુંજ છે કે દુ:ખથી સર્વ જ્ઞાનની સાચી સિદ્ધિ થાય છે. દુ:ખમાં ઇશ્વરચિંત્વન સારી રીતે થઈ શકે છે. દુ:ખથી જ મનુષ્ય ઘડાઇને સાચો મનુષ્ય બને છે. જગતમાં દુ:ખ સહન કર્યા સિવાય કોઈ વ્યક્તિ મહાન થઇ શકતી નથી. દુ:ખ એ તો જીવનસિદ્ધિની સાચી ચાવી છે.

દુ:ખથી બ્રાહ્મણ સ્ત્રીમાં હિંમત આવી. હિંમત આવતાં જ તેને સ્વસ્વરૂપ માટે ખૂબ પશ્ચાતાપ થયો. ઇશ્વરને જાણે પોતાને આપેલા વધારે પડતા સ્વરૂપને માટે ઠપકો આપતી હોય તેમ તે વિચારમગ્ન અવસ્થામાં બેઠી. એવામાં તેને દુ:ખનો સહકાર અને ઇશ્વરી સંકેતથી સત્ય-જ્ઞાનની ઝાંખી થઇ. સત્યજ્ઞાન મળતાં પોતાના સત્ચારિત્ર્ય માટે તેને શાન્તિ થઈ.

બેટા ! ઈશ્વર તો દરેક મનુષ્યને દુ:ખની ભઠ્ઠીમાં તપાવી તેની સાચી કસોટી કરે છે. તે કસોટીમાંથી જે

પસાર થઈ જાય તે ઇશ્વરનો સાચો ભક્ત. જે કસોટીમાં નિષ્ફળ નીવડે તેને મોહ માયાનાં બંધનો વધારે લાગે. મોહ માયાનાં બંધનો લાગતાં તેને ભવસાગરમાં વારંવાર ગોથાં ખાવાં પડે છે. ઇશ્વરે બાઇની ખરી કસોટી કરી. બાઇ બધી કસોટીમાંથી પસાર થઇ ગઈ. તેથી ઇશ્વર કૃપાથી તે ભવસાગર તરી ગઈ અને સાથે સાથે તેણે પોતાના સ્વામીનો પણ ઉદ્ધાર કર્યો.

બાળયોગીઃ—માતાજી! બ્રાહ્મણ સ્ત્રીએ પોતાના પતિનો શી રીતે ઉદ્ધાર કર્યો, તે મને સમજાવો.

નર્મદામૈયાઃ—બેટા! જગતમાં સહકાર વિના કોઇનો ઉદ્ધાર થયો સાંભળ્યો છે? સ્ત્રી અને પુરુષ બંને ભવરથનાં બે પૈડાં છે. તે બંનેના સહકારથી જ એ રથ ચાલે છે. તેમ તેઓના જીવનમાં પણ બન્યું.

શેઠના ઘેરથી છૂટાં પડયા પછીથી પતિપત્નિએ પોતાનો સાચો ગૃહસ્થાશ્રમ શરૂ કર્યો. બ્રાહ્મણ સ્ત્રીએ શેઠને ત્યાં બનેલી સઘળી હકીકત પોતાના સ્વામીને સત્યસ્વરૂપમાં સમજાવી અને પતિની આંખ ઉઘાડી. પતિને પોતાની સ્ત્રીના આવા વર્તનથી ખૂબ આનંદ થયો. આખરે બંનેએ એક બીજાની ત્રૂટીઓ પૂર્ણ કરવા એકાંત જગ્યા પસંદ કરી અને ત્યાં રહેવા લાગ્યાં. બંને સવારમાં વહેલાં ઉઠી નાહીધોઈ ઇશ્વર ભક્તિ કરતાં. બાઈ ગૃહકાર્ય કરતી અને બ્રાહ્મણ ભિક્ષાન્ન માટે શહેરમાં જતો. જે કંઈ મળતું તેનાથી પોતાનું ગુજરાન તેઓ ચલાવતાં અને બાકીનો બધો વખત ઈશ્વરભક્તિમાં

ગાળતાં. બંને યુવાન હતાં, છતાં તેમનામાં વિકારનું નામ નિશાન ન હતું. બંનેનાં હૃદય ભક્તિથી શુદ્ધ બન્યાં. આથી બંને મોડી રાત સુધી ઈશ્વર સ્તવન કરતાં.

કહેવત છે કે એકાંત બડી બુરી ચીજ છે. શાસ્ત્રો પણ બાપ દીકરીને એકાંતમાં રહેવાની મના કરે છે, કારણ કે એકાંત મળતાં ઈંદ્રિયોના વિકાર બળવાન બને છે.

આ બંને યુવાન હતાં, પતિપત્નિ હતાં, તેઓ એકાંતમાં રહેતાં હતાં, છતાંયે બંનેના હૃદયમાં વાસનાનું નામ નિશાન સરખું પણ ન હતું. બંનેએ પોતાના મનને જીત્યું હતું. આમ ઈશ્વર સ્તવનમાં તેમણે કેટલાયે દિવસો વૃત ઉપવાસ આદિ કરી પસાર કર્યા.

કળિયુગમાં સાચા હૃદયની ભક્તિનું ફળ તરત જ મળે છે. ઇશ્વર તેમના સાચા હૃદયની પ્રાર્થના સાંભળી તેમની વહારે ધાયા. ઇશ્વરે તેમના સ્થાન પર જઈ તેમને દર્શન કરાવ્યાં. ઇશ્વરે કહ્યું, કે તમો પોતે માયાપતિ અને માયા છો. તમારાં બંધનો બધાં તૂટી ગયાં છે. તમારા આત્માએ આત્માને ઓળખ્યો છે. તમે ઇશ્વરના અંશરૂપ છો. એ અંશ ઇશ્વર સાથે એક થઈ ગયો છે.

હે બાળયોગી ! મનુષ્યની વાસના જીંદગી પુરી કરતાં સુધી રહે છે, અને એને લીધે જ એને બીજો જન્મ લેવો પડે છે.

---

# અધ્યાય ૨૨ મો.



## "જ્યાં વાસના ત્યાં મુકામ"

નર્મદાહામેયાઃ—હે બાળયોગી! આવતા જન્મમાં જેવું થવું હોય તેવું પોતાના હાથે હાલના અવતારથી જ ઘણા માણસોને દેખાઇ આવે છે, તે બાબત હું તને સમજાવું. મરણ સમયે જેમાં જીવ રહી જાય, તેમાં તેનો જન્મ થાય છે. મરણ સમયે જેમાં વાસના રહી ગઇ હોય તેમાં એ વાસના પૂર્ણ કરવા જન્મ લેવો પડે છે. તેનો એક ટૂંક ઇતિહાસ તને હું કહું તે તું ધ્યાનથી સાંભળ.

પૂર્વે ભરત રાજા થઈ ગયા. તેઓ પોતાનું સઘળું રાજપાટ છોડી ગંડકી કિનારે આશ્રમ બાંધીને રહ્યા. ત્યાં તેઓ પોતાના દિવસો ઇશ્વર ભક્તિમાં ગાળવા લાગ્યા.

એક દિવસ ઋષિ પ્રાતઃસ્નાન માટે નદી કિનારે ગયા. ત્યાં એક ભારેવાઇ હરણીને ગભરાયેલી હાલતમાં ઝરણું કૂદતી તેમણે જોઇ. ગર્ભિણી હરણીનો ગભરાટથી ગર્ભપાત થઇ ગયો. સ્નાન કરતાં ઋષિની નજર તે તરફ ગઈ. ઋષિને દયા આવતાં જ તેઓ દોડતા ગયા અને હરણીના બચ્ચાને ઝરણમાંથી બહાર કાઢયું અને તેને પોતાને આશ્રમે લઈ ગયા. ત્યાં તેને પાળી પોષી મોટું કર્યું.

દિવસો જતાં ઋષિનું મન હરણમાં ચોંટતું ગયું અને તે પણ એટલે સુધી ચોંટયું કે મરણ સમયે ઋષિનું ચિત્ત હરણમાં રહી ગયું. આથી બીજા જન્મમાં ઋષિ હરણ થયા. પેલું હરણ એ ઋષિ તરીકે જન્મ્યું. કહેવાનું તાત્પર્ય એ છે કે મરણ સમયે જેવી ભાવના તેવી ગતિ થાય છે.

વ્યસની મનુષ્યના વ્યસન ઉપરથી પણ આપણે જાણી શકીએ છીએ કે ગયા જન્મમાં તેણે જે જે જાતનાં વ્યસન કર્યાં હશે તે તે જાતનાં વ્યસનો આ જન્મમાં તે મનુષ્ય કરતો માલૂમ પડે છે. કેફી વસ્તુઓના સેવનમાં જ જેણે પોતાનું આયુષ્ય પૂર્ણ કર્યું હોય, તેવા મનુષ્યને બોકડાનો અવતાર લેવો પડે છે. એટલે હંમેશાં કેફી વસ્તુઓ, જેવી કે આકડાનાં પાન, થોરનાં પાન, ધંતુરાનાં પાન વગેરેનો ચારો તે ચરે છે, છતાં તેને કંઈ થતું નથી. તેનો આ જન્મ તેમજ આવતો જન્મ કેફથીજ ભરેલો રહે છે. કેફી પદાર્થો પર તેની વિશેષ પ્રીતિ રહે છે.

જે મનુષ્ય અફીણનું સેવન કરે છે, તેને આવતો જન્મ સાપનો મળે છે. કારણકે મરતાં સુધી તેની વાસના ઝેરમાં હોય છે.

જે મનુષ્ય પર દારા સાથે પ્રીત કરે છે અથવા પ્રીત કરવા અનેક પ્રપંચ કરે છે, તે મનુષ્યને આ જન્મમાં કોઈ શુભ કાર્ય કરવાની વાસના થતી જ નથી. તેની સઘળી વૃત્તિઓ પર દારાની પ્રીતિનું પાત્ર બનવામાં જ લાગેલી હોય છે. એ વાસનાને લઇને આવતા જન્મમાં ભડવાનો અથવા દલાલાં કરનારને ત્યાં તેને જન્મ લેવો પડે છે.

જે મનુષ્ય પોતાનું જીવન ચાડી ચુગલી અને પર-નિંદામાં પસાર કરે છે તેને આવતો જન્મ ફાતડા કે કમાલીયાનો આવે છે.

જે મનુષ્ય આ જન્મમાં માંસાહાર કરે છે, તેની વૃત્તિઓ મરણ સુધી માંસમાંજ રહ્યા કરે છે. તેનો આવતો અવતાર વાઘ, વરૂ કે સિંહનો થાય છે.

દારૂનું વ્યસન કરનારને આવતો જન્મ ગાંડાનો મળે છે, કારણ કે આ જન્મ તેણે ગાંડાની માફક દારૂના કેફમાં વ્યતીત કર્યો હોય છે, માટે બીજો જન્મ તેને ગાંડાનો મળે છે. આ રીતે મનુષ્યની મરણ સમયે જેમાં વાસના રહી જાય છે, તે વાસના મુજબ તેને તેવો અવતાર લેવો પડે છે. ઝેરી વાસનાવાળાનો ઝેરમાં, કુથલીવાળાનો કુથલીવાળાને ત્યાં, માંસમાટીની વાસનાવાળાને માંસ માટીમાં, કેફી વસ્તુઓની વાસના વાળાનો કેફી વસ્તુઓમાં જન્મ લઈ અધુરી વાસનાઓ પૂર્ણ કરવી પડે છે. વેરઝેર, લ્હેણુંદેણું આપવા લેવા સારૂં પણ જન્મ લેવો પડે છે. આ રીતે ધર્મરાજાનો ન્યાય અટલ છે.

નર્મદામૈયાઃ—બેટા ! સમયને અનુસરીને મેં જે ધર્માચરણો, યુગનાં પ્રમાણો, સમાજની ચઢતી પડતી, વર્ણાશ્રમ ધર્મનાં લક્ષણો, પૂર્વઅવતારો અને પૂનર્જન્મોનું જે વર્ણન કર્યું છે તે પ્રમાણે જો તું આચરણ કરીશ તો તું સર્વ રીતે સુખી થઇશ.

આ દેહ રૂપી હોડીથી તમારે ભવસાગર તરવાનો છે. ભવસાગરમાં મોહમાયા રૂપી અનેક મગરમચ્છ છે. તેમાંથી બચવા માટે તમારે તમારાથી બનતું કરવાનું છે. તેમાં અનેક ઝંઝાવાતો છે, અનેક ભયંકર વાવાંઝોડાં અને મોજાંઓ ઉછાળ્યા કરે છે. તેમાં તમારે તમારૂં નાવ હંકારવાનું છે. તમારાં નાવ ધારેલે ઠેકાણે સહીસલામત પહોંચી જાય તેને માટે તમારે ખૂબ કાળજી રાખવાની છે. ભવસાગરમાં અનેક ખડકો છે. એ ખડકો સાથે તમારાં જીવન નાવ ન અથડાઇ પડે તેને માટે તમારે ખૂબ કાળજી રાખવાની છે. ખડકો પર સત્સંગરૂપી દીવાદાંડીઓની યોજના ઈશ્વરે કરી છે. એ દીવાદાંડીઓની સહાયથી તમે ભવસાગર તરવા જલદી ભાગ્યશાળી થઇ શકશો.

આ સ્થૂલ દેહ એ મહેશ્વરનું મંદિર છે. તેમાં શિવ મહેશ્વરરૂપ છે. તેને કંઈ શોધવા જવાની જરૂર નથી. તમારે તમારી જાતમાં જ તેને શોધવાનો છે. અજ્ઞાની મનુષ્યો અજ્ઞાનતાને લીધે અનેક સ્થળે તેની શોધખોળ કરે છે. કારણ કે તેમને એ વસ્તુનું ભાન નથી. માટે તું ઇશ્વરને તારા નાનકડા હૃદય મંદિરમાં જ શોધજે; બીજે શોધવાની જરૂર નથી. તું તને ઓળખીશ એટલે ઈશ્વરને ઓળખ્યા બરાબર છે. બાહ્યાડંબર કરવાની કંઇ જરૂર નથી. હૃદયની શુદ્ધિ સિવાય આડંબર નકામા છે. બાહ્યાડંબરથી હૃદયની શુદ્ધિ થતી નથી. બાહ્યાડંબર અને હૃદયની શુદ્ધિ બંને વસ્તુ જુદી જ છે; એક બીજાને કોઇ જાતનો સંબંધ નથી. આડંબરથી જગત છેતરાય છે, પણ ઈશ્વર નથી

છેતરાતો. સંન્યાસ લીધા સીવાય, ભગવાં પહેર્યા વગર, મૂંડ મુંડાવ્યા વગર અથવા તો બીજો કોઈપણ જાતનો ઢોંગ કર્યા સિવાય હૃદયની પવિત્રતાથી ઇશ્વર પ્રાપ્તિ કરી શકાય છે.

માયાના મોહપાશમાં ફસાએલા જીવો માયાનાં જ ગીત ગાય છે. તેઓ માયામાં જ રચ્યાપચ્યા રહે છે. માયાવી જગત જ તેમને સત્ય જણાય છે.

---

# અધ્યાય ૨૩ મો.

---

નર્મદાઃ—બાળયોગી! એક વખત સર્વ જગતની માતા પૃથ્વીને અભિમાન થયું, કે હું કેવી રસાળ છું? મારા પર અનેક પ્રકારની વનસ્પતિ, જાતજાતના મેવા અને ઓષધિઓ પાકે છે. જુદા જુદા ખટમીઠા રસો, જુદા જુદા પ્રકારની કિંમતી ધાતુઓ વગેરે મારા પેટાળમાં અસ્તિ ધરાવે છે અને જગતની શોભા મારાથી જ છે. પૃથ્વી-દેવીના આવા અભિમાનથી ઈશ્વરને હસવું આવ્યું. જગતમાં કોઇનું અભિમાન રહ્યું નથી અને રહેશે પણ નહિ. કોઈ પણ રીતે પૃથ્વીનું અભિમાન ઉતારવું એવો ઈશ્વરે દૃઢ નિશ્ચય કર્યો. આ વિચાર કર્યો પછી ઇશ્વરને લાગ્યું, કે પૃથ્વીનું અભિમાન ઉતારતાં જગતનાં સર્વ પ્રાણીઓ બહુ દુઃખી થશે, છતાં અભિમાનથી અંધ બનેલા જગતના ક્ષુદ્ર જીવોને બતાવવાની ખાતર પણ મારે તેના અભિમાનનું ખંડન કરવું પડશે. એમ ધારી ઇશ્વરે વરુણ તથા આદિત્યને બોલાવ્યા. વરુણને આજ્ઞા કરી કે પૃથ્વી પર બાર માસ સુધી જળનું એક ટીપું પણ તમારે પાડવું નહિ. ત્યાર બાદ આદિત્યને આજ્ઞા કરી કે તમારે બાર માસ સુધી સોળે કળાએ તપવું.

વરુણ અને આદિત્યે ઇશ્વરની આજ્ઞા માથે ચઢાવી. એ બંને દેવોના પ્રભાવથી સમુદ્રો સુકાવા લાગ્યા. સમુદ્રો સુકાતાં વરસાદ ઓછો થવા લાગ્યો. ધરતી માતા સૂર્યના તાપથી તાંબા વરણી થઇ ગઇ. રસકસ ચાલ્યા ગયા, વનસ્પતિનું નામનિશાન પણ રહ્યું નહિ. પ્રાણીઓ હેરાન હેરાન થઈ ગયાં. પૃથ્વીનું સૌભાગ્ય નષ્ટ થઇ ગયું.

અભિમાનમાં અંધ બનેલા અજ્ઞાની જીવોએ ઇશ્વરની પ્રાર્થના કરવા માંડી. લોકો વરુણ અને આદિત્યનાં સ્તોત્રોના જાપ જપવા લાગ્યા. આ વાતની પૃથ્વીને ખબર પડી. આ બધાં પ્રાણીઓ શા માટે વરુણ, આદિત્ય અને ઇશ્વરની પ્રાર્થના કરે છે તેની તપાસ કરતાં પૃથ્વીને જણાયું કે પોતાના અભિમાનથી જ આ સર્વ ઘટના બનવા પામી છે. તેને પશ્ચાતાપ થયો, કે હું જગતની માતા થઈને ભૂલી તો જગતના ક્ષુદ્ર જીવો ભૂલે તેમાં શી નવાઇ? મોટા મોટા તપેશ્વરીઓ તપ કરે છે, તે વખતે મારી પ્રાર્થના કરે છે, કે હે ભૂમિકા! તમારામાં જે ક્ષમા છે તેવી ક્ષમા અમને આપજો. મારા અભિમાનથી મારી ક્ષમા નાશ પામશે તો મને ગણુશે કોણ? પછી મારી કિંમત શી રહેશે? હું તો ક્ષમાનો સાગર થઈને ભૂલી, તો મારી ક્ષમા માગનારને હું શું ક્ષમા આપીશ? માટે ઈશ્વરને શરણે જઈ આદિત્ય અને વરુણને શાંત કરૂં તો ઠીક. આમ વિચાર કરી પૃથ્વી નમ્રતાપૂર્વક ઇશ્વરને શરણે ગયાં અને પોતાની ભૂલ કબુલ કરી. આથી ઇશ્વરે વરુણ તથા આદિત્યને બોલાવી વરુણને વૃષ્ટિ કરવા અને સૂર્યભગવાનને

ન તપવા આજ્ઞા કરી. બંનેએ ઈશ્વરની આજ્ઞા માથે ચઢાવી. જગત પર વૃષ્ટિ થવા માંડી તેથી પૃથ્વીનું સૌભાગ્ય પહેલાંના જેવું થઇ ગયું.

નર્મદા:—હે બાળયોગી! કુદરત આગળ મનુષ્યનું અભિમાન શા હિસાબમાં? માનવીઓએ યાદ રાખવું કે હવે થોડાજ વખતમાં બે 'ખ ખા'નું સામ્રાજ્ય જગત પર પ્રવર્તશે. એક ખેતી અને બીજી ખાદી. જગતમાંથી ધન ચાલ્યું જશે, કારણ કે જ્યાં ધર્મ હોતો નથી ત્યાં ધન રહેતું જ નથી. ધર્મના લોપની સાથેજ ધનનો લોપ થઇ જશે. ધનનો લોપ થતાં ખેતી અને ખાદીનો આશ્રય તેઓને લેવો પડશે. એમ કરવાથી ધર્મનો પુનરુદ્ધાર થશે અને જગત પર શાન્તિનું સામ્રાજ્ય ફરીથી સ્થપાશે. બેટા! આ જગતમાં સારી કીર્તિ પ્રાપ્ત કરી વેપારની પેઢી દીપાવજે અને આ સ્થૂલ દેહરૂપી ઘરને માટે તું ધર્મને મુનીમ તરીકે રાખજે. ધર્મને સાચવવાને માટે તારે ખૂબ કાળજી રાખવી, કારણ કે ધર્મ પર સારા જીવનનો આધાર છે.

બાળયોગી:—માતાજી! સાચો મુનીમ કયી જાતની કીર્તિ વધારે તે મને સમજાવો.

નર્મદામૈયા:—બેટા! મુનીમના હાથમાં આખી પેઢીની ઉન્નતિનો આધાર છે. જો તે અધર્મી કે લુચ્ચો હોય તો આખી પેઢીનું સત્યાનાશ વાળી નાખે છે. માટેજ મુનીમ હોંશિયાર અને સારો હોવો જોઇએ. જે પેઢીમાં ધર્મ

મુનીમ તરીકે હોય છે, તે પેઢીની ચઢતી થયા સિવાય રહેતી નથી. ધર્મને મુનીમ તરીકે રાખવાથી પેઢીની શી રીતે ઉન્નતિ થઇ શકે છે, તેનું એક દ્રષ્ટાંત હું તને કહું તે તું ધ્યાનથી સાંભળ.

એક વખત ઇંદ્રરાજા અને પૃથ્વીને વાદ પડયા. આથી ઇંદ્રરાજાએ પૃથ્વીને કહ્યું કે હું તને ખૂબ રસકસથી ભરપુર બનાવી દઇશ અને તું હેરાન હેરાન થઇ જાય તેટલો હું વરસાદ વરસાવીશ.

પૃથ્વી:—હે ઇંદ્ર ! તમારા શા ભાર છે ? તમારામાં એવી કયી શક્તિ છે, કે જેના વડે તમે મને હેરાન હેરાન કરી શકો ? તમારાં આ અભિમાન સૂચક વચનોથી હું ડરૂં તેમ નથી. આ સાંભળી ઇંદ્રે વરુણને બોલાવી જગત પર વૃષ્ટિ કરવાની આજ્ઞા કરી. આજ્ઞા થતાં વરુણે જગત પર ખૂબ વૃષ્ટિ કરવા માંડી. વૃષ્ટિથી પૃથ્વી કંટાળી ગઇ. મેઘ-રાજા પણ વૃષ્ટિ કરી થાકી ગયા, છતાં એક બીજાને કોઇ કંઈ કહી શકયું નહિ.

વૃષ્ટિથી જગતનાં સર્વ પ્રાણીઓ કંટાળી ગયાં. દુઃખથી પીડાતી એક દેડકી પૃથ્વીમાતા પાસે જઈ કહેવા લાગી, માતાજી ! અમે દુઃખી થઇએ છીએ, તેનું કારણ શું ? આ સાંભળી પૃથ્વીમાતા બોલ્યાં કે મુશળધાર વરસાદ પડે છે તેને લઈ તમે દુઃખી થાઓ છો.

દેડકી:—માતાજી ! દુઃખથી મુક્ત થવાનો કોઈ સુલભ માર્ગ હોય તો કૃપા કરી બતાવો.

પૃથ્વીઃ—દેડકી ! તું ઈંદ્રરાજા પાસે જઇને કહે કે મને પૃથ્વીમાતાએ મોકલી છે, માટે ક્ષમા કરો. આ સાંભળી દેડકી ઇંદ્રરાજા પાસે ગઈ. ઈંદ્રરાજાને ત્યાં વરુણ તથા બારે મેઘ નમ્રતાથી ઈંદ્રને વિનંતિ કરતા હતા, કે હે દેવ ! હવે પાણીના સમુદ્રો પણ ખુટી ગયા છે. અમારી શક્તિ ઓછી થઈ ગઇ છે, માટે અમારે શું કરવું ? આ બધી વાત દેડકીએ ત્યાં રહીને સાંભળી. તેણે મનમાં વિચાર કર્યો, કે મારો પોતાનો ધર્મ શો છે ? મેં જેનું લૂણ ખાધું તેનું હરામ કેમ થાય ? અમારા જેવા પૃથ્વી પર વાસ કરનાર ક્ષુદ્ર જીવોથી પણ પૃથ્વીની હાર શી રીતે સાંખી શકાય ? વિચાર કરી દેડકી બોલી, હે ઇંદ્રરાજા ! મને પૃથ્વી માતાએ મોકલી છે અને કહેવડાવ્યું છે, કે તમે આવી વૃષ્ટિ કેમ કરો છો કે જેથી અમને તૃપ્તિ થતી નથી? જરા જોસભેર વૃષ્ટિ કરો કે જેથી અમને સંતોષ થાય. ઈંદ્રે જવાબ આપ્યો, કે હે દેડકી ! તું જઇને પૃથ્વીને કહેજે, કે ઈંદ્રરાજા હારી ગયા છે. આ વાતથી દેડકીને ઘણો આનંદ થયો.

દેડકીએ સમયસૂચકતા વાપરી પોતાની બુદ્ધિનો ઉપયોગ કર્યો જેથી પૃથ્વીનો વિજય થયો. આ પણ એક ધર્મકાર્ય ગણાય. ધરતીમાતાએ દેડકીને ઇંદ્રરાજા પાસે નમવાને મોકલી હતી, પણ બુદ્ધિનો ઉપયોગ કરી દેડકી જીત મેળવીને આવી. આ પણ સૃષ્ટિનું એક મોટામાં મોટું જ્ઞાન ગણી શકાય. દેડકીએ આવી ઈંદ્રરાજાને ત્યાં બનેલી સર્વ હકીકત ધરતીમાતાને કહી સંભળાવી. આથી ધરતી-

માતાને ઘણો જ આનંદ થયો. ધરતીમાતાએ પ્રસન્ન થઇ વરદાન આપ્યું કે જા, તારી ઉત્પત્તિમાં કોઇને ગર્ભવાસનું દુ:ખ નહિ થાય. આથી જગતના સર્વ જીવાત્માઓ ગર્ભવાસનું દુ:ખ ભોગવે પણ દેડકાની જાતિમાં તે દુ:ખ ભોગવવું પડતું નથી.

ધરતીમાતાએ દેડકીને પૂછયું, કે હે દેડકી! તને ઇંદ્રરાજાએ કાંઇ વરદાન આપ્યું છે? દેડકી બોલી, હે ધરતીમાતા! ઇંદ્રરાજાએ ખુશી થઇને અમને અમર જીવન આપ્યું છે. ઇંદ્રરાજાએ કહ્યું છે કે અમારા વરસાદના છાંટા અમર જીવનરૂપ થઇ તમારા ઉપર પડશે, જેથી કરી તમારા અંગની એક ફોતરી પણ ભોંયમાં પડી હશે, તો તે સ્થાન પર આખું દેડકું સજીવન થઈ બોલશે. ઉનાળાની સખત ગરમીમાં પણ તમારી નીચે વરુણ વાસ કરશે અને ઠંડક આપશે.

આ સાંભળી ધરતીમાતા બહુ ખુશ થઇ ગયાં. આ પણ સૃષ્ટિનું એક જ્ઞાન છે.

સૃષ્ટિનું જ્ઞાન મેળવવું તે ઘણું જ જરૂરનું છે. એ બુદ્ધિ વધારવાનું એક મોટામાં મોટું સાધન છે. સૃષ્ટિનું સત્યજ્ઞાન સિંહ જેવું છે.

બાળયોગી:—હે માતાજી! સૃષ્ટિનું સત્યજ્ઞાન સિંહ જેવું છે, તે મને સમજાવો. સૃષ્ટિનું સત્યજ્ઞાન તો પારસમણિ જેવું છે અને પવિત્ર પણ છે. સિંહ એક જંગલનું જાનવર

છે અને તે વળી હિંસાનો ભંડાર છે, માટે આનો કંઇક મર્મ ભરેલો અર્થ હોય તે મને સમજાવો.

નર્મદાઃ—હે બાળયોગી! પ્રભુએ સિંહયોનિથી આ સૃષ્ટિમાં સિંહ બનાવ્યો છે. જંગલનાં પ્રાણીઓના સ્વભાવ અને ગુણોથી જગતના માનવીઓ અજ્ઞાત છે. તેઓ તેમના ગુણદોષથી અપરિચિત હોય છે, માટે જ તેઓ એમ કહે છે કે સિંહ એક જંગલનું જાનવર છે. મહાન પિતાએ જગતમાં જે જે વસ્તુઓ બનાવી છે તે દરેક શુભ હેતુને માટે જ બનાવી છે. કોઇ પ્રાણી એવું નથી કે તે નકામું હોય. સૃષ્ટિનું જ્ઞાન છે તે સિંહ જેવું છે, તે ખોટું નથી. હું તને તે સમજાવું.

હે બાળયોગી! જગત ધર્મથી જ બળવાન છે. ધર્મ એ તો માનવ જીવનની દીવાદાંડી છે અને ભવસાગર તરવાની નાવ છે. પણ આધુનિક યુગના માનવીઓ અહમ્ બુદ્ધિને લીધે ધર્મને ગણતા નથી, તેથી દુઃખી થાય છે. વિષયવાસનામાં ફસાયેલા માનવીને સારા નરસાનું ભાન હોતું નથી, જેથી તે ધર્મને વાણીમાં ઉતારે છે, પણ વર્તનમાં ઉતારતો નથી. વિષયવાસનાના કાદવ કીચડમાં રચ્યાપચ્યા રહેનાર જીવો વિષયથી સંતુષ્ટ થતા નથી. વારંવાર પ્રસવ વેદના સહન કરી જીવનના જ્યોતિને તેઓ ઝાંખું પાડે છે.

વિષયવાસના એ તો નીચામાં નીચી કોટિની ભૂમિકા છે. મનુષ્ય તેનાથી નીચો જઈ શકતો નથી. જગતના

સર્વ જીવો મનુષ્યને નવીન જ્ઞાન આપે છે. સિંહણ એક જ વખત ફળે છે. સિંહ ફરીથી સિંહણ સાથે જીંદગી પર્યંત સંભોગ કરતો નથી. હે યોગી! તેને કયા ગુરુએ એ જ્ઞાન આપ્યું છે? તેઓ કંઇ પુસ્તકો વાંચતા નથી, છતાં તેઓ ઇશ્વરની આજ્ઞા કેટલી માને છે? વળી તેઓનામાં કેટલી બધી શાન્તિ હોય છે? જંગલમાં ગમે તે સ્થળે સિંહ ભૂખ્યો પડયો રહેશે, પણ યમરાજાના દૂતોનું એંઠેલું માંસ ભક્ષણ તે કરશે નહિ. આ રીતે તે પોતાનો ધર્મ બરાબર અને પુરેપુરો પાળે છે. વળી એની હિંમત જુઓ! જંગલમાં ગમે તે સ્થળે તે સૂઇ રહ્યો હોય અને ત્યાં આગળ થઈ તેનો ભક્ષ જતો હોય પણ તે આગળ ફરી શિકાર કરતો નથી. તે શાંતિ છોડતો નથી, કારણ કે તેનામાં હિંમત છે કે તેના પંઝામાંથી તે કયાં જવાનો છે? આવા પ્રકારની તેનામાં હિંમત હોય છે. આવી નિઃસ્પૃહા કોઇ પ્રાણીમાં નહિ હોય. ભૂખ્યો હોય ત્યારે જ તે કોઇ પ્રાણીનો શિકાર કરે છે; તે સિવાય તે શિકાર કરતો નથી.

વળી એનું તપ જુઓ! પૂર્વે હજારો ઋષિઓ થઈ ગયા અને હાલ પણ હશે. તે બધાએ તપ કર્યાં હશે, પણ પોતે કેટલાં વર્ષ તપ કર્યું તેની ગણતરી તેઓ રાખે છે. તપ કરવામાં તેમને કોઈ સગાની, પત્નિની, રાજાની કે અન્ય ધાર્મિક મનુષ્યોની આશ્રમ બાંધવામાં મદદ પણ લેવી પડે છે. કંઈ ને કંઈ આશ્રયની તેઓને જરૂર પડે છે પણ સિંહ તો જન્મ લઇ માતાનું ધાવણ મૂકયા પછી

કોઈનો પણ આશ્રય લીધા વિના પોતાની ગુફામાં અર્ધી અંગનું આસનવાળી આંખ મીંચી બેસે છે. પછી જ્યારે ભક્ષનો સમય થાય છે ત્યારેજ તે તપમાંથી ઉઠે છે. ભક્ષ કરી પાણી પી પાછો તે પોતાના આસન પર વિરાજે છે. આ પ્રમાણે તેનું તપ જિંદગી સુધીનું હોય છે.

સિંહને આ દુનિયામાં કોઇ જાતનું બંધન નથી. તેના મનમાં એવું નથી કે આ મારૂં અને આ પારકું. તેનામાં જરાએ અહંમ્ ભાવ નથી. તેને તપ સિવાય આ દુનિયામાં મારૂં છે, એવું બંધન છે જ નહિ. તે બળવાન હોય તેમાં શી નવાઇ?

કોઈ વ્યક્તિ સિંહનો આશ્રય લે તો તે તરી જાય છે. કદાચ જીવતાં આશ્રય ન લઈ શકાય તો તેના મુઆ કેડે પણ જો તેનો આશ્રય લે તો પણ તે તરી જાય છે. તેની જિંદગીના તપને લઇને તે માણસને મોક્ષ મળે છે. માટે હે બાળયોગી! સિંહનો સત્સંગ તેને જીવતાં તારે છે અને મુઆ કેડે પણ તેને તારે છે. તે મહા બળવાન છે.

બાળયોગીઃ—નર્મદામૈયા! આ સૃષ્ટિમાં સિંહ સંબંધીનું જ્ઞાન સમજવા જેવું છે. સિંહનો ધર્મ, તપ, અને સત્સંગ કોઈ મહાન તપેશ્વરી પાસે પણ જોવામાં આવતો નથી, એ વાત હું હવે બરાબર સમજ્યો છું.

પણ સિંહ સાત દિવસનો ભૂખ્યો હોય છતાં યમરાજાના દૂતનું અભડાવેલું તથા કોઈ પ્રાણીનું વટાળેલું માંસ તે ભક્ષણ

કરતો નથી. વળી છાની રીતે મારેલા પ્રાણીનો ભક્ષ પણ ખરો સિંહ કરતો નથી. સિંહનો આશ્રય લે છે તે તરી જાય છે ને તે મુએલો હોય છતાં તેનો આશ્રય લેનારનો મોક્ષ થાય છે. આટલા બધા ગુણ એક જંગલના જાનવરમાં છે, તે મારી શંકા દૂર કરો.

નર્મદામૈયાઃ—બાળયોગી! યમરાજાના દૂતોનું અભડાવેલું એટલે જે પ્રાણી આયુષ્ય પુરૂં થઈ રહેવાથી મરણ પામ્યું હોય એવા પ્રાણીનું માંસ તે કદાપિ ભક્ષણ કરતો નથી. પોતાના સ્વપ્રયાસ દ્વારા શિકાર કરી તે આહાર કરે છે. યમરાજાના દૂતો આવીને અડકીને પ્રાણીનો જીવ લઈ જાય છે. તેનું માંસ અપવિત્ર ગણતાં તેનો આહાર તે કરતો નથી. આ એનો સાચો ધર્મ છે. જીવતાં તો કોઈ વીરલાને જ તેનો સત્સંગ કરવાનું સદ્‌ભાગ્ય પ્રાપ્ત થાય છે. કોઈ વીરલા યોગીજ યોગ બળથી તેનો સત્સંગ કરે છે. બીજા જેવા તેવાથી તેનો સત્સંગ થઈ શકતો નથી. ધર્મિષ્ટ, બ્રહ્મચારી કે બળવાન પુરુષથી પણ તેનો સત્સંગ થઇ શકતો નથી.

મુઆ પછી પણ તેના ચામડાનો આશ્રય લઇ બ્રહ્મર્ષિ તથા યોગીઓ તરી ગયા છે, તે વાત જગજાહેર છે. ઋષિઓ તથા મહાત્માઓને તેનું જીવન ભવસાગર તરવાની નૌકા સમાન છે.

સિંહના સત્ ધર્મ, તપ અને હિંમતનો દાખલો લઇને અનેક મહાત્માઓ તરી ગયા છે. તેનાં અનેક

દષ્ટાંતો જગજાહેર છે. સિંહના જેવી હિંમતની ફાળો કોણ ભરે ? જગતના માનવીઓ તેના ગુણો ગ્રહણ કરી ધંધારોજગાર ચલાવે છે. અને તેમાં સિંહ જેવી ફાળો મારનાર જગતના માનવીઓ સિંહ જેવા ગણાય છે.

બાળયોગીઃ—નર્મદાશૈયા ! સિંહમાં બળ છે તેનું કારણ શું ? વળી જે સિંહ જેવી ફાળો મારે છે તે સિંહ જેવા નિડર ગણાય છે, તેનું કારણ પણ મને બતાવો.

નર્મદાશૈયાઃ—હે બાળયોગી ! સિંહ જંગલનો રાજા છે. તેને કોઈ જાતનું બંધન નથી તથા કોઇનો એને ભય નથી, તેને લઇને એનો આત્મા સ્થિર સંયમ કર્યા કરે છે. એ સંયમથી તે બળવાન બને છે. તું એમ સમજ કે દરેકમાં આત્મા એક છે. નિર્બળ અને બળવાનમાં પણ એક સરખોજ આત્મા હોય છે. પણ બીજાં પ્રાણીઓના આત્માનું બળ જુદી જુદી દિશામાં વહેંચાઈ જાય છે, જ્યારે સિંહનું બળ એકજ દિશામાં વહે છે, જેથી તે બળવાન છે. શેરને માથે સવાશેર આ જગતમાં ઈશ્વરે બનાવ્યા છે. સિંહ બળવાન છે છતાં સિંહને ગાય મારે છે. ગાયની શક્તિ જુદા જુદા વ્યવસાયમાં વહેંચાઈ જાય છે, છતાં તે એટલી બળવાન છે.

સિંહના જેવી હિંમત અને ફાળો ભરવાનું બળ વણિક વર્ગમાં ખાસ કરીને જોવામાં આવે છે. ભવિષ્યમાં પોતાનું શું થશે તેની પણ દરકાર કર્યા વગર તેઓ સાહસ ખેડે છે. આવા ગુણોને લીધે તેઓ સિંહ જેવા ગણાય છે.

નર્મદામૈયા:—હે યોગી ! સિંહના જેવી હિંમતવાળો માણસ શું કરે છે, તેનો એક ઇતિહાસ હું તને કહું તે તું સાંભળ.

એક જૈનધર્મી શેઠ હતા. તેમની પાસે અઢળક ધન સંપત્તિ હતી. બાળબચ્ચાં પણ તેટલાંજ હતાં. તેમનામાં સિંહ જેવી હિંમત હતી. તેને લીધે તેઓ વેપારમાં કરોડોની ઉથલપાથલ કરતા. વેપારમાં તેમણે પચીસ કરોડ જેટલી રકમ પેદા કરી હતી, છતાં વધારે કમાવાની ઇચ્છાથી તેઓ અનેક જાતની ઉથલપાથલ કર્યા કરતા. દૈવસંજોગે એક વખત સટ્ટામાં એક અબજ રૂપીઆની તેમને ખોટ આવી. હવે શું કરવું તેને માટે અનેક તર્ક-વીતર્ક તેમના મનમાં થવા લાગ્યા. હવે તેમના નામ પર, શેઠાણીના નામ પર કે છોકરાના નામ પર કંઈ પૈસા ન હતા. પૈસા મૂકી શકાય તેટલો સમય પણ ન હતો. બીજે દિવસે શેઠનાં ઘરબાર હરાજ થઇ ગયાં. શેઠ ગરીબ થઇ ગયા. આઠ દસ છોકરાં અને ધણીધણિઆણીને ખાવા પીવાના સાંસા પડવા લાગ્યા. શેઠે નાસી જવાનો વિચાર કર્યો. બીજે દિવસે રાત્રિના બાર વાગ્યે જ્યારે ઘરનાં બધાં ઉંઘતાં હતાં, ત્યારે શેઠને વિચાર આવ્યો કે લાવને અત્યારેજ ચાલ્યો જાઉં. એમ વિચાર કરી તે બહાર નીકળ્યા. સવાર થતાં તો તે કેટલાયે માઇલ દૂર નીકળી ગયા. અથડાતા કુટાતા તે એક માસે એક મોટા નગરમાં જઇ ચઢયા. ત્યાં જઇ તેમણે પોતાનો નવો ગૃહસંસાર શરૂ કરવાનો મનમાં વિચાર કર્યો. તે જાણતા હતા

કે હવે આ દેહે પોતાનાં બૈરાં છોકરાં કે સગાં વહાલાંને મળી શકાશે નહિ. ત્યાં રહી નવું જીવન શરૂ કરી સુખી થવાનો તેમણે નિશ્ચય કર્યો. આમ કરતાં ચાર છ માસ નીકળી ગયા. શેઠ બુદ્ધિશાળી અને હિંમતવાળા હોવાથી એટલા વખતમાં બે ચાર હજાર રૂપીઆ જેટલું તે કમાયા પણ ખરા. એકાદ વર્ષમાં તો તે પચાસ લાખ રૂપીઆના માલીક બની બેઠા. સટ્ટાની ઉથલપાથલ કરવામાં ઘણા હસે છે અને ઘણા રડે છે. ઈશ્વર કૃપા અને મનુષ્ય યત્ન શેઠનું ભાવિ ઘડવામાં મદદરૂપ બન્યાં. બે ચાર વરસમાં તો શેઠ અબજપતિ થઈ ગયા.

શેઠે નવો ગૃહસ્થાશ્રમ માંડયો. થોડા વખતમાં તેમના કુટુંબની જાળ ધીમે ધીમે વધવા લાગી. નવા નવા અનેક મિત્રો થવા લાગ્યા. બાળ બચ્ચાં પણ ઢગલાબંધ વધવા લાગ્યાં.

આ વખતે શેઠની ઉંમર લગભગ સીત્તેર વર્ષની થવા આવી હતી. શેઠના ઉપર કાળનું કારમું ચક્ર ભમ્યા કરતું હતું. થોડાજ વખતમાં તેમનું મૃત્યુ થયું. મરતી વખતે શેઠે દસ બાળકના પિતા હોવાનું સદ્ભાગ્ય પ્રાપ્ત કર્યું હતું.

શેઠનાં જુનાં પત્નિ અને બાળકોએ પોતાના દિવસો સુખે દુઃખે લોકોની મજુરી કરી પસાર કર્યા. તેમના ત્રાસથી શેઠને અનેકઘણું પાપ લાગ્યું.

શેઠ યમરાજાના દરબારમાં ગયા. ત્યાં ધર્મરાજાએ શેઠનું જમા ઉધાર પાસું તપાસવા માંડયું તો માલમ પડયું કે શેઠે પોતાના જીવનમાં કંઈ પરમાર્થ કાર્ય કર્યું

નહોતું. તેમજ કંઈ પૂણ્ય, દાન કે યજ્ઞયાગાદિ પણ કર્યાં નહોતાં. શેઠનું જમા પાસું તદ્દન ખાલી હતું. શેઠે અબજો-પતિ તરીકેની નામના મેળવી હતી પણ તેને દિપાવવાને તેમણે કંઈ કર્યું નહોતું.

ધર્મરાજાએ જયારે શેઠનું ઉધાર પાસું જોયું ત્યારે માલમ પડયું કે શેઠે અનેકને ત્રાસ આપી લક્ષ્મી પ્રાપ્ત કરી હતી. આથી ધર્મરાજાએ શેઠને કહ્યું, કે હે શેઠ! તમે આ જન્મમાં ઘણાને ત્રાસ આપ્યો છે. તમારી બૈરી તથા બાળકોનાં ઉનાં અશ્રુની હાયનું ફળ પણ તમને મળ્યું છે, માટે તે તમારે ભોગવ્યા સિવાય છૂટકો જ નથી. આવાં અનેક કારણોને લઈને તમને મનુષ્યાવતાર અપાય જ નહિ. તમે તો અનેકના કરજદાર છો. તમારામાં સિંહના જેવી હિંમત હતી, પણ સિંહના જેવો સત્સંગ ન હતો. જો સિંહના જેવો સત્સંગ રાખ્યો હોત તો જરૂર તમારૂં કલ્યાણ થઈ જાત.

આખરે ધર્મરાજાએ શેઠને કહ્યું, કે શેઠ! તમારાં કર્મો જોતાં તમને ભૂંડનો અવતાર આપવામાં આવે છે. કારણ કે તમે તમારૂં બધું આયુષ્ય પ્રજાની વૃદ્ધિ અને ધનની વૃદ્ધિ કરવામાં વિતાવ્યું છે. માટે જ તમને ભૂંડ યોનિમાં જન્મ આપવામાં આવે છે. ગયા જન્મમાં જેવી રીતે તમે અધર્મની લક્ષ્મી ફેંદતા હતા તેવી રીતે તમે આ યોનિમાં બધાં પ્રાણીઓની વિષ્ટા ફેંદજો. વળી તમારી ભાવના પ્રજા ઉત્પન્ન કરવાની હતી, એટલા માટે જ તમને એ યોનિમાં જન્મ આપ્યો છે. હવે એ યોનિમાં સુખેથી ઢગલાબંધ પ્રજા ઉત્પન્ન કરો.

આ સાંભળી શેઠ ગભરાયા અને ધર્મરાજાને હાથ જોડી વિનંતિ કરવા લાગ્યા, કે હે ધર્મરાજા! મારે ક્યાં સુધી એ યોનિમાં પડયા રહેવું પડશે ?

ધર્મરાજાઃ—શેઠ ! ૩૫ વર્ષની ઉંમરે તમે વિદેશ ગયેલા અને બીજાં ૩૫ વર્ષ તમે ત્યાં પસાર કરેલાં. એટલે તમારી પહેલાંની સ્ત્રી તથા બાળકોના નિઃસાસાના પાપના ફળરૂપે તમારે એ યોનિમાં ૩૫ વર્ષ પસાર કરવાં પડશે. વળી અધુરાં વર્ષ પુરાં કરવા તમારે વારંવાર એ યોનિમાં જન્મ લેવો પડશે. જ્યારે સમય પૂરો થઈ રહેશે, ત્યારે તમારા કર્મ મુજબ તમને કોઇ સારી રીતે ચાલતી હશે તે પેઢી પર પાછા વેપાર કરવા મોકલવામાં આવશે. તમે કરજદાર છો, જેથી તમે જ્યાં સુધી એ કરજમાંથી મુક્ત નહિ થાઓ ત્યાં સુધી તમને સાચા સુખની ઝાંખી નહિ થાય. તમે તે યોનિમાં રહીને પણ તમારાં બંધનો જેટલાં બને તેટલાં ઓછાં કરવા પ્રયત્ન કરજો.

એ રીતે શેઠને ભૂંડ યોનિમાં જન્મ મળ્યો અને ત્યાં તે પોતાના દિવસો પસાર કરવા લાગ્યા.

બાળયોગીઃ—માતાજી ! આપે મને પહેલાં કહ્યું હતું, કે માણુસની જેમાં વાસના રહી જાય તેમાં તેનો જન્મ થાય છે. પણ આ વણિકની બાબતમાં તો એવું કાંઇ જાણવામાં ન આવ્યું. આ વિષે મને સમજાવો.

નર્મદામૈયાઃ—બાળયોગી ! તું બરાબર સમજીને બોલ. તેં મારી પાસેથી આટલું બધું સૃષ્ટિનું જ્ઞાન મેળવ્યું છે, છતાં તારે હજી અનેકઘણું જાણવાનું બાકી છે, તારા

જેવા પવિત્રને તો હું બરાબર સમજાવ્યા સિવાય રહીશ નહિ. વાસના હોય ત્યાં જન્મ અપાય છે, પણ આ વણિકને વાસના હતી જ નહિ. વણિકે તો દગા પ્રપંચ અને અધર્મથી ધન એકઠું કર્યું હતું. તેનામાં સિંહના જેવી હિંમત અને ફાળ મારવાની શક્તિ હતી, પણ સિંહના જેવો ધર્મ નહોતો. સિંહ તો જ્યારે ભૂખ્યો થાય ત્યારે જ શિકાર કરે, પણ આ શેઠે તો ધનની લાલસાથી લલચાઈને લક્ષ્મીનંદન કહેવડાવવાની ખાતર અનેક નિર્દોષનાં ગળાં ઉપર છરી ફેરવી હતી. માટે જ ધર્મરાજાએ તેને યોગ્ય શિક્ષા કરી. શિક્ષા વિના દેવું ચૂકવાયજ નહિ. દેવું ચૂકવ્યા સિવાય વેપાર કરવા સૃષ્ટિમાં તેને મોકલી શકાયજ નહિ. જો એ રીતે મોકલે તો ધર્મની ગાદી અન્યાયી ગણાય. ગુન્હેગારને યોગ્ય શિક્ષા કર્યા સિવાય ધર્મરાજા છોડતા જ નથી. સ્વર્ગમાં લાંચ રૂશ્વતની બદી નથી. ઈશ્વરની બાજી તો ન્યાયની છે.

હે બાળયોગી ! પાંત્રીસ વર્ષ સુધીની સજા ભોગવી જ્યારે તે શેઠ પાપથી મુક્ત થઇને આવશે એટલે તેને કોઇ સારી પેઢી ઉપર મોકલવામાં આવશે. કહેવાનું તાત્પર્ય એ છે કે મનુષ્યાવતાર અતિ ઉત્તમ અવતાર છે. બાકીના બધા ઉતરતી કોટિના છે. ઇશ્વરે સૃષ્ટિ રચી છે, તેમાં સર્વ પ્રાણીઓ, જીવજંતુ, પંખી, પશુ, ઝાડ, પહાડ વગેરે ઇશ્વરે બનાવ્યું છે. સૃષ્ટિની રચનામાં ચોરાશી લક્ષ યોનિ છે. એક યોનિ શેઠ અને ત્યાસી લક્ષ નોકરો છે. એક યોનિને તાબે ત્યાસી લક્ષ યોનિ છે, એમ કહીએ તો ચાલે.

મનુષ્યાવતાર ત્યાસી લક્ષ ચોનિનો શેઠ છે. એ શેઠને સર્વવ્યાપક પ્રભુ આ સંસારસાગર પર નાવડાં લઈ વેપાર કરવા મોકલે છે. તે વખતે તે શેઠ સર્વવ્યાપક ઇશ્વરથી છાનીમાની ચોરીઓ કરે છે. તે ત્યાસી લક્ષ ચોનિને અને મનુષ્યાવતારના માનવીઓને અનેક પ્રકારે દુઃખ આપી હેરાન હેરાન કરી પોતાની કમાણીમાં વધારો કરે છે. જ્યારે તે મૃત્યુ પામી ધર્મરાજાની કચેરીમાં જાય છે, ત્યારે સર્વવ્યાપક ઇશ્વર તેને પકડે છે, ને તે વખતે તેને પોતાની ભૂલ સમજાય છે. ચોરાશી લક્ષ ચોનિનો શેઠ ઈશ્વર છે. જો ઈશ્વર હિસાબ લેનાર ન હોત તો શેઠ શું ન કરત?

હે બાળચોગી! બધા અવતાર છે તે ઉતરતા છે. એકને તાબે તે બધા છે. તે બધા એકમાંથી નીકળેલા છે. સિંધુ નદીમાંથી હજારો નહેરો નીકળે છે. તેના વડે કરોડો મણુ ધાન્ય પાકે છે, મતલબ કે સર્વ નહેરો સિંધુ નદીમાંથી નીકળે છે, પણ બધી નહેરોમાંથી સિંધુ નીકળતી નથી. તેમ એક ચોનિમાંથી બધી જન્મે છે, પણ આ બધીમાંથી એક આ મનુષ્ય ચોનિ જન્મતી નથી.

મનુષ્યાવતાર પ્રભુના પુત્રરૂપે છે. એ પુત્રરૂપે જગતમાં વેપાર કરવા આવે છે. જગતમાં તે આવી જે જાતની ઉથલપાથલ કરે છે, જે જાતની લેવડદેવડ કરે છે, તે બધાનો હિસાબ ઉપરી શેઠને જ્યારે પરદેશથી સ્વદેશ જાય છે ત્યારે તેણે આપવો પડે છે. કોઇ જાતની ગફલત ત્યાં ચાલતી નથી. હિસાબ આપતી વખતે તેને સાચું સ્વભાન થાય છે. ત્યારે તેને સાચા સ્વરૂપમાં સમજાય છે કે મનુષ્ય એ જ પ્રભુ અને પ્રભુ એ જ મનુષ્ય છે.

---

# અધ્યાય ૨૪ મો.



બાળયોગીઃ—માતાજી ! પાપ પૂણ્ય તો મનુષ્યાવતારમાંજ હશે, બીજી ત્યાસી યોનિમાં તો કાંઈ જ નહિ? વળી મનુષ્યાવતારમાં ઘણા મનુષ્યો કહે છે કે મોંઘો મનુષ્યદેહ ફરી ફરી મળવો બહુ કઠણ છે, તે શું? મનુષ્યાવતારમાંથી ત્યાસી લક્ષ યોનિ કેવી રીતે થાય તે પણ મને સમજાવો. પ્રભુ સર્વવ્યાપક સર્વસ્થળે છે, તે શું? આત્મા તે પ્રભુ કહો છો, તો પછી મનુષ્ય એજ પ્રભુ અને પ્રભુ એજ મનુષ્ય એમ કેમ કહો છો? સિંહ એજ પ્રભુ ને પ્રભુ એજ સિંહ એમ કેમ ન કહેવાય? આત્મા તો સર્વ સ્થળે છે. એને તો સર્વ યોનિમાં સર્વવ્યાપક તમે કહો છો. માટે આ બધી મારી શંકા કૃપા કરી દૂર કરો.

નર્મદામૈયાઃ—હે બાળયોગી ! તેં જે જે શંકાઓ કહી તે બધી ખરી છે. તેને માટેજ મારે તને સૃષ્ટિના જ્ઞાનનો ઉપદેશ આપવાની જરૂર પડી છે. આ સૃષ્ટિમાં ઘણા પવિત્ર બ્રાહ્મણો છે. તેઓ પણ તારી આ શંકા દૂર કરે તેમ નથી. સૃષ્ટિના જ્ઞાનથી હું તારી આ બધી શંકાઓનું સમાધાન કરી આપીશ.

હે બાળયોગી ! તારી પહેલી શંકા એ છે કે પાપ-પૂણ્ય મનુષ્યાવતારમાં જ હશે કે બીજી ત્યાસી લક્ષ યોનિમાં પણ ખરાં ?

એનો જવાબ એ છે કે ત્યાસી લક્ષ યોનિમાં કોઇ સ્વતંત્ર નથી. બધાં પરતંત્ર છે. કેટલાંક પ્રાણી સ્વતંત્ર છે, તેઓ આહારની વસ્તુઓનો સંગ્રહ કરે, પણ પરતંત્ર પ્રાણી શી રીતે સંગ્રહ કરે ? જે પરતંત્ર પ્રાણીઓ સંગ્રહ કરી શકતાં નથી તે પ્રાણીઓ આહાર માટે ગમે તે પાપ કરે છે અને તેનું પાપ તેમને લાગતું નથી.

મનુષ્યાવતારમાંથી પાપાચરણ કરી જીવ જ્યારે છેવટની સ્થિતિ પ્રાપ્ત કરે છે ત્યારે તેને ગુન્હા પ્રમાણે જન્મ આપવામાં આવે છે. જેવો ગુન્હો તેવી સજા. જેવી અને જેટલી સજા એ પ્રમાણે ત્યાસી લક્ષ યોનિમાંથી ગમે તે યોનિમાં તેને જન્મ આપવામાં આવે છે. નાના ગુન્હા માટે થોડી સજા અને મોટા ગુન્હા માટે મોટી સજા ઇશ્વર ફરમાવે છે. તે શિક્ષા તેને ગમે તે રીતે પુરી કરવી પડે છે.

મોંઘો મનુષ્યાદેહ ફરી ફરી નહિ આવે. એના ઉત્તરમાં જણાવવાનું કે જે માણસો ઘણાં ઘણાં પાપોથી બંધાઈ ગયાં હોય તેવાં માણસોને પાપાચરણ માટે યોગ્ય સજા ફરમાવવામાં આવે છે. તેમને શિક્ષા કરવા માટે ઈશ્વરે ઉચ્ચ નીચ યોનિ નિર્માણ કરેલી છે. ઉચ્ચ નીચ યોનિમાં જન્મ ધારણ કરી જો તે પ્રાણી પાપાચરણ ઓછું

કરવાને બદલે દુષ્ટ કર્મો કરી તેમાં વધારો કરે તો યોનિના ચક્રમાંથી તે પ્રાણી મુક્ત થઈ શકતું જ નથી. જેમ જેમ દુષ્ટ કર્મો વધતાં જાય તેમ તેમ તેને માટે યોનિનું ચક્ર તૈયાર જ હોય છે. જ્યારે તે પ્રાણી ઉચ્ચવૃત્તિ ધારણ કરી પોતાનું જીવન સદાચાર અને નીતિને રસ્તે વ્યતિત કરે છે ત્યારે તેના પાપનું પોટલું પ્રતિદિન ઘટતું જાય છે. પાપનું પોટલું ઘટતાંની સાથે તેને ઉચ્ચ યોનિમાં જન્મ આપવામાં આવે છે. એ પ્રમાણે ક્રમશઃ તે પ્રાણી ઉચ્ચ યોનિ પ્રાપ્ત કરતાં છેવટે મનુષ્ય યોનિમાં જન્મવાનું સદ્‌ભાગ્ય પ્રાપ્ત કરે છે. જે વસ્તુ પ્રાપ્ત કરવામાં અનેક જાતનાં દુઃખો ભોગવવાં પડતાં હોય તે વસ્તુ મોંઘી મળે છે. મનુષ્યાદેહ પણ એવો દૂર્લભ છે. તે મેળવવાને અનેક જાતનાં દુઃખો ભોગવવાં પડે છે. 'મોંઘો મનુષ્યાદેહ' એ ઉપર એક દ્રષ્ટાંત હું તને કહું તે તું ધ્યાનથી સાંભળ.

એક ભીલ હતો. તે ચોરી કરવામાં ઘણો જ હોંશિયાર હતો. જ્યારે તે નાનો હતો ત્યારથી તેણે તે ધંધો હાથ કરી લીધો હતો.

એક દિવસ તે એક શેઠના ઘરમાં ચોરી કરવા પેઠો. તે વખતે તેની ઉંમર માત્ર પંદર વરસની હતી. શેઠના ઘરમાં ચોરી કરતાં તે પકડાઇ ગયો. કોર્ટમાં કેસ ચાલ્યો. ન્યાયાધીશે તેને દસ વર્ષની સખત કેદની સજા ફરમાવી, કારણ કે તે ફરીથી તે ધંધો કરતાં અટકી જાય.

સજાનાં દસ વરસ પુરાં કરી તે પોતાને ઘેર પાછો આવ્યો. ઘેર આવવાંની સાથેજ પહેલાંના વગર વિચાર્યે દબાવેલા ચોરીના સંસ્કારો એકદમ જાગૃત થયા. જાગૃત થતાંજ તેણે તે ધંધો કરવો શરૂ કર્યો. ચોરી કરતાં તે ફરીથી પકડાયો. તેને પંદર વરસની સજા થઈ. પંદર વરસની સજા પુરી થવા આવી હતી તેવામાં તેણે એક જેલવાળાને માર્યો, આથી તેને ત્રણ વરસની વધારે સજા ભોગવવાનો પ્રસંગ આવ્યો. એ બધી સજા ભોગવીને તે ઘેર આવ્યો.

ઘેર આવ્યા પછીથી તે કોઈ જાતનો ધંધો કરતો ન હતો. વળી પાછા પહેલાંના પાપાચરણ કરવાના જે સંસ્કારો હતા તે એકદમ જાગૃત થયા. જાગૃત થતાંજ તેણે બે ગૃહસ્થ બાઇઓને લૂંટી લીધી. આથી તેને ફરીથી જેલના અતિથિ થવાનું સદ્ભાગ્ય પ્રાપ્ત થયું. આ પ્રમાણે તેણે તેનું આખું જીવન જેલમાં વ્યતિત કર્યું. કહેવાનું તાત્પર્ય એ છે કે ભીલે અનેક નીચ ધંધાઓ કરી વારંવાર ભારે શિક્ષાઓ સહન કરી અને તેમાંજ તેણે પોતાનું આખું જીવન પુરૂં કર્યું. આમાં ભીલ એ જીવ અને જેલ એ યોનિનું એક ચક્ર જાણુ. જેમ ભીલને વારંવાર જેલજાત્રા કરવી પડતી હતી, તેમ પ્રાણીઓને ઉચ્ચ નીચ કર્મોથી યોનિની જાત્રા કરવી પડે છે. માટે જ મનુષ્યાદેહ મોંઘો છે. સાચા પ્રયત્નને અંતેજ મનુષ્યાદેહ પાછો મળે છે.

મનુષ્યાવતાર મોંઘામાં મોંઘો છે. તે ખોયો તો પછી આવતાં ઘણી વાર લાગે છે, પણ ઘણાને લાંબા કાળે પાછો

આવે છે ખરો. મનુષ્યાવતાર તો ઘર છે. બીજી ત્યાસી લક્ષ યોનિઓ સજાઓની છે. જેવી રીતે ઝાઝી સજાવાળા કાળાપાણીએ જાય છે અને પાછા આવતા નથી, તેવી રીતે ત્યાસી લક્ષ યોનિમાં પણ કાળાપાણી જેવું છે. કારણ કે તેમને ત્યાસી લક્ષ યોનિના ચક્રમાં ફર્યા જ કરવાનું હોય છે. વારંવાર એક જ સોનાને ભંગાવી જુદા જુદા ઘાટ ઘડાવીએ તો આખરે સોનું શુદ્ધ સ્વરૂપમાં રહેતું નથી, તેમ ત્યાસી લક્ષ યોનિનું પણ તું જાણ. ઉંચનીચ કર્મો પ્રમાણે યોનિઓ બદલવી પડે છે. જે યોનિમાં જે પ્રાણી હોય છે, તેનું જ તેને ભાન હોય છે. બધી યોનિઓ ખરાબ નથી હોતી; કોઈ યોનિ સારી પણ હોય છે. સાધારણ સારી યોનિ મનુષ્યના સંગથી વધારે સારી થાય છે. દાખલા તરીકે પોપટ, હંસ, કુતરા, ગાય, ઘોડા, બળદ, હાથી વગેરે. તે બધી યોનિઓમાં સ્વતંત્રતા હોતી નથી, બધામાં પરતંત્રતા હોય છે. યોનિના ચક્રમાં મોટામાં મોટી સજાઓ પણ હોય છે, જેવી કે પલકમાં જન્મ, પલકમાં મરણ. આવી યોનિ નરકના જેવી ગણાય છે.

સર્વવ્યાપક તો બધામાં છે, તો ત્યાસી લક્ષમાં કેમ ન હોય ? હે બાળયોગી ! ત્યાસી લક્ષમાં અને ચોરાસી લક્ષમાં, એમ બધામાં સર્વવ્યાપક ઇશ્વર તો છે જ. દરેક યોનિમાં પ્રભુ સાથે ને સાથે જ હોય છે. ગુન્હા જોનાર પ્રભુ છે અને ગુન્હાની શિક્ષા કરનાર પણ પ્રભુ જ છે. પ્રભુ તો સર્વના હૃદયમાં રહેલો છે. તે સાક્ષીરૂપે સર્વ ઘટના જોયા કરે છે. સર્વવ્યાપક બધે વ્યાપક છે. તેને

કંઇ દેહરૂપી ઘરમાં રહેવાનું નથી. તે તો અણુઅણુમાં વ્યાપેલો છે. પાણીમાં નાખેલી સાકર કે મીઠાને આપણે જોઇ શકતા નથી તેમ ઇશ્વર સર્વવ્યાપક હોવા છતાં આપણે તેને જોઇ શકતા નથી. પાણીના આસ્વાદનની સાથે મીઠા કે સાકરની ખબર ચાખનારને પડે છે, તેમ ઇશ્વરની શુદ્ધ હૃદયથી ભક્તિ કરનાર યોગીને તેની ખબર પડે છે. આ સૃષ્ટિ એ તો ઇશ્વરનું વૈરાટ સ્વરૂપ છે. ચોરાસી લક્ષ યોનિનો એના વૈરાટ સ્વરૂપમાં સમાવેશ થાય છે. બધી યોનિઓ એમના હૃદય મંદિરમાં છે.

બેટા બાળયોગી! હવે તારો પ્રશ્ન એ છે કે મનુષ્ય એ જ પ્રભુ અને પ્રભુ એ જ મનુષ્ય, તો પછી સિંહ એ જ પ્રભુ અને પ્રભુ એ જ સિંહ એમ કેમ નહિ?

આનો ઉત્તર એ છે કે ઈશ્વર તો સર્વવ્યાપક છે. તે દરેકના હૃદય મંદિરમાં બિરાજેલો છે. અણુઅણુમાં ઇશ્વર વ્યાપેલો છે. ઇશ્વરના વિરાટ સ્વરૂપમાં સર્વ યોનિઓનો સમાવેશ થઇ જાય છે. બધી યોનિઓનો સર્જનહાર, બધી યોનિઓ પર દેખરેખ રાખનાર, બધી યોનિઓના ગુન્હેગારોને સજા કરનાર તે જ છે. પણ અજ્ઞાનતાને લીધે ઇશ્વરનું સર્વવ્યાપકપણું મનુષ્યોથી જોઇ શકાતું નથી. મોહ, માયામાં ફસાયેલો જીવ ઇશ્વરનું અસ્તિત્વ સ્વીકારતો નથી, તેથી જ તે દુખી છે, તેથી જ તેનામાં ભેદબુદ્ધિ છે. ભેદબુદ્ધિ દૂર થતાં ઇશ્વરનું સર્વવ્યાપકપણું સમજાય. સિંહનો બનાવનાર અને મનુષ્યનો બનાવનાર ઇશ્વર એક જ છે. જે પાંચ તત્ત્વોમાંથી ઇશ્વરે સિંહને બનાવ્યો છે તે જ

પંચમહાભૂતોમાંથી મનુષ્યની ઉત્પત્તિ ઈશ્વરે કરી છે. સિંહનું મૃત્યુ થતાં સિંહનો સ્થૂલદેહ પંચમહાભૂતોમાં ભળી જાય છે, તેમ મનુષ્ય યોનિનું પણ તું જાણ.

સોનાની લગડીમાંથી જુદી જુદી જાતનાં અનેક આભૂષણો બનાવવામાં આવે છે, પણ ઘાટ ઘડચા પછી તેનાં જુદાં જુદાં નામ આપવામાં આવે છે. ખરી રીતે આભૂષણોમાં જે ગુણો છે તે જ પેલી સોનાની લગડીમાં છે. ઘાટ ઘડચા પછી જુદાં જુદાં નામ આપવામાં આવે છે, પણ અંતે તો તે બધાં એક જ સ્વરૂપનાં છે. દરેક પ્રાણીની ઉત્પત્તિ પંચમહાભૂતોમાંથી જ થયેલી છે. માત્ર દરેકના ઘાટ જુદા જુદા છે. અને દરેકનાં જુદાં જુદાં નામ આપવામાં આવ્યાં છે. દરેકમાં ઈશ્વરનું અસ્તિત્વ છે. દરેક પ્રાણીઓ મૃત્યુ બાદ પંચમહાભૂતમાં ભળી જાય છે. જેમાંથી ઉત્પત્તિ તેમાં જ તેનો નાશ થાય છે.

તારામાં યોગબળની શક્તિ છે. તે શક્તિ દ્વારા તને ઇશ્વરનું સર્વવ્યાપકપણું સમજાય છે, કારણ કે તને કોઈ જાતનું બંધન નથી. તને માયાનાં આવરણો નથી, જેથી તું ઇશ્વરને સર્વ સ્થળે જોઈ શકે છે. યોગબળના પ્રતાપથી તારામાં ઇશ્વરને સર્વ સ્થળે જોવાની શક્તિ આવી છે. તેવી દરેકમાં હોતી નથી. માયાથી જીવો માયામાં ફસાયા છે. માયાનાં આવરણો દૂર કરવાની શક્તિ વિષયવાસનાને લીધે નષ્ટ થઇ ગયેલી હોય છે. એટલે તેમને માયા જ માયા સર્વત્ર ભાસે છે. માયા સિવાય તેમનાથી કોઇ વસ્તુ ઓળખાતી નથી. માયામાં ફસાયેલા જીવો માયાનાં જ

ગીત ગાય છે, માયામાં રચ્યાપચ્યા રહે છે અને માયાનાં રંગે રંગાય છે. માયાના રંગે રંગાવાથી ઇશ્વરનું અસ્તિત્વ તેમનાથી સમજાતું નથી. વિષયવાસના અને મોહમાયાનાં આવરણો દૂર થતાં ઇશ્વરનું સર્વવ્યાપકપણું સમજાય છે. ઇશ્વરનું સર્વવ્યાપકપણું જાણવું એ પણ એક સૃષ્ટિનું જ્ઞાન છે.

બાળયોગીઃ—માતાજી ! મારા બધા સંશયો આપની કૃપાથી ટળી ગયા છે. મારા બધા પ્રશ્નોના ઉત્તર આપે મને આપ્યા, છતાં આ સૃષ્ટિના જ્ઞાન સંબંધી મારે હજુ ઘણું ઘણું જાણવાનું બાકી રહેતું હોય એમ મને લાગે છે. ચોરાસી લક્ષ યોની કયાં હશે ? ચોરાસી લક્ષ યોનિમાં વનસ્પતિ, ખનીજ, ઝાડ, પાન, વગેરેનો સમાવેશ થતો હશે કે કેમ ? તે મને બતાવો.

નર્મદામૈયાઃ—બેટા ! જગતમાં જ્ઞાનક્ષુધા કોઇની તૃપ્ત થતી નથી; તે તો અતૃપ્તજ રહે છે. આ સૃષ્ટિમાં જ્ઞાનના અનેક ભંડાર ભર્યા છે. તે ભંડાર ઉઘાડવાની ચાવીઓ તારા યોગબળના પ્રતાપથી આપોઆપ તને મળી રહેશે. તારામાં સત્ય જ્ઞાન પ્રાપ્ત કરવાની સાચી તમન્ના જાગૃત થશે એટલે તે મળી આવશે. પછી જગતની કોઈ વસ્તુ તને અજાણી લાગશે નહિ. નાના બાળકથી માંડીને તે વૃદ્ધ માનવી સુધી બધા એમ બોલે છે કે ચોરાસી લક્ષનો ફેરો ફરવો પડે છે. આપણામાં કહેવત છે કે પંચ ત્યાં પરમેશ્વર. પંચ વાયકા ખરી હોય છે. આખા જગતના સર્વ નાના મોટા જીવો એજ વાકયનો વારંવાર ઉચ્ચાર કરે છે,

માટે તે ખરૂં હોવું જ જોઇએ. પંચ વાક્ય એ વેદ વાક્ય જેવું છે. તે કદી જૂઠું પડતુંજ નથી. ચોરાસી લક્ષનો ફેરો ચાર જુગથી ચાલ્યોજ આવે છે, માટે તે ખરોજ છે. દરેકને માટે યોનિનું ચક્કર તૈયાર જ છે.

જે જે વસ્તુ બીજથી ઉત્પન્ન થાય છે તે બધી ચોરાસી લક્ષમાં આવી જાય છે. ઝાડ, પાન, વનસ્પતિ વગેરે ચોરાસી લક્ષ યોનિમાં આવી જાય છે.

બાળયોગીઃ—હે નર્મદામૈયા ! બીજ વાવવાથી જેટલી વસ્તુઓ પેદા થાય છે, તેટલી બધી ચોરાશી લક્ષ યોનિ ગણાય છે, એવું આપે કહ્યું, તો પછી બીજથી પેદા થાય તેટલા જીવ ગણાય કે નહિ? બીજથી પેદા થતી ચીજોનો આહાર કરી મોટા મોટા મુનિવરો પ્રાણ ટકાવી રાખે છે, તો પછી તે હિંસા ગણાય કે નહિ? નાનું પ્રાણી મારો કે મોટું પ્રાણી મારો તો પણ હિંસા તો ખરીજ ને? બીજથી પ્રગટ થાય તે માત્ર ચોરાશી લક્ષ યોનિમાં ગણાય છે, માટે તે જીવ ગણાય કે કેમ તે મને બતાવો.

નર્મદામૈયાઃ—હે બાળયોગી! તું હવે આ સૃષ્ટિના જ્ઞાનનો કેડો મૂકી દે, નહિ તો આખી જિંદગી તું મને પૂછયા કરીશ તો પણ તારી શંકાઓ ખૂટશે નહિ. તું અને તારી ભાર્યા આ નર્મદા કિનારે પવિત્ર જીવન ગાળી તપશ્ચર્યા કરો. તપથી સર્વ કાર્યની સિદ્ધિ થાય છે. તપના પ્રભાવથી તારામાં સત્ય જ્ઞાનની ઝાંખી થશે. પવિત્ર જીવન

દ્વારા પ્રજા ઉત્પન્ન કરી સૃષ્ટિની રચના તમે જોયા કરો, પણ તમને સૃષ્ટિની હવા ન લાગે તેની કાળજી રાખજો.

બાળયોગીઃ—માતાજી! સૃષ્ટિનું જ્ઞાન મેળવવાની મારી ઘણી આતુરતા છે. તે મેળવવા મને પ્રેમ છે, માટે તે મને બતાવો. મારી ભાર્યામાં કે પ્રજા ઉત્પન્ન કરવામાં મારી સ્થિર વૃત્તિ નથી. માટે કૃપા કરી આપ મને સર્વજ્ઞાન સ્પષ્ટ બતાવો.

નર્મદામૈયાઃ—હે બાળયોગી! તું પ્રસન્ન ચિત્તથી ઉંડો ઉતરી ધ્યાન લગાવજે, એટલે સર્વ હકીકત તારાથી સમજાશે.

અનંતકોટિ બ્રહ્માંડનો નાથ એક ઈશ્વર જ છે; બીજો છે જ નહિ. ગાયત્રીમંત્રના ચોવીસ અક્ષર એટલે ગાયત્રી મહાલક્ષ્મી અથવા તો સર્વવ્યાપકની માયાને તારા રક્ષણાર્થે મૂકેલી છે. અનંત કોટિ બ્રહ્માંડના નાથનાં તે ચોવીસ અંગ છે. આ બધું તને સમજાવવાનું કારણ એટલુંજ છે કે ચાલતી દુનિયાનો દાખલો પુરાવારૂપ ગણાય. પુરાવા સિવાય આ દુનિયાના સર્વ વ્યવહાર અટકી પડે છે. પુરાવા સિવાય ચક્રવર્તી રાજા પણ આંધળા જેવા છે. આ પુરાવો અનંત-કોટિ દુનિયાનો છે. આનો પાર કોઇ માણસ પામી શકે તેમ નથી. પણ મારા પવિત્ર તપના પ્રભાવે હું તને બતાવું છું કે અનંત કોટિનો નાથ એકજ છે. તેની માયાનો પાર

મહાન યોગીઓ, સંન્યાસીઓ અને બ્રાહ્મણો, શાસ્ત્રો અને પુરાણોદ્વારા પણ પામી શક્યા નથી. તેની માયાનો પાર તો કોઇ વીરલાજ પામી શકે છે. દેવતાઓ પણ તેની માયાની ખરી કુંચી જાણી શકતા નથી. અનંતકોટિનો નાથ પરિપૂર્ણ છે; બાકીના બધા અપૂર્ણ છે. કાર્ય અને કારણ એકજ છે. કારણ સિવાય કાર્ય નિપજે જ નહિ.

પ્રકૃતિ અને પુરૂષ એક ઢાલની બે બાજુએ। છે. એક બાજુનો નાશ થતાં આખી વસ્તુનો નાશ થાય છે. પુરૂષ અને પ્રકૃતિ ભવસાગરમાં તરતાં બે હોડકાં સમાન છે. પુરૂષ અને પ્રકૃતિ ભવરથનાં બે પૈડાં છે. બેના સહકાર સિવાય તેમનો રથ ચાલી શકતો નથી. પુરૂષ સિવાય પ્રકૃતિ અને પ્રકૃતિ સિવાય પુરૂષ અપૂર્ણ છે. એ બંનેના સહકારથી પૂર્ણતા મેળવી શકાય છે. માટેજ પુરૂષ અને પ્રકૃતિની જરૂર છે. જગતની ઉત્પત્તિ તેના વડેજ સંભવે છે. માટેજ હું તને પ્રજા ઉત્પન્ન કરવાની આજ્ઞા કરૂં છું.

હે બાળયોગી! તારી બીજી શંકા હિંસા અને અહિંસા વિષેની છે, તે હું તને સમજાવું, તે તું ધ્યાન દઈ સાંભળ.

મનુષ્ય અવતાર બાદ કરતાં બાકીના ત્યાસી લક્ષની ઉત્પત્તિ પણ બીજ તથા યોની દ્વારા થાય છે. ઈશ્વરે ચોરાસી લક્ષ સૃષ્ટિના બે વિભાગ પાડેલા છે. એક શુકલા સૃષ્ટિ અને બીજી કૃષ્ણા સૃષ્ટિ. શુકલા સૃષ્ટિ વિભાગમાં દેહધારી મનુષ્યોનો સમાવેશ થાય છે, જ્યારે કૃષ્ણા સૃષ્ટિ

વિભાગમાં પશુ, પંખી, કીડી, મંકોડી ઈ૦ બાકીના સર્વ જીવોનો સમાવેશ પ્રભુએ કરેલો છે.

શુકલા સૃષ્ટિનો આહાર બીજદ્વારા ઉત્પન્ન થયેલી સૃષ્ટિ ઉપર છે અને કૃષ્ણા સૃષ્ટિનો આહાર યોનીદ્વારા ઉત્પન્ન થયેલી સૃષ્ટિ ઉપર છે. એટલે ઝાડ, પાન, અનાજ ઈ૦ ભક્ષ્ય આહાર તરીકે મનુષ્યો ઉપયોગમાં લઇ શકે છે અને તેમાં હિંસા થયેલી ગણાતી નથી. તેજ પ્રમાણે વાઘ, સિંહ, પશુ, પંખીઓ વગેરે ભક્ષ્ય તરીકે બીજી સૃષ્ટિ (જીવો)નો આહાર કરે છે, અને તેમાં તેમને માટે હિંસા થયેલી ગણાતી નથી. મતલબ કે ઇશ્વરે નિર્માણ કરેલા પોતપોતાના આહારનો ઉપયોગ કરવામાં કોઈ કોઇને પાપ નડતું નથી, અને તેમાં હિંસા થતી નથી.

પણ મનુષ્ય દેહ ધારણ કરીને જે લોકો કૃષ્ણા સૃષ્ટિના ભક્ષ્યનો ઉપયોગ કરે છે, તેઓ રાક્ષસ ગણાય છે.

દરેક વસ્તુને બે બાજુ છે; એક સારી ને બીજી નરસી. તેમ આહારમાં પણ છે; પવિત્ર અને અપવિત્ર. પવિત્ર આહાર સત્ છે અને સત્ એજ પ્રભુ છે.

હિંસા કરનાર હિંસા કરે છે, પણ નરી આંખે તે ઘણીવાર જોઈ શકાતું નથી. કેટલીક હિંસા ભારે પ્રકારની હોય છે અને છતાં તે હિંસા કરનાર જગતની દ્રષ્ટિએ શાહુકાર ગણાય છે. અનંત કોટીના નાથ સિવાય એ વસ્તુને કોઇ સમજી શકતું નથી. તેનું એક દ્રષ્ટાંત હું તને કહું તે તું સાંભળ.

એક શેઠ હતો. તે ઘણો પૈસાદાર હતો. તેને લીધે તે બે ત્રણ મીલોનો માલીક બન્યો હતો. સટ્ટા અને શેરોમાં ઉથલપાથલ કરી તેણે ખૂબ લક્ષ્મી ભેગી કરી હતી. તે બધીએ લક્ષ્મી શેઠે પોતાના બંગલાની નીચે એક મોટા ભોંયરામાં એકઠી કરી રાખી હતી.

પ્રતિદિન શેઠની કમાણી વધતી ચાલી તેમ તેમ તે વધારે ખુશી થતો ગયો. જ્યારે તેની પાસે એક મીલ હતી ત્યારે તે મીલમાં તે હોમ, હવન, યજ્ઞાદિ વગેરે કરાવતો અને બ્રાહ્મણોને જમાડી સારી દક્ષિણા આપતો. ધર્મકાર્યોમાં અને પૂણ્યક્ષેત્રોમાં પણ તે ઘણા પૈસા વાપરતો. આથી દેવતાઓ તેના પર પ્રસન્ન રહેવા લાગ્યા. જ્યારે મીલમાં શેઠ યજ્ઞ-યાગાદિ કરતા ત્યારે દેવતાઓ અંતરિક્ષથી સૌ સૌના ભાગ લઇ, મીલની જેટલી ભૂમિ હતી તેમાં અમરકૂંપો છાંટી આકાશ માર્ગે ચાલ્યા જતા. દેવોના આશીર્વાદથી તે મીલમાં જેટલો માલ નીકળતો તે બધો સારો અને સર્વ દેશમાં પોષાય તેવો નીકળતો.

શેઠની કમાણી જેમ જેમ વધતી ગઈ તેમ તેમ તેણે શેરોનાં વ્યાજ કાપી નાખી લોકોને હેરાન હેરાન કરી નાખ્યા. નફાનો અર્ધો હિસ્સો તે પોતાના ભોંયરામાં મૂકવા લાગ્યો. તેણે ચૂસણનીતિ દાખલ કરી મજુરોનું લોહી ચૂસવા માંડયું. મજુરોના પગારમાં કાપકૂપ કરી સખત કામ કરવાની નીતિ તેણે અખત્યાર કરવા માંડી. તેની ધાર્મિક વૃત્તિમાં પણ પ્રતિદિન ફેર થતો ચાલ્યો.

અન્યાય, દગો, ચોરી, જૂઠ, એવા અનેક અધર્મોએ શેઠના ધાર્મિક હૃદય પર હલ્લો કર્યો. લક્ષ્મીના અભિમાનથી છકી ગએલા શેઠનામાં અધર્મ સામે થવાની જરાયે હિંમત રહી નહિ. તેનામાં લોભવૃત્તિ આવી, આથી યજ્ઞ-યાગાદિ અને બીજાં ધર્મકાર્યો બંધ પડયાં, તેથી દેવતાઓનું રક્ષણ મીલની ભૂમિમાંથી ઉપડી ગયું. દેવતાઓ નાઠા અને રાક્ષસો પેઠા.

કળિયુગે ઉપરની સર્વ હકીકત ઇશ્વરને કહી સંભળાવી અને વધારામાં જણાવ્યું, કે હે પ્રભુ! એ શેઠે મને આમંત્રણ કરેલું છે. હું બરજબરીથી ગયો નથી. જ્યાં અસત્ય, અધર્મ અને અન્યાયનું સામ્રાજ્ય પ્રવર્ત્યું હોય ત્યાં મારે ગયા સિવાય ચાલે નહિ. મારા નામને કલંક લગાડનાર એ શેઠ પોતે પ્રભુને ભૂલી મારી સોબતમાં આવ્યો છે. તો પછી એને કોઇ વાતની શી મણા રહે? જ્યારથી શેઠે મારૂં શરણું લીધું છે, ત્યારથી તેણે સત્ય-ધર્મનો ત્યાગ કર્યો છે અને ત્યારથી તે સુખે ખાતો પીતો પણ નથી. આખો દિવસ મારાજ જાપ તે જપ્યા કરે છે. આથી મેં તેને અનેક જાતની રિદ્ધિસિદ્ધિ, બાગબગીચા, બાળબચ્ચાં વગેરે આપ્યાં છે. જેમ જેમ રિદ્ધિસિદ્ધિ વધતી ગઇ તેમ તેમ શેઠની ધાર્મિકવૃત્તિ બદલાતી ગઇ. શેઠે ગરીબોનાં લોહી ચૂસી મીલો બંધાવી છે. આ સાંભળી અનંતકોટિનાનાથ કળિયુગને કહેવા લાગ્યા કે હે કળિયુગ! મારે એને શું શિક્ષા કરવી તે મને સૂઝતું નથી.

કળીયુગઃ—હે અનંતકોટિનાનાથ! મેં તેને અનેક રિદ્ધિસિદ્ધિ આપી છે. હવે આપ કૃપા કરી જુઓ, કે તે આપને સંભાળે છે કે નહિ? જો નહિં સંભાળે તો બે વર્ષ પછી તમને તે સંભાળે તેમ કરી દઈશ. મારા રાજ્યમાં તો એના આ દેહે કરેલાં કર્મ ભોગવવાનાં છે. હું તો તરત ફળ આપનાર યુગ કહેવાઉં છું. માટે હે પ્રભુ! આપ નિશ્ચિંત રહી સર્વ ઘટના જોયા કરો. મારી ચોકી-માંથી કોઇ ચોર છટકી જતો નથી. ચોરને પકડીને હું તમને સોંપીશ.

પોતે કરેલા અન્યાય, અધર્મ વગેરેથી લોકો દુઃખી થાય છે, ત્યારે તેઓ કહે છે કે ભાઇ, અમે એમાં શું કરીએ? એ તો કળિયુગનો પ્રભાવ છે! પણ જ્યારે તેઓ ખૂબ દુઃખી થાય છે ત્યારે જ આ દેહે ઇશ્વરને સંભાળે છે.

હે બાળયોગી! આ શેઠે કંઇ ઓછી હિંસા કરી છે? પણ આ સૃષ્ટિમાં એને કોઈ હિંસક કહે ખરૂં? આવી મોટી હિંસાનો જાણનાર કોણ છે? આ સૃષ્ટિમાં લોકોની નજરે તે શાહુકાર ગણાય છે, પણ તે તો હજારોનો કાળ છે. ઈશ્વર તેવાને કેવી શિક્ષા કરે છે તે તું જો.

કાશીમાં એક બ્રાહ્મણપુત્ર રહેતો હતો. તેની ઉંમર લગભગ અઢાર વર્ષની થવા આવી હતી. પિતા તરફથી મળેલા ધર્મના સંસ્કારોને લીધે તે સંધ્યાપૂજા કરતો હતો. તેણે થોડો ગુજરાતી અને નહિ જેવો સંસ્કૃતનો અભ્યાસ કર્યો હતો. તેને સાધારણ અંગ્રેજી આવડતું હતું. તેને

એક વણિક પુત્ર સાથે દોસ્તી હતી. વણિક પુત્રને વિલાયત જઇ આગળ અભ્યાસ કરવાની ઇચ્છા થઇ. આ વાત તેણે પેલા બ્રાહ્મણ પુત્રને કહી. બંને સાચા મિત્રો હતા. આથી બ્રાહ્મણ પુત્રની ઇચ્છા પેલા વણિકપુત્ર સાથે વિલાયત ભણવા જવાની થઈ. બંને વિલાયત ગયા. રસ્તામાં અનેક મુશ્કેલીઓ તેમને પડી, છતાં બધી મુશ્કેલીઓ તેમણે દૂર કરી. વણિક પુત્રને પિતા તરફથી ધાર્મિક જ્ઞાન મળ્યું ન હતું. આથી થોડા દિવસમાં તે વિલાયતના વાતાવરણને અનુરૂપ બની ગયો. તેણે ત્યાંની ઢબ મુજબ આહાર વ્યવહાર શરૂ કર્યો. પણ પેલા બ્રાહ્મણની કફોડી સ્થિતિ થઇ. તેણે મનમાં નિશ્ચય કર્યો કે કોઈ પણ સંજોગોમાં મારે મારી સંધ્યાપૂજા છોડવી નહિ. ઋષિઓના પવિત્ર જીવન જેવું જીવન જીવવાની તેના મનમાં ઈચ્છા થઇ. તેણે સંધ્યાપૂજામાં ઋષિઓ અને સૂર્યનારાયણની પૂજાઓ શરૂ કરી. વહેલા ઉઠી સ્નાનાદિકથી પરવારી સંધ્યાપૂજા કરી સૂર્યનારાયણને અર્ઘ્ય આપી, બાકીનો વખત તે પોતાના અભ્યાસમાં ગાળતો. પોતાને માટે રસોઈ કરવી, ઘરનું સફાઈકામ કરવું, કપડાં ધોવાં વગેરે અનેક બાહ્ય શુદ્ધિનું કામ તે જાતે કરતો. તે દિવસમાં એકવાર ભોજન કરતો અને સાંજે ફળાહાર કરી પોતાના દિવસો અભ્યાસ અને ભક્તિમાં ગાળતો. પ્રતિદિન તેના જીવનને ભક્તિનો રસ લાગવા માંડયો. બ્રહ્મચર્ય પાળવું, ખુલ્લી હવામાં ફરવું, કસરત કરવી, વગેરે નિયમોનું પાલન કરી શરીર અને મનને તેણે સુદૃઢ બનાવ્યું. આથી તેના જીવનમાં સાદાઇ, સ્વાશ્રયીપણું વગેરે ગુણો આવ્યા. નિય-

મોનું પાલન કરી પોતાના વિદ્યાભ્યાસના દિવસો તેણે પસાર કર્યા. જ્યાંસુધી તે ત્યાં રહ્યો ત્યાં સુધી તેણે બધા નિયમો બરાબર પાળ્યા.

પેલા વણિકપુત્રના જીવન પર પ્રાશ્ચાત્ય સંસ્કૃતિના રંગ લાગ્યા. આથી તેનું આંતર જીવન પ્રતિદિન બગડતું ચાલ્યું અને આખરે નીચ સોબત અને દુષ્ટ વ્યસનમાં તેણે પોતાનું આયુષ્ય પુરૂં કર્યું.

પેલા બ્રાહ્મણને સ્વદેશ પાછા ફરતાં જડજની નોકરી મળી. વળી તે ઘરનો શ્રીમંત હતો. આમ બંને તરફથી પૈસાની આમદાની તેને થવા લાગી, છતાં તેનામાં અભિમાનનું નામ નિશાન સરખું પણ ન હતું. પ્રતિદિન તેનું ચિત્ત ધર્મ ગ્રંથોના વાચન, મનન અને નિદિધ્યાસનમાં લાગવા માંડયું. જડજની નોકરી કરતો હોવા છતાંયે તે સંધ્યાપૂજા અને યજ્ઞયાગાદિ કરતો.

એક દિવસ તે સ્નાન માટે પ્રાતઃકાળમાં ગંગાકિનારે ગયો હતો. સ્નાનાદિક ક્રિયાથી પરવારી તે પાછો ઘેર આવતો હતો, તેવામાં તેની નજર એક શિવાલય પર પડી. આથી તે ત્યાં દર્શન કરવા ગયો. તે વખતે શિવાલયમાં એક મહાત્મા ધાર્મિક પુસ્તકનું વાચન કરતા હતા. દર્શન કરવા જતાં પેલા મહાત્માનો બોધ તેના સાંભળવામાં આવ્યો કે "મનુષ્ય પ્રભુ સાથે કોલકરાર કરીને ગર્ભવાસમાંથી છૂટે છે, પણ બહારની હવા લાગતાં કમાણી ઉંધી વાળે છે." આ વચનોએ તેના જીવનમાં પલટો આણ્યો. પ્રતિદિન

આ બાબતનું રટણ તે કરવા લાગ્યો. ન્યાયાલયમાં પણ તે આ હકીકત ભૂલતો નહિ. તેણે ધર્મના વેપારો ચલાવવા માંડયા. તેના મનમાં વિચાર આવ્યો કે પરમકૃપાળુ પરમેશ્વરે આપણને વેપારની પેઢી ઉપર કમાવા મોકલ્યા છે. માટે આપણે જે જે કમાણી કરીએ તે બધી આપણે આપણા પરમકૃપાળુ મહાન પિતા ઇશ્વરને આપવી, તેમાં સાચો ધર્મ છે. કમાણી કરવી પણ ચોરી ન કરવી. કુટુંબના પોષણ જેટલું રાખી વધારાનું ઈશ્વર નિમિત્તે ગરીબોને આપી દેવું. આવા વિચારથી તેણે પોતાનો સઘળો પૈસો અન્નક્ષેત્રો, પાઠશાળા અને અભ્યાગતોના પોષણ અર્થે વાપરવા માંડયો. કમાણીમાંથી થોડુંક પોતાના કુટુંબના પોષણ માટે કાઢી લઇ બધી લક્ષ્મી તેણે દાન ધર્મમાં વાપરવા માંડી. આથી તેનું જીવન પવિત્ર બનવા માંડયું.

અનંતકોટિના નાથ પ્રભુ વિચાર કરે છે કે અહો! આ સૃષ્ટિમાં કેવા કેવા માણસો છે! એવામાં કળિયુગે આવી કહ્યું કે, હે પિતાજી! આ વણિકે જેટલું સુખ ભોગવ્યું છે તેનાથી ચાર ઘણું દુઃખ તેને વેઠવું પડશે. આ દેહે કરેલાં કર્મ ભોગવવાં પડે છે. શેઠે આ દેહે અનેક નીચ કાર્યો કર્યાં છે, તેનું ફળ તેને ભોગવવું પડશે. શેઠે જે લક્ષ્મી ભેગી કરી છે તે બધી લક્ષ્મી અન્યાયથી એકઠી કરેલી છે. માટે સર્વ પ્રથમ મારે આપની માયા લક્ષ્મીદેવીને દૂર કરવા પ્રયત્ન કરવો જોઇએ. લક્ષ્મીથી જ માણસ અભિમાની બને છે. લક્ષ્મીથી જ માણસ સારા-

નરસાનું ભાન ભૂલે છે. આવો વિચાર પ્રભુ સમક્ષ જાહેર કરી કળિયુગ વિદાય થયો.

સાયંકાલનો સમય હતો. પક્ષીઓ પોતાના માળા તરફ વળતાં હતાં. દૂર દૂરથી નિશાચરના અવાજ સંભળાતા હતા. પશ્ચિમ તરફ આકાશ લાલ રંગનું જણાતું હતું. તારાઓ કવચિત્ કવચિત્ ડોકિયાં કરી રહ્યા હતા. થોડી જ વારમાં નિશાનાથનું સામ્રાજ્ય સારા જગત પર થશે, એમ જણાતું હતું. આવા સયયે પેલા શેઠ પોતાના રસોડામાં સોનાની થાળી અને રૂપાની વાડકીમાં પીરસેલી ભોજન સામગ્રીને ન્યાય આપી રહ્યા હતા. એવામાં કળિયુગના પ્રભાવથી તેમના ભોંયરામાં ઘણા વખતથી અકળાયેલી લક્ષ્મી બહાર નીકળી અને પેલા કાશીનગરીના બ્રાહ્મણને ત્યાં જવા લાગી. આથી ભોંયરામાંથી અવાજ આવવા લાગ્યો. શેઠને લાગ્યું કે ભોંયરામાં કંઈક ગોટાળો થઈ રહ્યો છે. તેણે શેઠાણીને કહ્યું કે તમે જલદી જઈ ત્યાં તપાસ કરો. શેઠનો હુકમ થતાં શેઠાણી ભોંયરામાં ગયાં. ત્યાં જઈ તે જુએ છે તો બધી લક્ષ્મી ચાલી ગએલી જણાઇ, પેલી સોનાની હજાર થાળીઓ અને હજાર રૂપાના વાડકા હતા તે પણ જણાયા નહિ. આથી શેઠાણીની ગભરામણ પ્રતિક્ષણ વધતી ચાલી. શેઠાણીએ ત્વરિત ગતિએ જઇ સર્વ હકીકત શેઠને કહી. આ સાંભળતાં જ શેઠ 'અવાક્ બની ગયા.

જે ખંડમાં શેઠ જમતા હતા ત્યાંથી પણ સોના રૂપાનાં વાસણ ખખડયાં અને ચાલ્યાં ગયાં. શેઠ જે સોનાની

થાળીમાં જમતા હતા, તે પણ ખસવા લાગી. શેઠને લાગ્યું કે આ બધું શું થઇ રહ્યું છે! તેમને કંઇ સમજણ પડી નહિ. થાળીને ખસતી જોઈ શેઠે પાંચ આંગળીઓથી તે દબાવી રાખી. થાળીનો દબાવેલો ભાગ જ શેઠ પાસે રહ્યો અને બાકીનો ભાગ ચાલ્યો ગયો. શેઠ આથી ગભરાયા. તેમની ગભરામણ પ્રતિક્ષણ વધતી ચાલી. થોડીવારમાં સમાચાર આવ્યા કે માંલોમાં આગ લાગી છે. આ સમાચાર સાંભળી શેઠ વધારે ગભરાયા. છતાં તે હિંમત એકઠી કરી ધીરજ ધારણ કરી બેઠા. વળી થોડી-વારમાં સમાચાર મળ્યા કે સટ્ટામાં અબજો રૂપિયાની ખોટ આવી છે. આ બધા સામટા સમાચારોએ શેઠને નાહિંમત બનાવ્યા, છતાં કંઇ બન્યુંજ નથી એવો ડોળ તેમણે દેખાડવા માંડયો.

શેઠે આખી રાત વિચારમાં ને વિચારમાં પસાર કરી. શેઠને નિંદ્રા દેવીએ પણ દગો દીધો. કલ્પનાના અનેક અન્તરંગી તરંગો પર શેઠ આરૂઢ થયા. અનેક હવાઈ કિલ્લાઓ તેમણે બાંધ્યા, પણ એ બધા એમના હવાઈ કિલ્લાઓ હવામાં બાચકા ભરવા સમાન હતા.

બીજે દિવસે સવારમાં શેરહોલ્ડરો, સટ્ટાવાળાઓ, દલાલો અને અન્ય લેણદારો શેઠની મિલ્કતમાંથી પોતાનાં નાણાં વસુલ કરવા તગાદો કરવા આવ્યા. શેઠની સર્વ મિલ્કત હરાજ થઈ ગઈ. ગઇ કાલના જે શ્રીમંત શેઠ તે આજે રસ્તામાં ટુકડા રોટલા માટે અથડાતા ગરીબ

જેવા થઈ ગયા! આ સર્વ ઘટનાથી શેઠની આંખ ઉઘડી ગઈ, પણ તેમને એ જ્ઞાન જરા મોડું થયું.

પેલા કાશીવાળા મહારાજ સ્નાન કરી સાયંસંધ્યાપૂજા કરવા પોતાના બંગલાના એકાંત ખંડમાં પદ્માસનવાળી બેઠા હતા. બંગલાની નીચે એક ટાંકું હતું, તેમાં ગરબડ થવા માંડી. વારંવાર અવાજ આવવા લાગ્યો. અવાજથી મહારાજ ધ્યાનમાંથી જાગ્યા. તેમણે પોતાની પત્નિને બોલાવી ટાંકામાં તપાસ કરવા માટે સૂચના કરી. પતિપરાયણ સ્ત્રીએ પતિની આજ્ઞા માથે ચઢાવી

બ્રાહ્મણ સ્ત્રીએ ટાંકામાં લક્ષ્મીજી પધાર્યાની હકીકત પોતાના ધ્યાનગ્રસ્ત પતિને કહી સંભળાવી. પણ તેથી બ્રાહ્મણના મુખ ઉપર હર્ષની આછી રેખા સરખી જણાઇ નહિ! બ્રાહ્મણે આંખ ઉઘાડી અને પત્નિને પ્રત્યુત્તરમાં માત્ર એટલું જ જણાવ્યું કે હશે, જેવી ઈશ્વરની મરજી. આમ કહી તે પોતાના નિત્ય કાર્યમાં પાછા લીન થઈ ગયા.

રાત્રિના દસ વાગવા આવ્યા હતા પોતાના બંગલાની આજુબાજુ સર્વત્ર શાન્તિનું સામ્રાજ્ય વ્યાપેલું હતું. સર્વ પ્રાણીઓ, વનસ્પતિ વગેરે જાણે ઈશ્વરની મૂક પ્રાર્થના કરી રહ્યાં હોય તેમ લાગતું હતું. આવેલી લક્ષ્મીનો કયા શુભ કાર્યમાં ઉપયોગ કરવો તેનો બ્રાહ્મણ અને તેની સ્ત્રી વિચાર કરતાં હતાં. તેવામાં તેમને એક વિચાર સૂઝી આવ્યો કે એ બધા પૈસાનો ઉપયોગ એક મોટું અન્નક્ષેત્ર ખોલવામાં કરવો.

ગંગા કિનારે તેઓએ એક સુંદર જગ્યા પસંદ કરી. યાત્રાળુઓ માટે ત્યાં એક મોટું અન્નક્ષેત્ર બંધાવ્યું અને મફત રહેવા તથા જમવાની સગવડ મળે તેવી ગોઠવણ કરી. કાશીવિશ્વનાથ મહાદેવના દરવાજે એક પાટીયું ટાંગ્યું કે કાશી ક્ષેત્રમાં જે યાત્રાળુઓ આવે તે બધાને જ્યાંસુધી રહે ત્યાંસુધી પ્રભુના રસોડે જમવાની અહીં સગવડ છે. આમ નિત્ય નિયમ મુજબ રસોડું ચાલવા માંડયું. મહારાજે શરૂ કરેલા ધાર્મિક કાર્યમાં તેમની પતિપરાયણ સ્ત્રી પણ પોતાનો યોગ્ય ફાળો આપતી. આમ બંનેના સહયોગથી તેમની કીર્તિ ચારે તરફ ફેલાવા લાગી.

પેલા મીલવાળા શેઠની દશા પ્રતિદિન ઘણી ખરાબ થતી ચાલી. નોકર ચાકરો ચાલ્યા ગયા. છોકરીઓને સાસરે મોકલી દીધી. પોતાના પુત્રો બીજા શેઠીયાઓને ત્યાં ગુમાસ્તી કરવા લાગ્યા. આ વખતે શેઠની ઉંમર લગભગ સીત્તેર વર્ષની થવા આવી હતી. તેમના જીવનમાં આવી આસમાની સુલતાની કદાપિ જોવામાં આવી ન હતી. પ્રતિક્ષણ શેઠની મુંઝવણ વધતી જતી હતી.

એક દિવસ શેઠ એકાંતમાં બેઠા બેઠા વિચાર કરતા હતા કે આ દેહે મારાથી કાશીવિશ્વેશ્વરનાં દર્શન થાય તો કેવું સારૂં! શેઠે પોતાનો આ વિચાર શેઠાણીને જણાવ્યો. બંનેના હ્રદયમાં કાશીવિશ્વનાથનાં દર્શન કરવાની તીવ્ર ઇચ્છા થઇ, પણ કાશી જવાના ખર્ચના પૈસા લાવવા કયાંથી? શેઠ શેઠાણીએ પોતાના વિચાર આડોશીપાડોશીને જણાવ્યા. આડોશીપાડોશીને દયા આવવાથી તેઓએ શેઠના પુત્રના પગાર ઉપર થોડા રૂપીઆ તેમને ધીર્યા.

બીજે દિવસે શેઠ અને શેઠાણી જોઈતી સાધન સામગ્રી લઈ કાશી જવા ઉપડી ગયાં. શેઠે પેલી સોનાની થાળીનો કકડો હતો, તેને એક ડાબલીમાં ઘાલી પોતાની સાથે ગજવામાં રાખ્યો હતો. અથડાતાં કુટાતાં તેઓ કાશીક્ષેત્રમાં પહોંચ્યાં. કાશીક્ષેત્રમાં જઈ તેઓએ પતિતપાવિની ગંગાજીમાં સ્નાન કર્યું અને વિશ્વંભર કાશીવિશ્વેશ્વરનાં દર્શન કરવા નીકળ્યાં. તેઓ કાશીવિશ્વનાથ મહાદેવના દરવાજા આગળ પહોંચ્યાં, એવામાં શેઠની નજર પેલા પાટીઆ પર પડી. શેઠે તે હકીકત ધ્યાનપૂર્વક વાંચી. શેઠે શેઠાણીનું ધ્યાન તે તરફ દોર્યું. બંનેએ પેલા બ્રાહ્મણના અન્નક્ષેત્રનો આશ્રય લેવા વિચાર કર્યો. બંનેએ ભક્તિભાવથી કાશીવિશ્વનાથનાં દર્શન કર્યાં, અને તે પછીથી તેઓ પેલા અન્નક્ષેત્રમાં ગયાં. અન્નક્ષેત્રના વ્યવસ્થાપકોએ તેઓને રહેવાને એક કોટડી આપી અને ખાવાપીવાની પણ યોગ્ય વ્યવસ્થા કરી આપી. શેઠશેઠાણી રોજ સવારમાં વહેલાં ઉઠી ગંગાજીમાં સ્નાન કરી કાશીવિશ્વનાથનાં દર્શન કરતાં અને પોતાને આપેલી કોટડીમાં આવી બપોરે જમી પોતાના દિવસો પસાર કરવા લાગ્યાં.

બ્રાહ્મણના ટાંકામાં આવેલી પેલા શેઠની સોનાની થાળીઓ અન્નક્ષેત્રમાં આવતા યાત્રાળુઓ માટે તેણે અન્નક્ષેત્રના વ્યવસ્થાપકોને સોંપી હતી. પ્રતિદિન તે થાળીઓ તથા વાડકાઓનો ઉપયોગ યાત્રાળુઓ માટે થતો હતો.

એક દિવસ શેઠ તથા શેઠાણી પેલા રસોડે જમતાં હતાં, એવામાં દૈવસંજોગે પેલી કાનો તૂટેલી થાળી શેઠના ભાણે આવી. આ જોઇ શેઠના મનમાં અનેક વિચાર આવ્યા.

વિચાર કરતાં તેમને લાગ્યું, કે આ થાળીઓ અને વાડકા મારા હોય એમ લાગે છે. આ કાનો તૂટેલી થાળી તો જરૂર મારીજ છે. તેમણે પોતાના ગજવામાં રાખેલી પેલી દાબડી ઉઘાડીને પેલો થાળીનો સોનાનો કકડો કાઢયો. થાળીનો કકડો હાથમાં લઇ જોયું તો તે કકડો તેનોજ માલમ પડયો. પેલી થાળી ઉપર તે ગોઠવી જોયો તો તે ત્યાં મૂકતાજ ચોંટી ગયો. આથી શેઠની મૂંઝવણ વધી. શેઠને લાગ્યું કે જરૂર મારૂં ભાવિજ મને અહીં ઘસડી લાવ્યું છે. જમતાં જમતાં તેમને સત્યજ્ઞાનની ઝાંખી થઇ કે રાયને રંક અને રંકને રાય બનાવનાર ઈશ્વર જ છે.

શેઠ જમીપરવારી પોતાની ઓરડીમાં ગયા. એવામાં રસોડું સાફ કરનાર મજૂર અને ભંડારી વચ્ચે પેલી તૂટેલી થાળી માટે ટંટો થયો. તેમણે થાળીની તપાસ કરવા માંડી. તેમણે પીરસનાર રસોઇયાને બોલાવી પૂછયું તો તેણે કહ્યું કે પેલા શેઠને ભાણે એ થાળી મૂકી હતી. રસોઈયા પાસેથી આ હકીકત સાંભળી મજૂરો અને ભંડારી કોઇ પણ જાતની તપાસ કર્યા સિવાય પેલા શેઠની ઓરડીએ ગયા, પણ તપાસ કરતાં કંઇ મુદ્દામાલ હાથ લાગ્યો નહિ. આથી તેમણે શેઠને ધમકાવવા માંડયા. આટલેથી તેમને સંતોષ ન થતાં શેઠના પર તેમણે ચોરીનો આરોપ મૂકયો. શેઠના મનમાં વિચાર આવ્યો કે લક્ષ્મી જેવી લક્ષ્મી ગઇ અને ઉપરથી ચોર બનવાનો પ્રસંગ આવ્યો.

શેઠની વાતો મનમાં ને મનમાં રહી ગઈ. જાત્રાએ આવી શેઠને ચોર બનવું પડયું. શેઠ મનમાં ને મનમાં બોલ્યા, કે હે પ્રભુ! હું તો તારો જન્મથી ચોર તે ઠેઠ

મુઆ સુધીએ ચોર ! મારી થાળી, મેં ખાધું, વળી મેં તેને ત્યાંની ત્યાંજ રહેવા દીધી અને ઉપરથી દસ પંદરનું સોનું ગયું, તે છતાં મારે ચોર બનવું પડે છે ! વિદેશના લોકો મારી હાંસી કરશે. માટે હે પ્રભુ ! તું મારા પર દયા લાવ.

અન્નક્ષેત્રના વ્યવસ્થાપકોએ શેઠ પર સખત જાપ્તો રાખવા માંડયો. આથી શેઠે તેમને વિનંતિ કરી કે ભાઈઓ ! આ અન્નક્ષેત્રના માલિકને અહીં બોલાવી તપાસ કરાવો. વ્યવસ્થાપકોને આ વાત ગળે ઉતુરી. તેમણે માલિકને બોલાવ્યા.

શેઠે માલિકને સર્વ હકીકત અથઇતિ કહી સંભળાવી. માલિકે થાળીઓની ગણતરી કરી તો સંખ્યા પુરી થઈ રહી. માલિકે શેઠની ક્ષમા માગી.

આ બધી સત્ય ઘટનાથી મહારાજને સૃષ્ટિનું ખરૂં જ્ઞાન થયું કે અહો પ્રભુ ! આ તારી લીલા, આ તારો ન્યાય અમે જોયો. કોણ રળે અને કોણ ખાય ?

જગતમાં અધર્મથી મેળવેલી લક્ષ્મીથી કોઈનું કલ્યાણ થતું નથી. એકલી લક્ષ્મીથી સાચું સુખ મળતુંજ નથી. ધર્મ, નીતિ અને સંતોષથી જ સાચું સુખ મળે છે; નહિ કે લક્ષ્મીથી. આ પણ એક સૃષ્ટિનું જ્ઞાન છે.

નર્મદામૈયા:—બાળયોગી ! આ શેઠની હિંસા કેવા ભારે પ્રકારની હતી ? તેવી ભારે હિંસા કરનારને આ સૃષ્ટિમાં ઇશ્વર સિવાય કોઇ પકડનાર નથી. ચાર યુગના રાજા ઉપર પણ દેખરેખ રાખનાર છે, નહિ તો મનુષ્યાવતારમાં શેઠના જેવા ઘણા નીકળે અને ધર્મ રાજા જેવાને પણ પાણીમાં મૂઠીઓ ભરાવે.

———

# અધ્યાય ૨૫ મો.



બાળયોગી:—નર્મદામૈયા! મનુષ્યાવતારમાં એવા ઠગ લોકો છે કે પ્રભુને આપેલા કોલકરાર પણ તેઓ ભૂલી જાય છે. કોઇ દેવને પ્રભુએ કામ સોંપેલું હોય તેવા દેવને મનુષ્ય છેતરે તો દેવની શી ગતિ થાય? તેવો મનુષ્ય દેવ ગણાય કે મનુષ્ય ગણાય? આમ જોતાં મનુષ્ય પ્રભુ સિવાય બીજાથી ડરતો નથી એ સત્ય છે, માટે કૃપા કરી મને સમજાવો કે સૃષ્ટિમાં માણસ વધે કે દેવ?

નર્મદામૈયા:—હે બાળયોગી! એક વખત ધર્મરાજા ન્યાયાલયમાં બેઠા હતા. ત્યાં ઈંદ્ર અને નારદજી આવ્યા. બંનેને જોઈ ધર્મરાજા કહેવા લાગ્યા કે ઈશ્વરે સોંપેલાં કાર્યો કરવામાં આપણે આવા હોંશિયાર છીએ, છતાં આ જગતમાં એવા પણ મનુષ્યો પડયા છે કે જેઓ આપણને પણ ઉડાવે છે. કોઈ વખત આપણને આવી બાબતની ખબર પણ પડતી નથી. માણસનો જીવ એકલો (સ્થૂલ શરીર વિનાનો) આવે છે. તેનું લેણું દેવું આપણે ચોપડે લખાયેલું હોય છે, તેને લઇને તે પકડાય છે. જો આપણી પાસે એના પાપપૂણ્યની નોંધ ન હોય તો તેને કોણ પકડનાર છે?

સૃષ્ટિના મનુષ્યોમાંથી એક મુર્ખો માણુસ પણ દેવોથી વધી જાય છે, તેની ખાત્રી માટે ધર્મરાજાએ સૃષ્ટિમાંથી એક મુર્ખો માણુસ સદેહે લાવવા યમદૂતોને હુકમ કર્યો. યમદૂતોએ આજ્ઞા માથે ચઢાવી અને સૃષ્ટિમાં કોઈ મૂર્ખાની તેઓએ શોધખોળ કરવા માંડી. શોધખોળ કરતાં એક મૂર્ખો બ્રાહ્મણ તેમને હાથ લાગ્યો. તે વખતે એ મૂર્ખો હજામત કરાવી ખાટલામાં બેઠો બેઠો પોતાને કેટલું દેવું છે, તેની નોંધ કરતો હતો. તેણે નોંધમાં એવી હકીકત લખી હતી કે મેં કુવો કરાવ્યો તેમાં બે હજાર રૂપીઆ વાણીયાનું દેવું થયું છે. ચાર વીઘાં જમીન લીધી તેમાં બે હજાર થયા છે. છોકરો પરણાવ્યો તેમાં ત્રણ હજાર ખર્ચ થયું છે. માતુશ્રીના ક્રિયાખર્ચમાં બે હજાર રૂપીઆ ખર્ચ થયું છે. ગામમાં ચબુતરો કરાવ્યો તેના પંદરસો રૂપીઆ થયા છે. એ બધાનો સરવાળો કર્યો ત્યારે તેની આંખ ઉઘડી ગઇ કે મારે આટલું બધું દેવું છે! આમ વિચાર કરતાં કરતાં તે બોલ્યો, કે આ તો મારી ભૂલ છે. મારે તો દેવું જ કયાં છે? કારણ કે કુવો કરાવવામાં શેઠે બે હજાર રૂપીઆ આપ્યા હતા તો તે કુવો શેઠ લઇ જશે, તેમાં મારે શું? એમ કહી બે હજાર રૂપીઆની રકમ ઉપર તેને લીટી દોરી. ત્યાર બાદ જમીનના બે હજાર રૂપીઆ વ્યાજુકા લીધા હતા, માટે તે બે વીઘાં જમીન શાહુકાર લઈ જશે, તેમાં મારે શું? છોકરો પરણાવ્યો તેમાં ત્રણ હજાર રૂપીઆ થયા તેમાં પણ મારે શું? કારણ તે તો છોકરો ભોગવશે. ગામમાં ચબુતરો બંધાવ્યો તેમાં પંદરસો રૂપીઆ ખર્ચ થયું. તેમાં પક્ષીઓ દાણા ખાશે અને તેનું

પૂણ્ય પૈસા આપનારને મળશે. આમ કહી બધી બાબતો પર પેનસીલથી તેણે છેકા માર્યા અને કાગળ ફાડી નાખ્યો. પછી તે તાળીઓ પાડવા લાગ્યો. આ બધી ઘટના પેલા દૂતો ઉભા ઉભા જોયા કરતા હતા. તેમને આવા વિચિત્ર વર્તનથી નવાઈ લાગી. તેઓ વિચાર કરવા લાગ્યા કે આવો મૂર્ખો આપણને નહિ મળે, માટે આ ગાંડાને લઇ લો. આમ ચારે દૂતોએ વિચાર કરી જે ખાટલામાં પેલો મૂર્ખો બેઠો હતો તે ખાટલો પાયા ઝાલી અદ્ધર ઉપાડયો. ખાટલો જરાએ ન હાલે એવી રીતે પકડી યમદૂતો તેને ઉપર લઇ જતા હતા.

પેલા મહારાજને લાગ્યું કે આ ભોંયતળીયું નીચું જતું કેમ લાગે છે! પછીથી તેને ખરેખર લાગ્યું કે તેને કોઇ ઉંચે લઇ જાય છે, છતાં લઇ જનાર કોઇ જણાતું નથી. હું લઇ જનારને દેખતો પણ નથી. જો નીચો વળી જોવા જાઉં તો નીચે પડી જાઉં. આમ વિચાર કરી તે બોલ્યો, કે મારા નોકરો મને ઉપાડીને કેવા લઈ જાય છે. આ સાંભળી પેલા દૂતો બોલ્યા, હે મૂર્ખા! તને અમે યમરાજાની કચેરીમાં લઈ જઇએ છીએ. ત્યાં તારૂં શું કામ છે, તે પછીથી કહેવામાં આવશે.

યમદૂતોનાં આવાં વચન સાંભળી મૂર્ખાને આનંદ થયો કે ઠીક, મને ઉપાડી આ લોકો દેવપુરીમાં લઈ જાય છે. ત્યાં મને ખૂબ મઝા પડશે. આમ વિચાર કરતાં કરતાં મૂર્ખાને એક યુક્તિ સૂઝી આવી. તેણે પોતાના

ખિસ્સામાંથી કાગળ કાઢી એક ચીઠ્ઠી લખી. તેમાં લખ્યું કેઃ—

**સ્વર્ગવાસી રાજા ધર્મ,**

આપ ઘણાં વર્ષથી ચોરાસી લક્ષ યોનિઓનાં તમામ પ્રાણીઓનો ન્યાય કરો છો. કળિયુગ ચાલતો હોવાથી અધર્મ અને અનીતિથી ચાલનારાં અનેક પ્રાણીઓને યોગ્ય શિક્ષા કરવામાં આપના ઉપર વધારે પડતો બોજો પડે છે, જેથી આપ કંટાળી ગયા હશો, માટે આ ચીઠ્ઠી લાવનારને તમારી જગાએ બેસાડી તમને હવાફેર કરવા એક માસની રજા આપવામાં આવે છે. આપ સુખેથી હવાફેર કરવા જશો.

લી.

**જગતપતિ શ્રી કૃષ્ણ પરમાત્મા.**

ઉપર મુજબની ચીઠ્ઠી પેલા મૂર્ખાએ લખી પોતાના ખિસ્સામાં મૂકી.

પેલા દૂતો પેલા મૂર્ખાને ધર્મરાજાના મહેલ આગળ ઉતારી તેને ધર્મરાજાની કચેરીમાં લઈ ગયા. ત્યાં તેને એક બાજુ ઉભો રાખ્યો. ધર્મરાજા કેવો ન્યાય કરે છે તે બધું તેણે ઉભા ઉભા જોયા અને સાંભળ્યા કર્યું. મૂર્ખાએ પેલી ચીઠ્ઠી એક યમદૂત મારફતે ધર્મરાજાને પહોંચાડી. ધર્મરાજા આખા દિવસના કંટાળી ગએલા એટલે તેમણે જલદી ચીઠ્ઠી વાંચી. ચીઠ્ઠીના લખાણ મુજબ તેમણે તરતજ અમલ કર્યો. પેલા મૂર્ખા મહારાજને ગાદીએ બેસાડી ધર્મરાજા વિદાય થયા.

પેલા મૂર્ખા મહારાજને ધર્મની ગાદી પર બેઠેલા જોઇ પેલા ચાર દૂતોને નવાઈ લાગી. તેમણે વિચાર્યું કે સારૂં કર્યું કે આપણે તેને સાચવીને લાવ્યા, નહિ તો તે અત્યારે આપણને દુઃખ આપત. આ મૂર્ખા મહારાજ હવે આપણા રાજા થયા છે.

મૂર્ખા મહારાજ ધર્મની ગાદી પર બેઠા હતા, એવામાં મૃત્યુ લોકનો મરેલો એક માણસ તેમની સામે ન્યાયને માટે આવી ઉભો અને નમન કરી વિનયથી કહેવા લાગ્યો કે મહારાજ ! મેં આ જન્મમાં બહુ પૂણ્ય કરી સારી કીર્તિ મેળવી છે. આ હકીકત સાંભળી ધર્મની ગાદી પર બેસનાર પેલા મૂર્ખા મહારાજે યમદૂતોને હુકમ કર્યો કે આ પૂણ્યશાળીને નરકમાં લઈ જાઓ. દૂતોએ તરત જ આજ્ઞાનો અમલ કર્યો.

તે પછી હડહડતાં પાપ કરનાર એક પ્રાણી આવ્યો. તેણે બધી હકીકત પેલા મૂર્ખા મહારાજને કહી સંભળાવી. મૂર્ખા મહારાજે યમદૂતોને હુકમ કર્યો કે આ માણસને વૈકુંઠમાં લઈ જાઓ. આવા અનેક બનાવથી સ્વર્ગમાં ખળભળાટ મચવા લાગ્યો. પાપના કરનાર વૈકુઠમાં અને ધર્મિષ્ઠ નરક ભોગવવા લાગ્યા. આમ કરતાં કરતાં એકવીસ દિવસ થઈ ગયા. વૈકુઠમાં એકદમ વસ્તી વધી ગઇ. આ હકીકતની પ્રભુને ખબર પડી કે વૈકુંઠમાં એકદમ વસ્તી વધી ગઇ છે માટે વૈકુંઠ વધારવું જોઇએ. પ્રભુએ વિચાર કર્યો કે વસ્તી વધી કેમ ? કદાચ કળિયુગના બ્રાહ્મણોએ જગતના માનવીઓને બોધ આપી સત્યકર્મ ઉપર દોર્યા હશે ! જરૂર હવે વૈકુંઠ

વધારવા ધર્મરાજાને મારે આજ્ઞા કરવી પડશે. વૈકુંઠ વધારવાની આજ્ઞા કરતાં પહેલાં પ્રભુએ વિચાર કર્યો કે ધર્મરાજાને પૂછી જોવું જોઇએ કે આ કળિયુગમાં ધર્મિષ્ઠ અને પૂણ્યશાળી વધારે કયાંથી આવવા લાગ્યા? વીસ પચીસ દિવસમાં વૈકુંઠ ભરાઇ ગયું તો પછી શું થશે? આમ વિચાર કરી પ્રભુએ ધર્મરાજાને એક ચીઠ્ઠી લખી કે જો વૈકુંઠમાં જગા થોડી હોય તો આપને યોગ્ય લાગે તેવો બંદોબસ્ત કરશો. દૂતને ચીઠ્ઠી આપી ધર્મની ગાદીએ જવા મોકલ્યો.

પ્રભુની આજ્ઞા દૂતે માથે ચઢાવી. વૈકુંઠમાં આવી પેલા દૂતે જોયું તો તેને લાગ્યું કે ધર્મરાજાની ગાદી ઉપર ધર્મને બદલે કોઇ બીજો માણસ હતો છતાં દૂતે પેલા મૂર્ખા મહારાજને ચીઠ્ઠી આપી. મૂર્ખા મહારાજે ચીઠ્ઠી વાંચી પેલા દૂતને સૂચના કરી કે ધર્મ તો મને સત્તાવીસ દિવસથી ગાદીએ બેસાડીને ગયા છે, હજુ તે આવ્યા નથી, માટે તે જયારે આવે ત્યારે તું આવજે.

પેલો દૂત તરતજ ત્યાંથી વિદાય થયો. વૈકુંઠમાં બનેલી સર્વ હકીકત પ્રભુને તેણે કહી સંભળાવી. આ સાંભળી પ્રભુને નવાઇ લાગી. પ્રભુને વિચારમગ્ન સ્થિતિમાં જોઇને લક્ષ્મીજીએ પ્રભુને પૂછયું, કે આપ આમ ગભરાયેલા અને વિચારમગ્ન સ્થિતિમાં કેમ જણાઓ છો? આ સાંભળી પ્રભુએ જવાબ આપ્યો કે હે લક્ષ્મીજી! વૈકુંઠમાં જોવા જેવું થયું છે. તે પછી પ્રભુએ સર્વ હકીકત લક્ષ્મીજીને કહી સંભળાવી. લક્ષ્મીજી બોલ્યાં કે ચાલો આપણે વૈકુંઠ

જોવા જઈએ. નારદ, લક્ષ્મીજી અને પ્રભુ વૈકુંઠમાં જઈ ધર્મની ગાદીએ ગયાં. ત્યાં જઇ જુએ છે તો ધર્મરાજા હતા નહિ. ધર્મરાજાની જગાએ પેલા મૂર્ખા મહારાજને તેમણે જોયા. ગાદીએ બેઠેલા મહારાજને પ્રભુએ પૂછયું કે ગાદીપતિ મહારાજ ! ધર્મરાજા કયાં ગયા છે ?

મહારાજે જવાબ આપ્યો કે અઠ્ઠાવીસ દિવસથી મને ગાદી ઉપર બેસાડીને તેઓ ગયા છે, તે હજુ પણ પાછા આવ્યા નથી.

પ્રભુઃ—અહીં ન્યાય કોણ આપે છે ?

ગાદીપતિઃ—મહારાજ ! હું આપું છું.

આ સાંભળી પ્રભુએ દૂતોને આજ્ઞા કરી કે ધર્મરાજાને ગમે ત્યાંથી શોધી લાવો. દૂતોએ આજ્ઞાનું પાલન કર્યું. ધર્મે આવી પ્રભુને પ્રણામ કર્યાં.

પ્રભુઃ—ધર્મરાજા ! આપ કયાં ગયા હતા ?

ધર્મઃ—આપની આજ્ઞાનું પાલન કરવા.

પ્રભુઃ—ધર્મરાજા ! મેં તો એવી આપને કોઈ જાતની આજ્ઞા કરી જ નથી.

ધર્મરાજાઃ—આપે આ ગાદીપતિને મારી જગાએ બેસાડી, મને એક માસ ફરવા જવાને માટે આજ્ઞા કરી હતી, તેનું મેં પાલન કર્યું છે.

પ્રભુઃ—તેની કંઈ નિશાની છે ?

ધર્મરાજાઃ—આ રહી આપની ચીઠ્ઠી.

ધર્મરાજાએ આપેલી ચીઠ્ઠી પ્રભુએ વાંચી જોઈ.

આ જોઈ પ્રભુને નવાઈ લાગી. તે વિચાર કરવા લાગ્યા કે આ ચીઠી લખનાર કોણુ ? પ્રભુએ વિચાર કર્યો કે આમાં ધર્મરાજાની ભૂલ નથી. લાવને આ ગાદીપતિને પૂછી જોઉં કે આ ચીઠ્ઠી કોણે લખી. આમ વિચાર કરી પ્રભુએ પેલા ગાદીપતિને પૂછયું કે હે ગાદીપતિ મહારાજ ! આપ અહીં શી રીતે આવ્યા ? ગાદીપતિ મહારાજે સર્વ હકીકત પ્રભુને કહી સંભળાવી. ગાદીપતિએ વધારામાં જણાવ્યું કે ધર્મરાજાને મારી જરૂર હશે અને તેટલા માટેજ મને તેમણે તેડાવ્યો હશે, એમ ધારી મેં તેમનું દુઃખ ઓછું કરવા, તમારા નામથી ચીઠ્ઠી લખી છે. તમારે મારા સંબંધી કાંઈ હકીકત પૂછવી હોય તો પેલા દૂતોને પૂછો. આવાં ઉદ્ધત વચન સાંભળી લક્ષ્મીજી અને નારદને હસવું આવ્યું.

પ્રભુઃ—દૂતો ! તમે આ ગાદીપતિને સ્થૂલદેહે કેમ લાવ્યા, તેનું કારણ મને બતાવો.

યમદૂતોઃ—કૃપાનિધાન ! ધર્મરાજાની આજ્ઞાનું પાલન કરવું એજ અમારો ધર્મ છે. ધર્મરાજાએ અમને આજ્ઞા કરી કે તમે સૃષ્ટિ પરથી એક મૂર્ખાને સદેહે સ્વર્ગમાં લઈ આવો. એ આજ્ઞાનું અમે પાલન કર્યું છે. એ સિવાય અમે વધારે કાંઈ જાણુતા નથી.

આ હકીકત સાંભળી પ્રભુએ ધર્મરાજાને પૂછયું કે ધર્મરાજા ! આમાં શું તથ્ય છે ? ધર્મરાજાએ બનેલી સઘળી હકીકત નારદજીને કહી. નારદજીએ વરુણુ વાયુ અને ઈંદ્રરાજાને બોલાવવા યમદૂતોને આજ્ઞા કરી.

પ્રભુની આજ્ઞા થતાં ધર્મરાજાએ બનેલી સર્વ હકીકત પ્રભુને અથ ઇતિ કહી સંભળાવી. એવામાં વરુણ, વાયુ અને ઇંદ્ર પણ ત્યાં આવી પહોંચ્યા. ધર્મને જોઈ ઇંદ્ર હસવા લાગ્યા.

ઇંદ્રઃ—પ્રભુ! એક દિવસ ધર્મરાજના દરબારમાં અમે બેઠા હતા ત્યારે ધર્મરાજા મોટી મોટી બડાશો મારતા હતા. તેથી અમે કહ્યું કે આપણા કરતાં તો મૃત્યુલોકનો એક મૂર્ખો પણ વધે. આ સાંભળી ધર્મરાજાએ દૂતોને આજ્ઞા કરી કે એક મૂર્ખાને સ્વર્ગમાં લઈ આવો. તેમનામાં તેનો આયુષ્ય તોડવાની સત્તા નહિ હોવાથી દૂતો તેને સદેહે સ્વર્ગમાં લઈ આવ્યા. પછીથી શી બીના બની તેની મને ખબર નથી.

પ્રભુઃ—હે ઇંદ્ર! તમોએ પેલા ગાદીપતિને બોલાવી ધર્મરાજાની ગાદી આપી. આથી તેણે આ ન્યાય વિરૂદ્ધનું વર્તન ચલાવી ધર્મિષ્ઠને નર્કમાં અને અધર્મીને વૈકુંઠમાં વસાવ્યા છે. પ્રભુ ક્રોધે ભરાયા અને પેલા ગાદીપતિ મહારાજને વધારે શિક્ષા કરવાનો નિશ્ચય કરી તેમણે દૂતોને બોલાવ્યા. પ્રભુએ આજ્ઞા કરી કે પેલા ગાદીપતિને અમારી સમક્ષ લઈ આવો. દૂતોએ સત્વર આજ્ઞાનું પાલન કર્યું.

જ્યાં બધા દેવો, પ્રભુ તથા લક્ષ્મીજી બેઠાં હતાં ત્યાં ગાદીપતિને લાવવામાં આવ્યા. હાજર થતાં પ્રભુએ પેલા દૂતોને હુકમ કર્યો કે આ ગાદીપતિને તેમના અયોગ્ય કાર્ય માટે નર્કના ઉંડા કુંડમાં ફેંકી દો. આ સાંભળી

મૂર્ખા મહારાજ વિચાર કરવા લાગ્યા કે મૃત્યુ લોકમાં ઘણા લોકો વાતો કરે છે કે પ્રભુનાં દર્શન કરે છે તેને જન્મ મરણનો ફેરો મટી જાય છે અને મોટાં મોટાં પાપ કરેલાં હોય તો પણ બળી જાય છે, તો પછી પ્રભુ પોતે મને નરકમાં નાખે છે, તો તેમણે આ ન્યાય કર્યો ગણાય? આમ વિચાર કરી મૂર્ખા મહારાજ પ્રભુ પ્રતિ બોલ્યા, હે કૃપાનિધાન! આપ લખી આપો કે આજથી કોઈ માણસ પ્રભુ તથા લક્ષ્મીજીનાં દર્શન કરે તેને નરકનો અધિકાર આપવામાં આવશે. આ સાંભળી લક્ષ્મીજી બોલ્યાં કે હે પ્રભુ! જો આજથી આવું થશે તો પ્રભુના દરબારે તથા દેવમંદિરે દર્શન કરવા કોણ જશે? આ તો તદ્દન ઉલટું જ થાય છે.

પ્રભુઃ—ત્યારે કરવું શું? આ મૂર્ખા મહારાજે તો લેખ ઉપર મેખ મારીને આપણાં દર્શન કર્યાં છે. વળી તેણે આપણાં ભાવથી દર્શન કર્યાં નથી અથવા તો ભાવનાં દર્શન કરવા તે અહીં આવ્યો પણ નથી, તો પછી તેમાં અવળું શાનું?

મૂર્ખામહારાજઃ—હે પ્રભુ! રામાવતારમાં સીતા માતાને રાવણ શા માટે લઈ ગયો હતો? તેનું કારણ એ હતું કે આપ દ્વાપર યુગમાં તેને જલદી દર્શન ન આપો તેટલા માટે તેણે આપની સાથે વેર કરવા તેમ કર્યું હતું. તેના આવા અયોગ્ય વર્તન માટે એના એ જન્મમાંજ આપને દર્શન આપવાં પડયાં. તે આપના હાથે જ મુઓ અને સદ્ગતિ પામ્યો. તેનાં એવાં કર્મ માટે સદ્ગતિ

અને મારા આવા સહેજ ગુન્હા માટે નરક? હે પ્રભુ! આ તે ક્યાંનો ન્યાય? છેવટે પ્રભુ પ્રસન્ન થયા અને વરદાન માગવા પેલા મૂર્ખા મહારાજને કહ્યું.

મૂર્ખામહારાજઃ—પ્રભુ! મેં આ જન્મમાં કંઈ પૂણ્ય-દાન કર્યું નથી, છતાં મેં અઠ્ઠાવીસ દિવસ ધર્મરાજાની ગાદી ભોગવી અને આપનાં તથા લક્ષ્મીજી વગેરેનાં દર્શન કર્યાં, તે કયા પૂણ્યને લીધે? તે મને સમજાવો.

પ્રભુઃ—હે મહારાજ! મારા બ્રહ્મસ્વરૂપે બ્રહ્માએ બ્રાહ્મણો માટે ચાર વેદ રચ્યા છે. તેમાં દરેકને માટે યમ, નિયમ વગેરે દર્શાવ્યા છે. તેમાંથી બ્રહ્મપુત્રથી બધું ન સચવાય ને એક પણ નિયમ બરોબર સાચા મનથી સાચવે તો તે પૂર્ણ પદને પામે છે. તારી પાસે એક નિયમ ઘણો ભારે છે, તેને લઇને આ બધો બનાવ બનવા પામ્યો છે. જે બન્યું છે તે મારી સમજણ બહાર નથી. તેં અમારાં દર્શન તારા બળથી કર્યાં છે. તેં સ્થૂલ દેહે અહીં આવી અઠ્ઠાવીશ દિવસ ધર્મરાજાની ગાદી ભોગવી છે, તે બધું એક તારા શુદ્ધ મનના નિયમના પાલનથીજ બન્યું છે. તે નિયમ તે તારી ત્રિકાળ સંધ્યા.

મૂર્ખા મહારાજઃ-પ્રભુ! ફકત એક મારી ત્રિકાળ સંધ્યાએ આટલે સુધી મને પહોંચાડી દીધો તો બધા નિયમોના પાલનથી શું ન બને? હે કૃપાનિધાન! પાંચ વર્ષથી મારામાં અશ્રદ્ધાનો કીડો ભરાયો હતો, તેને લીધે મને લાગ્યું કે આ દુનિયામાં કથાવાર્તા કરનાર તથા મોટા મોટા સંન્યાસીઓ પેટના ખાડા પુરવા જગતના અજ્ઞાની જીવોને

ધર્મને નામે જૂઠું બોલી છેતરે છે. એવો ખોટો વહેમ મારામાં ધીમે ધીમે ભરાયો હતો. જ્યારે મારી ઉંમર નવ વર્ષની હતી ત્યારે મને જનોઈ દીધી હતી. તે વખતે મારા ગુરુએ ગાયત્રીનો મહામંત્ર અને સંધ્યા એટલું તારે ચૂકવું નહિ એવો ઉપદેશ મને કર્યો હતો. તે વખતે મને તેમના વચન પર ભરોંસો આવ્યો નહોતો. મારી ઉંમર લગભગ ૨૫ વર્ષની થવા આવી હતી, તેવામાં એક દિવસે હું એક ગામમાં જઈ ચઢયો. ત્યાં રામાયણની કથા થતી હતી. વ્યાસજીના સ્વમુખે મેં સાંભળ્યું કે રાક્ષસ રાવણ, સુગ્રીવ તથા વાલીને જીતવા કિષ્કિંધા નગરીમાં ગયો. વાલીને ઘેર જઇ તેની પત્નિને રાવણે પૂછયું કે આપના સ્વામીનાથ કયાં છે ? વાલીની પત્નિએ જવાબ આપ્યો કે એ તો સમુદ્ર કિનારે ત્રિકાળ સંધ્યા કરવા ગયા છે. રાવણ ત્યાંથી એક-દમ સમુદ્ર કિનારે વાલીની શોધ કરવા ગયો. જ્યાં વાલી સંધ્યા કરે છે તેની પૂંઠે જઇ કપટી રાવણ ઉભો ઉભો વાલીને કબજે કરવાની યુકિતનો વિચાર કરવા લાગ્યો. વિચાર કરતાં તેને એક યુકિત સૂઝી આવી. તેણે વિચાર કર્યો કે વાલી જયારે મધ્યાહ્ન સંધ્યામાં સૂર્યનારાયણને ઉપસ્થાન કરવા માટે હાથ ઉંચા કરશે ત્યારે હું તેને પાછળથી બાથ ભીડીને બરાબર કબજે કરી દઈશ અને તેનાં ગાત્ર ઢીલાં કરી નાંખીશ. તેના આવા દુષ્ટ વિચારની વાલીને ખબર પડી, છતાં તેણે પોતાની સંધ્યા પાર પાડવા પ્રયત્ન કર્યો. સૂર્યનારાયણને ઉપસ્થાન આપવા જયારે વાલીએ બંને હાથ ઉંચા કર્યા ત્યારે કપટી રાવણે પાછળથી છાનોમાનો આવી વાલીને બરાબર બાથમાં લીધો અને

જ્યાં તેને દબાવવા જાય છે ત્યાં વાલીએ પોતાના ઉપસ્થાન માટે ઉંચા કરેલા હાથ નીચા મૂકી રાવણના બંને હાથ બરાબર દબાવ્યા અને ઠેકડો મારી તે ઉંચે ઉડયો. રાવણ વાલીની પૂંઠે લટકયો, પણ વાલી પવન વેગે જતો હતો. આ જોઇ રાવણ ગભરાયો કે રખેને વાલી મને ફેંકી દેશે તો હું મરી જઈશ. આમ વિચાર કરતાં કરતાં કિષ્કિંધા નગરી આવી પહોંચી. વાલીએ રાવણને છૂટો કર્યો અને તેને અહીં આવવાનું કારણ પૂછયું.

રાવણઃ—હે વાલી ! મારે તમારા જેવા મિત્રની જરૂર છે. પછી રાવણ અને વાલી બંને અગ્નિની સાક્ષીએ મિત્રો બન્યા. વાલીએ રાવણનો સારી રીતે અતિથિ-સત્કાર કર્યો અને તેને ભાવભીની વિદાય દીધી.

સંધ્યામાં રાવણ જેવાને મહાત્ કરવાનું બળ છે, એવું મેં જયારથી જાણ્યું ત્યારથી મને સંધ્યા ઉપર સચોટ વિશ્વાસ ચોંટયો. ત્યારથી મેં ત્રિકાળ સંધ્યા કરવાનો નિયમ લીધો. ત્રિકાળ સંધ્યા કર્યા સિવાય હું પાણી સરખો પણ પીતો નહિ. તે નિયમ મેં આજસુધી પાળ્યો છે. સત્કર્મ કદી ખાલી જતું નથી, એવું મને હવે ખરેખર સમજાયું. બ્રહ્મ સત્ય છે, જગત જૂઠું છે. સત્કર્મ ધીરે ધીરે ઉગે છે, પાપ કર્મ જલદી ઉગી નીકળે છે, એ સૂત્ર મારાથી યથાર્થ રીતે હવે સમજાયું.

હે પ્રભુ ! પહેલાંના બ્રાહ્મણો ઋષિઓ થઈ ગયા, પણ હાલના બ્રાહ્મણોમાં ઋષિ થવાનું એક પણ લક્ષણ જણાતું નથી. પહેલાંના ઋષિઓ જેવી તપશ્ચર્યા કરવી હોય તેવી કરતા, માટે ઋષિ થવાની રૂઢિઓ મને કૃપા કરી બતાવો.

પ્રભુઃ—મૂર્ખા મહારાજ ! તું મૂર્ખો ગણાય છે, પણ ભવિષ્યમાં તું મારા કહેવા મુજબ કરીશ તો તું એક મહાન ઋષિ થઇશ. અત્યારે ઋષિ થવાનું બહુ કઠણ છે. વળી સંધ્યા કર્યા સિવાય બ્રાહ્મણ ગણાય જ નહિ. સંધ્યા મહા પરાક્રમી છે. અત્યારના બ્રાહ્મણો જે જાતની સંધ્યા કરે છે, તે સંધ્યા તરફ તું લક્ષ રાખીશ નહિ, કારણ કે તે ખરી સંધ્યા નથી. હું તને જે સંધ્યા બતાવું છું તે સંધ્યા અને આધુનિક બ્રાહ્મણો જે સંધ્યા કરે છે તેમાં આભજમીનનો ફરક છે. ઘણા બ્રાહ્મણો અત્યારે સંધ્યા કરે છે, પણ તે સંધ્યાથી તે સુખી થતા નથી, તો પછી ઋષિ-પદવી એ સંધ્યા દ્વારા શી રીતે મેળવી શકાય? પ્રાચીન અને અર્વાચીન સંધ્યાની રૂઢિઓમાં ઘણો જ ફેર છે. સંધ્યાનું પરિબળ રસ્તામાં પડયું નથી. સાચા સ્વરૂપમાં સંધ્યા કર્યાથી જ ઋષિ થવાનાં લક્ષણો આવે છે.

સંધ્યામાં બે વખત હંમેશાં પિતૃઓની ત્રીજી પેઢી સુધીની તર્પણમાં યાદી થાય છે. દેવની અને ઋષિઓની પણ તેમાં યાદી થાય છે. સૂર્ય ભગવાનને આપણે બે વખત અર્ઘ્ય આપીએ છીએ, તેથી તે વડે એમના દુશ્મન રાક્ષસો પાછા હઠે છે. તેના બદલામાં સૂર્ય ભગવાન આપણને ઘણી મદદ કરે છે. જ્યારે આપણે મુદ્રાઓ કરીએ છીએ, ત્યારે અનેક દેવતાઓ આપણા અંગના સાંધે સાંધે અમર રાખડીઓ બાંધે છે. વળી જ્યારે આપણે પ્રાણાયમ કરીએ છીએ ત્યારે આપણે બધા દેવતાઓનું સ્મરણ કરીએ છીએ. તે વખતે આપણે જમણી નાસિકા-

માંથી પ્રાણવાયુ લઈ બ્રહ્માંડમાં દિપક પછવાડે પ્રદક્ષિણા કરી, ડાબી નાસિકાથી વાયુને બહાર કાઢીએ છીએ. પછી ડાબી નાસિકાથી પ્રાણવાયુ બ્રહ્માંડમાં લઇ દિપકની પ્રદક્ષિણા કરી દિપકના મૂળમાં થઈ નીચા ઉતરી ગળા વાટે ગોખમાં આવી જે નાડી ગુંચળું વળી ત્યાં પડી છે તેમાં સંયમ કરીએ છીએ. પછી શિવને નવરાવી નીચે ઉતરી નાભિચક્રની નીચે સર્પણીના ઘાટે ચક્ર છે ત્યાં જરા સંયમ કરી પાછા વળી જમણી નાસિકાએ વધારાનો વાયુ બહાર કાઢીએ છીએ, અને પછી ત્રિકુંડીમાં જ્યાં મહેશ્વર છે ત્યાં બેસીએ છીએ. આમ પ્રાણવાયુથી ક્રિયાકર્મ કરે તે માણસની સંધ્યા પરીપૂર્ણ થઈ ગણાય. આ રીતે ઋષિઓ પોતે સેવા પૂજા કરતા. બીજા દેવોની પૂજા કરવી હોય તો પોતાની ઈચ્છા મુજબ કરવી, કારણ કે સંધ્યામાં બધા દેવો આવી જાય છે. સાચું આત્મજ્ઞાન સંધ્યામાં છે. સંધ્યાના નિયમોના સંયમમાં બળ છે. એને લઇ ઋષિ બનાય છે; એના સિવાય ઋષિ થવાતું નથી.

હાલના સમયમાં ઋષિ થવું હોય તો તને તેનો માર્ગ બતાવું. પહેલાં તો ઉપર બતાવેલી રૂઢિથી સંધ્યા કરવી. આમ કરવાથી જ્ઞાનમાં વધારો થાય છે. સંધ્યા કરનારનું લક્ષ બ્રહ્મ તરફ દોરાય છે. ધીમે ધીમે સર્વ વૃત્તિઓને સ્થિર કરવાથી ચિત્તની એકાગ્રતા વધે છે. ગળાના ગોખમાં પડેલી જે નાડી છે તેના મૂળમાંથી જે ઝરણ વહ્યા કરે છે તે ગંગારૂપી અમીકૂંપો છે. એ રીતે ગળામાં મોખરે જે એક શિવનું લીંગ છે તેને ગંગા નવરાવી નીચે જાય છે.

વળી સુષુમણા નાડી ગળેથી નીચે ઉતરી સ્થૂલ દેહના મોભાળા રૂપી કરોડ રજ્જુ ( મેરૂ દંડ )ને મળે છે અને ત્યાંથી ત્રીજી ગંગા જે અમીકૂંપાની છે તે ત્રણેય ગંગા સાથે સાથે નીચે ઉતરે છે. તેમાં અમૃત વહે છે. મેરૂ દંડ તથા તેની સાથેની સુષુમણા નાડી બંને સ્થિર છે. ગંગા નાભિ કમળને સાચવે છે. તેને લઈને પ્રાણવાયુ સ્થિર તથા આનંદમાં રહે છે. નાભિકમળમાંથી અમીકૂંપો ટપકે છે. તેના ટીંપાની આશાએ નીચે સર્પણી મૂખ ફાડીને રહેલી છે. પછી નાભિકમળમાં ચિત્તને ઠેરવવું અને ગળામાં જયાં ગંગા શિવને નવરાવી વહ્યા કરે છે ત્યાં ચિત્તને સ્થિર કરવું. વળી સુષુમણા એટલે સૂર્યનાડી છેક ગુદાચક્રથી માંડી કરોડરજ્જુની હારમાં ને હારમાં સીધી ચાલી ગળાની અંદર થઈ ઠેઠ તાળવું વીંધી બ્રહ્માંડમાં ફૂટે છે. આ જગાએ વિજળીના તેજ જેવો દિપક બળ્યા કરે છે, ત્યાં મહેશ્વર ત્રિકુંડીમાં બેઠા છે, તેમાં ચિત્ત ઠેરવવું. ઉપર બતાવેલી ત્રણ જગામાંથી ગમે તે એક જગા પર ચિત્તને ઠેરવી રાખે તેવો માણસ પણ હાલના સમયમાં ઋષિ થઈ શકે છે.

મૂર્ખા મહારાજઃ—પ્રભુ ! આ ત્રણ જગાએ ચિત્તને ઠેરવે ને ઠેરવ્યા પછી તેના સ્થૂલ દેહને કાંઇ ભય આવે તો પછી તેનું શું ? ઘર કે બંગલામાં બેસી તમારા બતાવ્યા મુજબ ઋષિ થવાય એમ હું માનતો નથી. તેને માટે તો કોઈ પર્વત, ડુંગરોની ગુફા કે કોઈ પવિત્ર નદીતટ જોઇએ. એવા એકાંતમાં બેસી તે પ્રમાણે કરે તો જ ઋષિ થવાય. પણ તેવી જગાએ હિંસક પ્રાણી વગેરેનો ભય હોય છે, તો તેનો મને કૃપા કરી ખુલાસો કરો.

પ્રભુઃ—મૂર્ખા મહારાજ ! મારા બતાવ્યા મુજબ કરનારને તો સમૂળગો ભય લાગતોજ નથી. ભયવાળાથી ઋષિ થવાતું નથી. ઋષિ થવાનું એમ કંઇ રસ્તામાં પડયું નથી. ઋષિ થનાર તો વાઘ, વરૂ, સિંહ રહેતા હોય એવી ભયાનક ગુફાઓમાં પણ તપ તપે છે અને મારી બતાવેલી ત્રણ જગાએ તે સંયમ કરે છે. તેવા સંયમીનાં બાહ્યચક્ષુ ખુલતાં નથી, પણ આન્તર્ચક્ષુ ખુલે છે. પછી ધીમે ધીમે તે સંયમી પુરુષને પોતાના સ્થૂલ દેહમાં મહાન નગર જેવું લાગે છે. બાહ્ય શરીર તો જાણે એ મહાન નગરની ચોમેર ફરતો કોટ હોય એમ લાગે છે. ધીરે ધીરે તે કોટ વજ્રનો બનતો જાય છે. આંતર શરીરમાં જીવ શિવના ધ્યાનમાં હોય છે. તેની પૂંઠે પોતાનો દેહ છે, એવું સંયમી પુરુષને લાગતું નથી. સંયમી પુરુષને તો પોતાનો સ્થૂલ દેહ એ જાણે ઇશ્વરનું વિરાટ સ્વરૂપ હોય એમ લાગે છે. વનચર અને હિંસક પ્રાણીઓને તપ કરનાર માણસ કોઈ મહાન ચમત્કારી વસ્તુ જેવું દેખાય છે અને તેનાથી તેઓ ભય પામી નાસી જાય છે. તપ અને સંયમનો એ પ્રતાપ છે.

જેનાં આન્તર્ચક્ષુ ખીલે છે, તેવો સંયમી પુરુષ સર્વવ્યાપકના ધ્યાન અને ચિંતવનથી આખરે સર્વવ્યાપક સ્વરૂપ બની જાય છે. તેને ભેદ દ્રષ્ટિ જેવું કંઇ જ રહેતું નથી. એને મન તો રાય અને રંક સરખા હોય છે. સંયમી પુરૂષોના તપરૂપી બળના પ્રભાવથી હિંસક પ્રાણીઓ પણ પોતાની હિંસકવૃત્તિ તજી દે છે.

એવા અનેક દાખલા મોજુદ છે. એવા અનેક ઋષિઓ હાલની સૃષ્ટિમાં પણ છે.

મૂર્ખા મહારાજઃ—હે પ્રભુ! ચિત્તવૃત્તિ સ્થિર કરી બેસનારને બેઠા પછીથી ક્ષુધા, તૃષા પણ હેરાન કરે તો તે શી રીતે શાન્ત થાય?

પ્રભુઃ—મૂર્ખા મહારાજ! ચિત્તવૃત્તિ સ્થિર કરતાં જેને ક્ષુધા તૃષા હેરાન કરે તેને બીજ પલટાએલ સમજવો. બ્રહ્મબીજને બ્રહ્મમાં ધ્યાન લાગ્યું તે ઘડીએ ખાવાપીવામાં તેનું ચિત્ત જતું નથી. બ્રહ્મપુત્ર જયાં સુધી ચિત્ત ઠેરવવાનો નિશ્ચય કરે ત્યાં સુધી તે ચિત્ત ઠેરવી શકે છે. તેને ખાવાપીવાની દરકારજ રહેતી નથી. જેવું તપ હોય તેવું તેનું વર્તન હોય છે. લાંબા તપમાં પણ તેને ખાવાપીવાની પરવા હોતી નથી. એવા સમયે જેને ભૂખ તરસ અનિયમિત રીતે આવી હેરાન કરે તેને પણ બીજ પલટાએલો જાણવો. સોનામાં પિત્તળ ભળેલું હોય તો તરતજ જણાઇ આવે છે, તેવી રીતે આ પણ જણાઈ આવે છે. આવી જાતનું સૃષ્ટિનું જ્ઞાન તું બરાબર જાણજે.

મૂર્ખા મહારાજઃ—પ્રભુ! ગૃહસ્થાશ્રમમાં રહી ગએલી વાસના વચમાં યાદ આવી જાય તો તેને માટે ત્યાં સમાધાન કરનાર કોઇ હોય, કે પછી મહેનત કરેલી વ્યર્થ જાય?

પ્રભુઃ—મૂર્ખા મહારાજ! ગૃહસ્થાશ્રમમાં રહેલી વાસના ગૃહસ્થાશ્રમમાં કરેલા પાપને લીધે સાંભળે છે. ગૃહસ્થાશ્રમમાં

કોઇ મોટું પાપાચરણુ કરેલું હોય તેવું પાપ ઈશ્વરની પ્રેરણા લેવાને તપ કરતા હોઇએ તો બળી જાય છે. સત્ તપને લીધેજ તે બળી જાય છે. પણુ જો આપણે રજોગુણી તપ કરવા બેઠા હોઈએ તો તેમાં મોટાં પાપ બળી શકતાં નથી. વળી તેનું સમાધાન કરનાર કોઇ હોતું નથી. આથી તે ત્યાંથી લથડે છે ને પાછો પડે છે.

મૂર્ખા મહારાજઃ—હે પ્રભુ! સત્યપરાયણુ તપ કરી કોઇ ઋષિ ઈશ્વર મેળવ્યા પછી ગૃહસ્થાશ્રમમાં આવે કે નહિ?

પ્રભુઃ—મૂર્ખા મહારાજ! તારી એ શંકાનું નિવારણુ કરવા એક દૃષ્ટાંત હું તને કહું તે તું ધ્યાનથી સાંભળ.

પ્રાચીન સમયમાં કશ્યપ નામે મહાસમર્થ તપેશ્વરી ઋષિ હતા. તેમને એક બહુ રૂપવંતી બાલિકા હતી. બાલિકા ઉંમર લાયક થતાં ઋષિએ તેને માટે કોઈ લાયક પતિની તપાસ કરવા માંડી.

તપાસ કરતાં બધા ઋષિઓની નજર મહાસમર્થ તપેશ્વરી કર્દમ ઋષિ પર ગઇ. તે ઋષિ લગ્ન કરે તો તે સર્વ રીતે પુત્રીને લાયક છે એમ બધાને લાગ્યું. આશ્રમના બધા ઋષિઓએ કશ્યપ ઋષિને વિનંતિ કરી કે આપ કર્દમ ઋષિ પાસે જાઓ અને આ કાર્યમાં જોડાવાની તેમની સંમતિ માગો. કશ્યપ ઋષિ બધા ઋષિઓની આજ્ઞા માથે ચઢાવી કર્દમ ઋષિ પાસે ગયા. આ વખતે

ઋષિ ધ્યાનમગ્ન હતા. ધ્યાનમાંથી મુક્ત થયા બાદ કશ્યપ ઋષિએ પોતાની પુત્રીના લગ્નની સર્વ હકીકત તેમને કહી. કર્દમ ઋષિએ કશ્યપ ઋષિની માગણીનો અમુક શરતે સ્વીકાર કર્યો.

કશ્યપ ઋષિ પોતાને ઘેર ગયા. તેમણે સર્વ હકીકત ઋષિઓ તથા પુત્રીને કહી સંભળાવી. પુત્રીએ પોતાની ઈચ્છા દર્શાવી. આથી કશ્યપ ઋષિ પોતાની પુત્રીને લઈ કર્દમ ઋષિ પાસે ગયા. કર્દમ ઋષિએ પોતાની શરત ઋષિપુત્રી સમક્ષ જાહેર કરી. શરત એ હતી કે જો ઋષિ-પુત્રી કોઈપણ જાતની ભૂલ કરે તો હું તેનો ત્યાગ કરૂં. આવી ભારે માગણીનો પણ ઋષિપુત્રીએ સ્વીકાર કર્યો. ત્યાર બાદ બંનેનાં વૈદિક ક્રિયા મુજબ લગ્ન થયાં.

કર્દમ ઋષિ અને ઋષિપત્નિ બંને પોતાના દિવસો આનંદમાં વ્યતિત કરવા લાગ્યાં. ઋષિ ત્રિકાળસંધ્યા કરી બાકીનો સમય ઇશ્વર ચિંતવનમાં ગાળતા. ઋષિપત્નિ સ્વામિને જોઇતી સાધન સામગ્રી તૈયાર કરવામાં અને ઋષિની સુશ્રુષા કરવામાં સમય ગાળતાં. ત્યાર બાદ તે પણ ઈશ્વર ભક્તિ કરતાં. સ્રીને પતિ એ જ પરમેશ્વર છે. સ્રીને માટે સાચા હૃદયની પતિભક્તિ એ ઈશ્વર ભક્તિની સમાન છે. એમ ધારી તેઓ સાચા હૃદયથી પતિભક્તિ કરતાં હતાં.

એક દિવસ ઘણો થાક લાગવાથી જમી પરવારી ઋષિ જરા આરામ કરવા પથારી પર પડયા. થાકથી ઋષિ

નિદ્રાદેવીને આધિન થઇ ગયા. નિદ્રામાં ને નિદ્રામાં ઋષિએ બે ચાર કલાક વિતાવ્યા, છતાં તે જાગ્યા નહિ. આથી ઋષિ-પત્નિને વધારે ચિંતા થવા લાગી. ઋષિને ત્રિકાળસંધ્યાનો અટલ નિયમ હતો. સંધ્યાનો સમય થઈ જવા આવ્યો હતો તેથી ઋષિપત્નિએ ઋષિને જગાડયા. આથી ઋષિ, પત્નિ ઉપર ક્રોધે ભરાયા ને બોલ્યા કે જા, હું તારો ત્યાગ કરૂં છું. ઋષિપત્નિએ ઋષિને ઘણા કાલાવાલા કર્યા છતાં ઋષિ એકના બે ન થયા, કારણ કે ઋષિ એકવચની હતા. છેવટે ઋષિ બોલ્યા, કે જે થવાનું હતું તે થઈ ગયું છે. નીકળેલું વચન પાછું મુખમાં ન પેસે. આમ કહી તેમણે પત્નિને સાન્તવન આપ્યું. તેમનાં આવાં દીન વચનોથી પત્નિને જરાએ સંતોષ થયો નહિ.

ઋષિપત્નિ ભગ્ન હૃદયે પિતા પાસે ગયાં. તેમણે બનેલી સર્વ હકીકત પિતાને કહી સંભળાવી. આ બનાવથી કશ્યપ ઋષિ નારાજ થયા. શું કરવું તેનો નિશ્ચિતપણે તે વિચાર કરવા લાગ્યા. વિચાર કરતાં કશ્યપઋષિને સૂર્ય ભગવાનનું શરણું લેવાની ઇચ્છા થઈ. કશ્યપઋષિ સૂર્ય ભગવાનને લઇ પુત્રી સહિત જ્યાં કર્દમ ઋષિ તપ કરતા હતા ત્યાં ગયા. સૂર્ય ભગવાને કર્દમ ઋષિને કહ્યું, કે હે ઋષિ! ઋષિ પુત્રીએ આપને નિદ્રામાંથી જગાડયા તેમાં તેમનો જરાએ દોષ નથી, કારણ કે તમારી સંધ્યાનો સમય જતો રહેતો હોવાથી તેમણે તમને જગાડયા.

કર્દમઋષિઃ—હે સૂર્ય ભગવાન! આમાં તેમનો દોષ નથી પણ મુખેથી જે વચન નીકળી ગયું તે ખરૂં. મુખને

માટે બ્રહ્મવચન ખાલી જાય તો શેષનાગના માથા ઉપર ભાર વધી પડે. માટે કૃપા કરી આપ બોલો, હવે મારે શું કરવું?

સૂર્યનારાયણઃ—ઋષિ! જગતમાં સ્રીને પુત્ર ઉપર વધારે પ્રેમ હોય છે. માટે ઋષિપુત્રીને એક બાળક આપી આપ ગમે ત્યાં જાવ. ઋષિપુત્રી પુત્રના આધારે દિવસો પસાર કરશે અને શાન્તપણે વંશવૃદ્ધિ ચલાવશે. આ સાંભળી કર્દમઋષિએ હાથમાં પાણી લઇ ઋષિપુત્રીની જમણી જાંઘ પર રેડયું. ઋષિના તપના પ્રભાવથી ઋષિ-પુત્રીની જાંઘમાંથી એક દેદીપ્યમાન પુત્ર પ્રગટ થયો. ઋષિપુત્રીને આથી ઘણોજ આનંદ થયો. કશ્યપ ઋષિ તથા સૂર્યભગવાન ઋષિની વિદાય લઇ છૂટા પડયા.

કર્દમઋષિ તપ કરવા જંગલમાં ચાલ્યા ગયા. ત્યાં તેમણે પોતાનું બાકીનું આયુષ્ય તપમાં પૂર્ણ કર્યું અને ઉત્તમપદને પામ્યા.

પ્રભુઃ—હે મૂર્ખા મહારાજ! કહેવાનું તાત્પર્ય એ છે કે ઋષિ થઇ તે ગમે ત્યાં વિચરે, ગમે તે કરે, પણ તેમને માટે સત્ એજ પ્રભુ અને પ્રભુ એજ સત્ છે. ઋષિના મુખથી નીકળેલા વચનને ફેરવવા કોઇ સમર્થ થઇ શકયા નહિ. ઋષિ થવું એ કંઈ સહેલું છે? ઋષિને તો અમારાથી પણ કંઈ થઇ શકે નહિ. એમના આયુષ્યમાં વધારો કરવો હોય તો એ કરી શકે. પૃથ્વીનો ભાર ઝીલવાનું શેષ નાગનું ગજું શું? પણ પૂર્વે

થઇ ગએલા ઋષિઓના તપ અને સત્યના પ્રભાવથી શેષનાગ પૃથ્વીનો ભાર ઝીલી શકે છે. મૂર્ખો મહારાજ! તારે હવે જે પૂછવું હોય તે પૂછ; હું તારો દાસ છું.

મૂર્ખો મહારાજઃ—હે પ્રભુ! આપ આ શું બોલ્યા? પહેલાં તો તમે મને નરકના કૂંડમાં નંખાવી દેતા હતા ને હવે તમે મને કહો છો, કે હું તારો દાસ છું. એવું મેં પૂર્વે શું તપ કરેલું છે કે જેથી આપ એમ બોલો છો? કૃપા કરી મારો આ સંશય ટાળો.

પ્રભુઃ—મૂર્ખો મહારાજ! તારા પૂર્વના તપને લઇને મારે તારી આગળ આવું સમાધાન કરવું પડયું છે, નહિ તો અમે કોઈ તારી દયાથી અહીં આવી તને જવાબ આપત નહિ. હવે મારે કહેવું પડે છે કે "વાસના ત્યાં જન્મ" એ બ્રહ્મવાકય કદી ખાલી જતું નથી. તે વિષે તારા જન્મનો ટુંક ઇતિહાસ હું તને કહું તે તું ધ્યાનથી સાંભળ.

તું એક પવિત્ર બ્રહ્મપુત્ર હતો. તેને લઇ તું કથાવાર્તા કે હરિકીર્તનમાં જતો. એક દિવસ વ્યાસજી રામાયણની કથા કરતા હતા, ત્યાં તેં સંધ્યામાં ઘણું બળ છે, એવું તેમને મોઢેથી સાંભળ્યું. ત્યારથી સંધ્યા વિષેની તારી શ્રદ્ધા અડગ બની. આ પ્રમાણે તેં પ્રતિદિન ત્રિકાળ સંધ્યા કરવી શરૂ કરી. પણ તારો રોજગાર બંધ થવાથી આવક ઘટી અને ખર્ચ વધતું ચાલ્યું. તારી પતિવ્રતા સ્ત્રી આવક ઘટવાથી ગભરાવા લાગી અને શું કરવું તેની

તેને કંઈ સૂઝ પડી નહિ. પ્રતિક્ષણ તેની મૂંઝવણ વધવા લાગી. સારી રાત અને દિવસ વિચાર કરવામાં અને રડવામાં તે પસાર કરતી.

તને સંધ્યાની ઘેલછા લાગેલી, એટલે સર્વ બાહ્ય પ્રવૃત્તિને ફગાવી દઈ ત્રિકાળ સંધ્યામાં તેં તારી સર્વ શક્તિનો ઉપયોગ કર્યો. આવી પરિસ્થિતિથી તારી સ્ત્રી ગાંડા જેવી થઈ ગઈ, અને કહેવા લાગી કે 'બળ્યો આ બૈરાનો અવતાર'. આમ વારંવાર તે બકવાદ કર્યા કરતી, છતાં તારા સંધ્યાના બળથી તેનામાં શાન્તિ આવતી ગઇ. તારૂં બ્રહ્મજ્ઞાન વધવા લાગ્યું. ત્રિકાળ સંધ્યામાં તેં વીસ વરસ પસાર કર્યાં. વીસ વરસમાં તો તારી સ્ત્રીએ ઘણી આસમાની સુલતાની જોઇ.

ઈશ્વર કૃપાથી તારી શુદ્ધ ભક્તિના ફળરૂપે તારે ત્યાં એક પુત્ર થયો. પુત્રની વિચક્ષણતા બાળપણથી જણાઇ આવી.

છોકરો દસ વરસનો થયો એટલે બાઈને ધીરજ આવી. એક દિવસ તારી સ્ત્રી આવક ઘટવાથી રડતી હતી. આ બનાવ તારા પુત્રે જોયો. જોતાં જ તે બોલી ઉઠયો, માતાજી! તમારી આંખમાં આંસુ કેમ? કયા દુઃખને માટે તમે આંસુ પાડી રહ્યાં છો? તમારી દર્દભરી કથા મને કહો. માતાપિતાના દુઃખે દુઃખી અને સુખે સુખી થવું એ પુત્રનો ધર્મ છે. આપનું દુઃખ મટાડવા હું મારાથી બનતું કરીશ. પુત્રનાં આવાં વચન સાંભળી તારી

સ્રીને ઘણો આનંદ થયો. તારી સ્રીએ કહ્યું, બેટા! બળ્યો આ સ્રીનો અવતાર; કયી સ્રીએ તે માગ્યો હશે ? આટલું બોલી તારી સ્રીની આંખમાં ચોધાર આંસુ વહેવા લાગ્યાં. આગળ તે બોલવા જતી હતી, પણ તે અવાક્ બની ગઈ. તારી સ્રીનાં દર્દભર્યાં વચન સાંભળી તારા પુત્રને ઈશ્વર પ્રેરણાથી જ્ઞાન પ્રગટયું. તારો પુત્ર તારી સ્ત્રીને કહેવા લાગ્યો કે માતાજી! માતાપિતાના દુઃખમાં ભાગ લેવો એ પુત્રનો સાચો ધર્મ છે. વળી તેણે કહ્યું, કે માતાજી! આટલો જન્મ સુખે દુઃખે તમે કાઢો, આવતો જન્મ તમારે સ્ત્રીનો નહિ આવે આ મારૂં સત્ય વચન કદી મિથ્યા નહિ જાય. વેદ પુરાણમાં લખ્યું છે કે જેનો પુત્ર આજીવન નૈષ્ઠિક બ્રહ્મચર્યવ્રત પાળી પોતાનું આયુષ્ય ઈશ્વર ભક્તિમાં ગાળે, તેની માતા સ્ત્રીના અવતારમાંથી મુક્ત થાય. એ ભગીરથ કાર્ય તારા પુત્રે ઉપાડી લીધું. આથી તારી સ્રીને ઘણો જ આનંદ થયો.

હે મૂર્ખા મહારાજ! તારી સ્રી તારાથી ઘણી જ દુઃખી હતી, તે વાત તારી જાણ બહાર હતી. એમ કરતાં કરતાં તારી સ્રી મરણ પથારીએ પડી. તારી પતિવ્રતા સ્રીના પ્રતાપથી તારો સંધ્યાધર્મ અતિ બળવાન બન્યો. તારી પતિવ્રતા સ્રી પર તને ઘણો પ્રેમ હતો. તારી વાસના તેના પર ચોંટતી ગઈ, પણ એવામાં તેનું મૃત્યુ થયું. એટલે તારી વાસના તેનામાં રહી ગઈ. મરણ સમયે તારી વાસનાને લીધે તેં શુદ્ધ હૃદયથી પ્રાર્થના કરી કે હે ઈશ્વર! આવતા જન્મમાં અમે બે પાછાં મળીએ. પણ

તારા પુત્રે તારી સ્ત્રીને સ્ત્રીના અવતારમાંથી મુક્ત કરવાનું વચન આપેલું, તે તું જાણતો ન હતો, નહિ તો તું એવું વચન ન માગત.

તારૂં મૃત્યુ થયું ત્યાં સુધી તારૂં ધ્યાન સંધ્યામાં અને તારી પતિવ્રતા સ્ત્રીમાં હતું. એ વાસના સાથે તારૂં મૃત્યુ થયું. તે વખતે તારી ઉંમર સાઠ વર્ષની હતી.

તારા પુત્રના તપથી બ્રહ્મકુળમાં તારો જન્મ થયો.

તારી સંધ્યાનું બળ, તારી વાસના અને પ્રભુનું વચન, એ ત્રણે પુરું ન પડે તો પ્રભુને પોતે એ અવતારમાં દર્શન આપી સમાધાન કરવું પડે. એને લઈનેજ હું તને કહું છું, કે હું તારો દાસ છું.

તારો બ્રહ્મકુળમાં જન્મ થયો. ત્યાં તું ઘર બાંધી બેઠો. પૂર્વે જે તારી સ્ત્રી હતી તે તને તારા પુત્રના વચનથી મળી નહિ. હાલ તારે જે સ્ત્રી છે, તે સ્ત્રીએ પૂર્વ જન્મમાં તને મેળવવા વાસના કરેલી, તેને લઈ તે તને મળી છે.

તારી પૂર્વની વાસના ખાલી ગઇ તેને બદલે મારે તને દર્શન આપવાં પડયાં છે. તેને લઈ હું તારો દાસ થઇ તારા પ્રશ્નોના જવાબ આપું છું, નહિ તો સૃષ્ટિમાં એમ કહેવાય કે 'વાસના ત્યાં જન્મ' એ ખોટું છે. ઈશ્વરને ઘેર ન્યાય નથી, એમ જગત ન ધારે તેને લઇને મારે તને દર્શન આપવાં પડયાં છે.

ધર્મરાજા, ઇંદ્રરાજા, વાયુ અને વરુણે મોકલેલા દૂતો તને શોધીને અહીં લાવ્યા તે બધી મારી લીલા છે, પણ ખરૂં એ છે કે તારી ખરા ટેકની સંધ્યાના બળે આ બધું તને મળ્યું છે. એના એજ દેહે તારી સ્ત્રી તને ન મળી તેને લઇ તારા આજ અવતારમાં અમારે આવી તને દર્શન આપવાં પડયાં છે. જો તારો પૂર્વ અવતાર બદલાઈ જાય અને તારી કાર્યસિદ્ધિ ન થાય તો ઇશ્વરને ઘેર ન્યાય નથી એમ કહેવાય, સત્ ચાલ્યું જાય, સૃષ્ટિ અધર્મી થઇ જાય અને ભક્તિભાવ ઘટી જાય. એ બધી ઘટના ન બને તે માટે તારી સર્વ કામના પૂર્ણ કરવા, તને અહીં સદેહે બોલાવી અમે દર્શન આપ્યાં છે. હવે બોલ, ઇશ્વરને ઘેર ન્યાય છે કે નહિ ?

ॐ शान्ति :        शान्ति :        शान्ति :



## આ પુસ્તકના પહેલેથી ગ્રાહક થનારનાં નામ.

પટેલ મણીલાલ બેચરભાઇ ઠે. કાલુપુર, ઘી બજાર કંપની, અમદાવાદ.

શુકલ ચીમનલાલ નાથાલાલ —મુ. ટીંટોડા, તા. કલોલ.

ત્રવાડી હરિલાલ મોહનલાલ —મુ. વેડા, તા. કલોલ.

ભટ્ટ છગનલાલ મૂળજીભાઈ —મુ. ધમાસણા, તા. કલોલ.

પંડયા નટવરલાલ મગનલાલ —મુ. ઘુમાસણ, તા. કડી.

ભટ્ટ બબુભાઈ ભવાનીશંકર —મુ. ઇસંડ, તા. કલોલ.

ઠાકર સોમનાથ કેશવલાલ —મુ. વાસણા, તા. દહેગામ.

શાહ અંબાલાલ કેશવલાલ —મુ. દહેગામ, તા. દહેગામ.

માસ્તર રામચંદ્ર —મુ. લીંમડી (કાઠીયાવાડ)

દરબાર વીભુભા મનુભા મુ. લાલીયાદ, તા. લીંમડી (કાઠિયાવાડ)

ગોર મણીલાલ રણછોડની વિધવા બાઈ વસંત. —રાયપુર, વચલી શેરી, અમદાવાદ.

જોશી ચુનીલાલ મનસુખરામ —પખાલીની પોળ, બગડાવાડ, અમદાવાદ.

મોદી કાન્તિલાલ મણીલાલ–ખાડીયા, હિંગલોક જોશીની પોળ, અમદાવાદ.

મહેતા લલ્લુભાઇ ચકુભાઇ —રાયપુર, મકેરીવાડ, હવેલીની ખડકી, અમદાવાદ.

રતિલાલ ગંગારામની ઓરત બાઇ હીરા રાયપુર, મનસુખરામની ખડકી, અમદાવાદ.

ભટ્ટ ડાહ્યાભાઈ દલસુખરામ—મુ. સોનારડા, તા. દહેગામ.

પંડયા હીરાલાલ જુગલદાસ—મુ ભૂંડીયા, તા. દહેગામ.



